પ્રકાશક :
નલિન મ. ભટ્
ગીતાબંધુ કાર્યાલય
વાપી
સ્ટે. વાપી. જિ. સ

૨૦૦૮ ]          મહાવીર જયન્તી

योगेन चित्तस्य पदेन वाचां
मलं शरीरस्य च वैद्यकेन ॥
योऽपाकरोत्तं प्रवरं मुनीनां
पतञ्जलिं प्राञ्जलिरानतोऽस्मि ॥

જેમના યોગમય જીવન મને

યોગ બનાવ્યો

તે

પૂજ્ય પિતાશ્રીને

ચરણે

---

આર્યવિદ્યાપ્રેમી સ્વ. ગુરુ અર્જુનદેવજીના

પવિત્ર સ્મરણ જાળવવા

નવસારીનિવાસી

ભદ્રિક ગૃહસ્થ

શ્રી ભૂખણદાસ નારણદાસ કંસારા

ના

સૌજન્યભર્યા

ઔદાર્યથી.

—લેખક—

## —: નલિન મ. ભટ્ટ કૃત ઉપલબ્ધ પુસ્તકો :

| | | |
|---|---|---|
| ૧ | ઈશકેન ઉપનિષદ્ (ગુજરાતી સાનુવાદ સહિત) | ૦-૧[illegible] |
| ૨ | માંડૂક્ય ,, | ૦-[illegible] |
| ૩ | સ્વાધ્યાય ગીતા | ૦-૧૨ |
| ૪ | ગીતાઅરણ્ય | ૧-[illegible] |
| ૫ | ગીતા મા-બી | ૦-૪ |
| ૬ | ગીતા પત્રાવલિ | ૦-૮ |
| ૭ | જીવન દર્શન | ૨-૪ |
| ૮ | નિનીતી-પરાગ (ગ્રન્થગ્રંથ) | ૨-૦ |
| ૯ | સરોજ સુરભિ ( ,, ,, ) | ૧-૪ |
| ૧૦ | ક્રિયાયોગ | ૦-૪ |
| ૧૧ | ભારતના અમર બાળકો | ૦-૧૨ |
| ૧૨ | ગીતા મનન ભાગ ૧ લો | ૨-૪ |
| ૧૩ | ઉપનિષદ્ ચતુષ્ટય | ૨-૮ |
| ૧૪ | પ્રશ્નોત્તરી | ૦-૮ |
| ૧૫ | યોગપત્રાવલિ ભાગ ૧ લો | ૨-[illegible] |
| ૧૬ | યોગપત્રાવલિ ભાગ ૨ જો | ૨-[illegible] |
| ૧૭ | ગીતામનન ભાગ ૨ જો | ૨- |
| ૧૮ | પ્રભુને પથે | ૨- |
| ૧૯ | ભાગવતનો નિશ્ચધર્મ | ૦- |
| ૨૦ | ભાગવતની ગુરુપરંપરા | ૦-૧ |

તા. ક.—પુસ્તકો મોકલવાનો ખર્ચ જુદો

પ્રાપ્તિસ્થાન —

**નલિન મ. ભટ્ટ**

ગીતાબંધુ કાર્યાલય

# —: સામાન્ય વક્તવ્ય :—

(૧) પરમાત્માની કરુણાથી ગીતાબન્ધુ ગ્રન્થાવલિના છઠ્ઠા ગ્રન્થ તરીકે, ઈ પતંજલિના યોગશાસ્ત્રનો આ 'સાધનપાદ' યોગવિચારસિક જનતાની માં રજૂ કરતાં આનંદ થાય છે. આ પહેલાં યોગશાસ્ત્રનો 'સમાધિપાદ' ાની સેવામાં ધરવામાં આવ્યો જ છે. "ગીતાબંધુ"માં ક્રમશઃ પ્રકટ થતા પત્રોએ અનેક ભાઇબહેનોના જીવનમા નવો રસ અને પ્રાણ પ્રકટાવ્યાં પાતંજલ યોગદર્શનના આ બીજા ભાગમા ૩૯ થી ૮૨ સુધીના પત્રોનો વેશ થાય છે.

(૨) પાતંજલ યોગદર્શન વિશ્વના દાર્શનિક સાહિત્યમા અદ્વિતીય સ્થાન ા છે. કોઇપણ દેશ, કાળ, જાતિ, સંસ્કૃતિ કે સભ્યતા માટે એનો ાસ્ત્ર હિતાવહ છે. વિશ્વ કે વ્યક્તિના જીવનના તમામ રહસ્યો અને ક્ષ્નોના ઉકેલ માટે પાતંજલદર્શન એક-માત્ર ઉપાય છે. મનુષ્યોમાં જે .મહાન, ક ભવ્ય, શક્તિશાળી કે વિભૂતિરૂપ થાય છે તે તમામના ની ચાવી છૂપાઇ છે યોગમા. આજના યુગની તૂટતી જતી અને ખોરવાઇ વ્યવસ્થાની પુનઃરચના માટે પાતંજલ યોગ તરફ વળવા જેવુ છે. ાને એ વિસામો આપશે. હારેલાને એ આશ્વાસન આપશે. ખોવાયેલાને એ બનાવશે મરેલાને એ જીવતો કરશે. નિરાશને એ દિલાશો કરશે. ાને બલિષ્ઠ કરશે. માંદલાને નીરોગી કરશે. ઊંચે જવા ઇચ્છનારને એ ૨ આવે, પૃથ્વીના આકર્ષણથી દૂર સુદૂર લય જાય, એટલાં ઊંચાણ શે, શરીરની કદ્રૂપતા ટાળશે, ઇન્દ્રિયોની વિકલતા હણશે, મનની સુંદરતા શે, પ્રાણુની પ્રફુલ્લતા સાધશે, મતિની નિશ્ચલતા દેશે, હૈયાની વિમલતા, ી, આત્માની સર્વોત્કર્ષક અજોડ માધુરી અને સુંદરતા છતી કરશે, ી પરિપૂર્ણ કલાને પરિપૂર્ણ રીતે પ્રકટ કરશે, ગભરાવી મૂકે એવી વિવિધતા અને ભિન્નતામાં એક પ્રગાઢ શાન્તિ આપે એવી અખંડ અને અભિન્નતા સમર્પશે. આવું છે એ પાતંજલ યોગદર્શન! વધુ ે ભાગનાં અને આ ભાગના વિશેષ વક્તવ્યો જોવા વિનંતિ છે.

(૩) આ ગ્રંથ જનતા સમક્ષ મૂકવાનું બધું શ્રેય સુજ્ઞશ્રી ગેહલી પ્રભુદાસ નારણદાસ કંસારા નવસારીકરને ફાળે જાય છે. એ આર્ય- ે સજ્જને એમના સ્વ. તરુણ પુત્ર શ્રી. અર્જુનદેવની પુણ્યસ્મૃતિને આ કાર્ય દ્વારા સાચી અંજલિ અર્પી છે. ભાઇ શ્રી. અર્જુનદેવની આછી ા પ્રથમ ભાગમાં આપી જ છે. અહીં તેનું પુનરાવર્તન ન કરતા

છે। ઉપરાંત પ્રારંભે ક્રિયાયોગ, તેનું ફળ, અવિદ્યા વગેરે ક્લેશો અ.
લક્ષણો, તેમની નિવૃત્તિનો ઉપાય, સંસાર, તેનું કારણ, તેની નિવૃત્તિનો
અને સાક્ષાત્ નિવૃત્તિ વગેરેની હૃદયંગમ, સત્યમય, ઉદાત્ત અને
વિચારસરણી રજૂ કરી માનવજાતને હમેશને માટે ઋણી
છે! જગતની નેતાગિરિએ જો જગતમાં સુખશાન્તિનાં સ
સ્થાપવાં હોય તો વિનમ્રભાવે ભગવાન પતંજલિના ચરણે
યોગવિદ્યાનાં શિક્ષણ લઈ જગતમાં તેનો આબાલવૃદ્ધ સર્વત્ર ફરજિયાત
કરવો ઘટે છે. જગતની સમસ્ત મહાપ્રજાઓને યોગવિદ્યાનાં પ્રે
આમંત્રણ છે કે સૌ આવે અને વ્યક્તિગત અને વિશ્વગત જીવનની મ
વિશાળતા, ભવ્યતા અને સુંદરતાના માપગજ એની કનેથી લઈ
આજના વિજ્ઞાનનો આંજી નાંખતો પ્રભાવ યોગવિદ્યાનો એક નહીંવત્ અં
માત્ર છે! જાગતા ઊંઘે તેને જગાડવા કેવી રીતે? ઓછામાં ઓછું આ
સરકારે તો આ વિદ્યાના સંશોધન માટે કટિબદ્ધ થવું જ ઘટે. યોગ
Humbug છે એ જાતનું જે Humbug ભૂતની પેરે આપણને સ
રહ્યું છે તેને દૂર કરી, આ પરમ ઉપકારક વિદ્યા તરફ ભારતની નવજુવા
પ્રયાન કરવું ઘટે છે! સાહસપ્રિય યુવાનોએ યોગના સાહસથી જે હા
આવે એવા અનેક અગોચર પ્રદેશો સર કરવા જોઈએ! સ્વાધીન અ
ધનના માલિક થઈને ભીખ માંગવાનો ધંધો તો કેવળ પામરો જ
સમ્રાટ્ અને સ્વરાટ્ સ્વાધીનપણે થઈ શકાતું હોય તો પછી ગુલામ
મતિમંદ જ રહે! યોગવિદ્યાની પ્રતિજ્ઞા છે કે તેને વરેલાને એ અત
બનાવે અને આત્મસુખે ધની કરે! એ વિદ્યાનો પ્રેમી વિશ્વના ઉપર ક
કરનારો નીવડે. તો ફક્ત એકજ આમન્ત્રણ હોય–આવો. ખાસ કરીને યુવા
વરો તો યોગવિદ્યાને જ! અવિદ્યા અને તેની સંતતિની ભૂતાવળને
કરીને જગતના નન્દનવનને સ્મશાન ભૂમિ ન કરો! વિદ્યા અને તેની સંતતિ
સંસાર, સંસારને નન્દનવન જ બનાવો! વધુ માટે પહેલા ભાગનું વિ
વક્તવ્ય જોવા વિનંતી. એક જ પ્રાર્થના–યોગવિદ્યાને સર કરો–મકરાં
વનરાજ છો ને વનરાજ બનો. ગર્જના કરો કે:—

न मां छिन्दन्ति शस्त्राणि नमां दहति पावकः
न चैव क्लेदयन्त्यापो न शोषयति मारुतः ॥ १ ॥
न मे जन्म न मे मृत्युः पापपुण्ये न मे पुनः
सच्चिदानन्दरूपोऽहं, मदन्यन्न किमप्यहो ॥ २ ॥

ગીતામંદિર કાર્યાલય,
સાપી.
૨૬-૨-૫૨

નલિન મ. ભટ્ટ



# યોગપત્રાવલિ—સાધનપાદ

## (૩૯)

પરમપ્રિય હર્ષદભાઈ,

પરમકૃપાળુ પરમાત્માની કૃપાથી ગયા પત્રમા યોગશાસ્ત્રનો પહેલો પાદ પૂર્ણ થયો આવાં કાર્યો થાય એ પરમાત્માની દયા જ છે યોગપત્રાવલિ કેવી લખાઈ છે એ મને પોતાને ખબર નથી પણ મને લખવામાં એક પ્રકારનો નિર્મળ આનન્દ અને ઉલ્લાસ જરૂર આવ્યો છે યોગ જિજ્ઞાસુને એ કેટલી ઉપયોગી નીવડશે તે પણ ખબર નથી હું તો આત્મશુદ્ધિ અને આત્મ સમજણની સુસ્પષ્ટતા માટે અને પ્રભુની પ્રસન્નતા અર્થે આ ઉદ્યોગ આદરી રહ્યો છું વેદનો ઋષિ જેમ બાળભાવે પણ પૂર્ણ શ્રદ્ધાથી પ્રાર્થે છે— **अस्तृग्रम् इन्द्र ! ते गिर प्रति त्वा उदहासत। अजोषा वृषभ पतिम्**"— હે પરમૈશ્વર્યવાન પરમાત્મન્ ! મે આપની જે સ્તુતિ કરી છે તે આપની સામે ગઈ હશે આત્મધનની વર્ષા કરનાર તને—સ્વામીને તેણે પ્રસન્ન કર્યો હશે। —તેમ આ ભાવે પ્રાર્થવુ રહ્યુ કે હે પરમાત્મન્ ! આ જે લખાઇ રહ્યુ છે તે તારી સામે આવ્યુ હશે અને તેણે તને પ્રસન્ન કર્યો હશે વ્હાલા ભાઇ ! ગુરુદેવ પાસે આ શાસ્ત્ર જ્યારે ભણવાનુ મહા સૌભાગ્ય પ્રાપ્ત થયુ હતુ ત્યારે તેમના શ્રીમુખની વાણી સાભળી હતી કે આવા શાસ્ત્રોનો અભ્યાસ કે વિચારવિનિમય પૂર્વના પુણ્યના ઉદયની નિશાની છે અને સાચે જ ભગવાન પતંજલિની સગતિએ જીવનમાં પ્રેરણા આપી જ છે। આધળા અંધારામા એણે અજવાળુ પાથર્યુ જ છે એમના દર્શન પ્રમાણે ન વર્તાય એ વાત નિરાળી છે પણ દર્શનને તો એ સ્પષ્ટ કરે જ છે। શકાને તો ઉજ્જડ કરી મૂકે છે હૃદયને હળવુ કરે છે બેચેનીને તત્કાળ પૂરવી તો નિરાલબ કરી મૂકે છે શાતિની અમૃતવર્ષા ઝરપાવે છે યોગ એ સૌ… એક માત્ર ઉકેલ છે રહસ્યોની એ ગુરુચાવી છે। યોગ …જીવન સૌભાગ્યના કુમકુમ સિંચાયનુ સધવાપણુ છે। એના …મોહ વિનાની રમોઈ છે। જીવનનુ સચુ લાવણ્ય યોગ છે। …સામે જગતને અપવા માટે આ મોટામાં મોટી ભેટ છે।

સનાતન કીમતી છે! યુગોના યુગો સરકી જશે—પણ માનવજાતને યોગ સિવાય વ્યક્તિ કે સમષ્ટિની મહાગહિના ઉકેલ નહિ મળે. દેવનો દેવ પરમાત્મા યોગ વિના કેમ મળે? આથી મને તો યોગશાસ્ત્રનું પઠન પાઠન જીવનનું મહાપાથેય જામે છે. પ્રભુકૃપાથી હવે આપણે આગળ કૂચ કરીએ ને? પણ તે પહેલાં સિંહાવલોકન કરી લેવું ઉચિત છે.

અત્યાર સુધીમાં આપણે યોગ–જ્ઞાનની પ્રતિજ્ઞા, યોગનું લક્ષણ, ચિત્તવૃત્તિ–નિરોધ વગેરે શબ્દોનું લક્ષણ, અભ્યાસ અને વૈરાગ્ય, એ બન્નેનું સ્વરૂપ અને ભેદ જોયા સંપ્રજ્ઞાત અને અસંપ્રજ્ઞાતના ભેદે યોગના મુખ્ય અમુખ્ય ભેદ નિહાળ્યા. વિસ્તારપૂર્વક યોગના ઉપાયોનું સ્વરૂપ પણ જોયું. આ ઉપરાંત યોગના સરળ ઉપાય તરીકે ઇશ્વર પ્રણિધાન ભાળ્યું અને એ અંગે ઇશ્વરના સ્વરૂપનું, પ્રમાણનું, પ્રભાવનું, વાચક શબ્દનું, ઉપાસનાનું રહસ્ય જાણવા યત્ન કર્યો. આ બધાનાં ફળનો પણ નિર્ણય નિરખ્યો. અંતરાયો અને તેના સહોદરો, તેમની નિવૃત્તિના ઉપાયના સહાયક મૈત્ર્યાદિ ભાવનાનું ભાવન, પ્રાણાયામાદિ ઇતર ઉપાયો, સંપ્રજ્ઞાત અને અસંપ્રજ્ઞાતની અંગભૂત પ્રવૃત્તિઓ અને ઉપસંહાર સ્વરૂપે ગ્રાહ્ય વગેરે સમાપત્તિઓના સ્વરૂપનું પણ આલોચન કર્યું. અંતે સબીજ–નિર્બીજ યોગનો પણ પુનઃ વિચાર કર્યો. આમ એક રીતે જોતાં તો યોગને વિષે જેટલું જાણવા જેવું તેટલું બધુંય સંક્ષેપમાં જોઇ ગયા છીએ. પાયાની બીનાથી અને સિધ્ધાંતથી આપણે વાકેફ થઇ ચૂક્યા છીએ. એક વાત અહીં અભ્યાસીએ નોંધી લેવી રહી. આ શાસ્ત્રને લગતું તત્ત્વસ્પર્શી જ્ઞાન તો ઉત્તરે સંસ્કૃત ગ્રંથોના વિધિપૂર્વકના અભ્યાસથી જ મળે. યોગ સૂત્ર ઉપર વ્યાસભાષ્ય છે. કેવળ મનોહર, લલિત, સર્વાંગ સુંદર, પ્રસન્ન અને અર્થ ગંભીર છે. વ્યાસભાષ્ય ઉપર વાચસ્પતિ મિશ્રની અતિ રમણીય, કોઇપણ અભ્યાસીએ શબ્દે શબ્દ ગુરુમુખી કરવા જેવી, અનન્ય સુંદર અને પ્રતિભામયી, મધુમધુરી ટીકા છે! આ સિવાય પણ અનેક ગ્રંથો આ શાસ્ત્ર ઉપર ઉપલબ્ધ છે. પણ ઉપલા એ ગ્રંથોને જીરવી નાંખ્યા સિવાય યોગ અધૂરો છે. પતંજલિની મહા પ્રતિભા અનુમાપી શકે છે! આપણો પ્રયત્ન તો એ મૂળ તરફ અભિરુચિ ઉત્પન્ન કરવાનો છે! અને તેટલો એ વિષયને અદ્યતન કરવાનો છે. આથી હવે,

હોવા છતાં દેશ દરિદ્ર છે!–જીવને અને વિચારે! બાકી મારો–જો મારા જેવાના અભિપ્રાયનું વજન હોય તો–નિશ્ચિત અભિપ્રાય છે કે આ દેશમાં જન્મીને જે સંસ્કૃત ભાષા નથી ભણ્યો તેણે શું ગુમાવ્યું છે તે તે બિચારો નથી જ જાણતો! એ ખોટ આંકડાએ મપાય એવી નથી. આ અભિપ્રાય હાસ્યાસ્પદ નીવડવાનો સંભવ છે. પણ હાસ્યાસ્પદ થવાના ભોગે પણ એક વેળા કહી લેવા દ્યો કે જે આ દેશમાં જન્મીને સંસ્કૃત સાહિત્યના સંપર્કથી વેગળો રહ્યો છે તે સાચેંજ કમનસીબ છે। વિશ્વશાંતિ માટે આવશ્યક મહા તપશ્ચર્યા આ ભાષા ભતાવે એવી છે! એમાં વિશ્વના પરસ્પર વિધાતક વિચારો અને વાદોના સંઘર્ષને શાંત કરવાનું અને માનવજાતિને સમન્વય પ્રધાન સંસ્કૃતિ નિર્માણ કરી આપવાનું પ્રશાન કૌવત વસેલું છે। સંતોની અભંગ પરંપરા પેદા કરવાનું એમાં સામર્થ્ય છે। જીવનને ઊર્ધ્વગામી બનાવી પ્રભુમય કરવાનું એમાં કલા કૌશલ્ય છૂપું છે! ફક્ત આજનો યુગ એ તરફ ભાવથી વળે તો? ઠીક. પણ આ તો ऊर्ध्ववाहुर्विरौम्येषः न च कश्चित् शृणोतिमे–જેવું અરણ્ય રુદન જ છે ને! છતાં લાગે છે તે કહી દેવાથી એક જાતની કળ વળે છે!

યોગશાસ્ત્રનો પહેલો અધ્યાય સમાધિપાદ કહેવાય છે. કેમકે તેમાં મુખ્યત્વે સમાધિ અને તેમાં લક્ષણોની ચર્ચા છે. બીજો પાદ સાધનપાદ કહેવાય છે. તેમાં મુખ્યત્વે સાધનની ચર્ચા છે. પ્રશ્ન એ છે કે યોગને લગતું જે કાંઈ ખાસ જાણવા જેવું તે બધુંય પહેલા પાદમાં જ આવી જાય છે. બીજા પાદને શરુ કરવાની જરૂર જ શી? યોગ–તેના પેટાભેદો–તેના ઉપાયો વગેરેનું ધ્યાન થઇ જ ગયું છે. તો બીજા પાદની પ્રવૃત્તિનું પ્રયોજન શું? પ્રશ્ન યોગ્ય છે. પરંતુ પહેલા પાદમાં વર્ણવેલો યોગ તેનું ફળ વગેરે તો સમાહિત ચિત્તવાળા એટલે કે ઉત્તમ અને મધ્યમ અધિકારીઓને પ્રાપ્ત થાય! કેમકે તેવા જીવોનું હૃદય શુદ્ધ હોઇને યોગના ઉપાયરૂપ અભ્યાસ અને વૈરાગ્યનું આચરણ સંભવે છે! પણ માનવજાતનો મોટો ભાગ તો અધિકાર દશાએ મંદાતિમંદ છે। અને ઉત્તમ અધિકારીઓને માટે તો શાસ્ત્રોની પણ ઓછી જરૂર. શાસ્ત્રીય ચિંતનમાં રહેલી દયાના સાચા અધિકારી તો કનિષ્ટ અધિકારીઓ જ છે! આપણા જેવા સામાન્ય જીવોને અભ્યાસ અને વૈરાગ્યના ઉપાયોનું આચરણ આકરું થઇ પડે છે! આપણું હૃદય તો ક્ષણે તુષ્ટ અને ક્ષણે રુષ્ટ! અને એવાં અવ્યવસ્થિત ચિત્ત માટે તો પ્રમાદ પણ ભયજનક થઈ પડે! વિક્ષિપ્ત ચિત્તવાળા મંદાધિકારીઓને ચિત્તશુદ્ધિના અભાવને લઇને અભ્યાસ અને વૈરાગ્ય

રૂપી યોગના ઉપાયો જલદી જલદી લાધતા નથી. અને આપણને પણ આત્મજ્ઞાન અને તેના જીવન પરિણામની તો ઉત્તમ અધિકારી જેટલી જ અને અંધારામાં અથડાતા હોઇને કદાચ થોડી વધુ જરૂર છે! તો આપણા જેવા અયોગીઓને પણ યોગી-ધીરે ધીરે પણ અવસ્યમેવ યોગી કેવી રીતે કરવા? અભ્યાસ અને વૈરાગ્યની ભૂમિકાએ ચડવાને આપણી યોગ્યતા કેવી રીતે સંપાદિત કરવી? આ કરવા માટે ચિત્તશુદ્ધિ અનિવાર્ય છે શુદ્ધિ સાધનોના આચરણ ઉપર અવલંબે છે. આથી અભ્યાસ અને વૈરાગ્યની સંપત્તિ સાર્વજનિક કરવા માટે ચિત્તશુદ્ધિનાં સાધનરૂપ યોગાંગોનું વિસ્તારપૂર્વક નિરૂપણ કરવું જોઇએ. યોગાંગોનું પૂર્ણ વિસ્તારપૂર્વક વિવરણ તો યથાસ્થાને આચાર્ય કરશે જ. પણ તે યોગાંગો પૈકી પણ સૌથી ઉપયોગી અને સરળતાથી સાધી શકાય એવા-અને યોગમાર્ગે ચડવા માટે ઇચ્છે તે સૌની રહેલી પહોંચમાં આવે એવા જે સાધનો છે-જેનું પારિભાષિક નામ ક્રિયાયોગ છે-તેનો નિર્દેશ કરતા ભગવાન સૂત્રકાર કહે છે :-

**तपःस्वाध्यायेश्वरप्रणिधानानि क्रियायोगः ॥ १॥**

तपः०=તપ સ્વાધ્યાય અને ઇશ્વરપ્રણિધાન એ ત્રણને મળીને क्रिया०= ક્રિયાયોગ કહેવામાં આવે છે.

અર્થાત્ ક્રિયાયોગ એ યોગીઓની પરિભાષાનો શબ્દ છે. એમાં તપ સ્વાધ્યાય, અને ઇશ્વરપ્રણિધાન એ ત્રણનો સમાવેશ થાય છે. યોગમાર્ગે જેણે ચાલવું હોય તેણે સૌથી પહેલાં આ ત્રણ સાધનોનો અભ્યાસ શરૂ કરી દેવો ઘટે. એ ત્રણના આચરણનું પ્રયોજન તો આગલા સૂત્રમાં આચાર્ય જાતે જ કહેશે.

તો તપ એટલે શું? મૂળમાં 'तपि आलोचने' ધાતુ છે. તપ એટલે વિચારપૂર્વકનું-સમાલોચન પૂર્વકનું-વિવેકપૂર્વકનું જીવન. આજ અર્થને આચાર ભૂમિએ લાવતા તપ એટલે તિતિક્ષા-સહન શક્તિ,-દ્વંદ્વને સંહારવાની તાકાત; હિત, મિત, મેધ્ય ભોજન વગેરેનો અર્થ ફળે છે તપસ્વી એટલે તિતિક્ષુ. સમજપૂર્વક દ્વંદ્વોના આઘાત પ્રત્યાઘાતનું સમીકરણ કરે તે તપસ્વી દ્વંદ્વ એટલે સુખદુઃખ, શીતઉષ્ણ, લાભ હાનિ, જયપરાજય, વગેરે જોડાઓ. દ્વંદ્વોની વચ્ચે જ આપણે વસવાનું છે એટલે એની અસર તો જીવમાત્રને આવવું જ પડે છે. એ અસરની તાકાત નબળી પાડે છે સમજપૂર્વકનું વર્તન. માત્ર સ્પર્શ મહાન ન થવાની જ્ઞાનપૂર્વકની જે અણનમતા તે તપ. આ ઉપરાંત શરીર મન્દિર વગેરેની શક્તિ યાવત્જીવ જળવાઇ રહે એ રીતે ભોજનાદિમાં

યુક્તતાનો પણ એમાં સમાવેશ થાય છે. આરોગ્યવર્ધક અને સ્થાપક, હિતકર અને હાજરીના માપે આપેલો, શુદ્ધ ઉપાયે મેળવેલો ખોરાક ઔષધિની રીતે લેવો એ તપસ્વિતામાં અગત્યનું છે! જે તપસ્વી નથી તેને યોગ સિધ્ધ થતો જ નથી. ભગવાને સ્વયં ગીતામાં એ ભારપૂર્વક સૂચવ્યું છે.

युक्ताहार विहारस्य युक्तचेष्टस्य कर्मसु ॥
युक्तस्वप्नावबोधस्य योगोभवति दुःखहा ॥

આટલામાં તપનું રહસ્ય સમાઇ જાય છે। એનું વધુ વિવરણ આગળ યથાસ્થાને આવશે.

સ્વાધ્યાય એટલે ૐકાર વગેરે પવિત્ર મંત્રોનો વિધિપૂર્વકનો જપ. તથા ધ્યેયપ્રકાશક વેદ ઉપનિષદ્ ગીતાદિ શાસ્ત્રોનો શબ્દતઃ અને અર્થતઃ આદરયુક્ત અભ્યાસ. સ્વાધ્યાય અંગે પણ વિસ્તૃત નિવેદન યથાસ્થાને આવશે. ઇશ્વર-પ્રણિધાન એટલે પરમગુરુ પરમાત્માના ચરણમાં સર્વભાવે આત્મનિવેદન તથા સર્વકર્મફલનો સંન્યાસ. અર્થાત્ તદર્થ જીવન અર્થાત્ આત્મજ્ઞાન મૂલક, ભક્તિપ્રધાન નિષ્કામ કર્મયોગ. સમર્પણ યોગ. ઇશ્વર પ્રણિધાનના વિષયમાં પણ યથાસ્થાને યોગ્ય વિસ્તાર પૂર્વક નિરૂપણ આવશે જ. અહીં તો મૂળ અર્થ તેટલો જ બતાવ્યો છે.

કદાચ એ પ્રશ્ન અહીં થશે કે યમ નિયમ વગેરે બધાંય યોગાંગો ક્રિયાયોગ જ છે તો આ ત્રણને જ ક્રિયાયોગની સંજ્ઞા કેમ? બરાબર છે. છતાં જો કોઇ જીવ આ ત્રણનું જ બેહદ આચરણ કરે તો તેને પણ ઇષ્ટ એવી ચિત્ત શુદ્ધિ મળી રહે છે. કેવળ આ ત્રણના આધારે જે જીવે તેનું હૃદય પણ શુદ્ધ થાય. તેને યોગ મળે. આથી વ્યુત્થિત મનવાળા જીવોના ઉપર અનુગ્રહ કરવા માટે પહેલાં જ આ ત્રણનો નિર્દેશ આચાર્ય દેવ કરી દે છે.

આ ત્રણે ઉપાયો જેમ વ્યક્તિના તેમજ સમષ્ટિના જીવનમાં ક્રાંતિ આણે છે, સમસ્ત માનવ જાત જો તપસ્વી થાય, સ્વાધ્યાય પ્રેમી થાય સમર્પણમય બને તો આજે લાગતા મહાપ્રશ્નોનું સહજ નિરાકરણ થઇ જાય! આજે કે કાલે, અહીં કે બીજે ક્યાંયે, વ્યક્તિને કે સમાજને આ ક્રિયાયોગના એક અગર તો બીજા રૂપે સ્વીકાર સિવાય છૂટકો નથી થવાનો! ભાઇ! તપ, સ્વાધ્યાય અને ઇશ્વરપ્રણિધાનનાં મૂલ્ય હજી માનવજાતે નથી આંક્યાં. આપણા ઋષિમુનિઓએ તો એમને ભારતવ્યાપી બનાવવાના ભવ્ય પ્રયત્નો કર્યા જ છે! વ્રતમય જીવન હિંદુ સંસ્કૃતિનું રહસ્ય છે! સ્વાધ્યાય તો

આપણી અખૂટ મૂડી છે! ઇશ્વર પ્રણિધાનને જ યજ્ઞમય જીવન કહ્યું છે અને એ તો ગીતાનો મહાધ્વનિ છે. **ન મમ**–આપણી મહાસાધના છે. ફક્ત આજે નવી પરિસ્થિતિ, દેશ અને કાળનાં પરિબળો પીછાની એના એજ ક્રિયાયોગને નવી રીતે માનવજાતિ સમક્ષ મૂકવાનો સમય આવી પહોંચ્યો છે. નામ ગમે તે હજો. પણ તેનું સત્વ તો આજ હશે. સાર્વજનિક ક્રિયાયોગ આજની જરૂર છે. આજના જટિલ પ્રશ્નોનો ઉકેલ છે! એના સાર્વત્રિક પ્રચારમાં સાચી ક્રાંતિ હશે. યથાસ્થાને એની ચર્ચા કરીશ. આજે તો હવે ૧૧ વાગ્યા હોઇ અહીં જ અટકીશું. એજ.

લિ૦ ભાઈના હેતવંદન.

---

# (૪૦)

ભાઈશ્રી,

**या निशा सर्वभूतानां**–એ ન્યાયે તો નહીં પણ કોણ જાણે કેમ રાત સિવાય પતંજલિ ભગવાનની ભાગ્યે જ મુલાકાત થાય છે! આ ઉપરાંત નિયમિતતા પણ એક જાતની જડતા જ ગણાય ને! એટલે નિયમિત પણ નથી જ થવાતું!–ગઇ વખતનો પત્ર અને આજના પત્રની વચ્ચે ખાસ્સા એ ત્રણ દિવસ નીકળી ગયા! વ્યુત્થિત ચિત્તના ઉપર ઋષિઓની તો અનુકંપા હોય પણ તેમને જાતે જાત ઉપર જ દયા નથી હોતી! કોણ જાણે પણ માણસ આત્મહિતમાં જેટલો નિષ્કારણ આળસુ છે તેટલો બીજે ક્યાંયે નથી! હું ક્વચિત્ વિચારું છું પણ ખરો કે હે મન! યોગ કરતાં બીજું ઊંચું કર્તવ્ય કયું? આત્મપ્રાપ્તિના ઉપાય ચિંતન કરતાં બીજું હિતકર શું? લાભોમાં અનુત્તમ લાભ જો આત્મદર્શન છે તો પછી યોગ તો જીવનની પ્રતિપળે વ્યાપેલો હોવો જોઇએ. એક પળ પણ યોગનો વિયોગ જાગૃતને માટે ધર્મ્ય નથી. કેમકે પળો કલાકમાં, કલાક દિવસોમાં, દિવસો વર્ષોમાં અને વર્ષો મોતમાં હોમાઇ જાય છે! કોઇ એને અટકાવતું નથી. મોતરૂપી મત્સ્ય જો બ્રહ્માથી માંડીને તે કીડી સુધીના સૌ સાથે એક દિવસ અવશ્ય કુસ્તીમાં ઉતરવાનો જ હોય તો મોતને મ્હાત કરવાના દાવપેચ શીખવામાં જ–જુદાજુદા દાવપેચો જાણવામાં એટલે કે યોગને પ્રતિપળ શ્વાસે શ્વાસે સહજ કરવામાં જ જીવન વ્યતીત થવું ઘટે. માણસ સત્ય સાથે અસત્યથી જ માંડવાડ કરવાની ભૂલ કરતો આવ્યો છે. અને આથી એ માંયકાંકલું જીવન

જીવનમાં જ કૃતાર્થતા અનુભવે છે. આ બધું લખવાનો એક જ આશય. પરમાર્થ દૃષ્ટિએ જીવ પરમાત્મા જ છે- છતાં જીવે ત્યાં સુધી એ મહાયોગી થાય તો પણ છેવટે અલ્પજ્ઞ અને અલ્પશક્તિ જ છે! જીવભાવના નિખાલસ સ્વીકારમાં જ સાચા પરમાત્મભાવના ઉદયનો-અરુણોદય છે! અને તે માટે જ યોગ એ સાધન છે!

આપણા જેવા વ્યુત્થિતચિત્ત જીવોને માટે કરુણામય આચાર્યે ક્રિયા યોગનું આચરણ સૂચવ્યું. અતૂટ નિષ્ઠાથી જો ક્રિયાયોગનું આચરણ થાય વિધિપૂર્વક એટલે કે ફલાસક્તિ વિના જો ક્રિયાયોગ જીવ આચરે તો પણ તેનો બેડો પાર પડે. કેમકે ક્રિયાયોગ પરિણમે છે ચિત્તની શુદ્ધિમાં. ચિત્ત શુદ્ધ થાય ત્યાં સુધી જ પુરુષાર્થ. પછી તો પરમાત્મકૃપાનો પ્રદેશ શરુ થાય છે! ચિત્ત શુદ્ધિ પછીનો આપણો કારભાર ભગવાન સંભાળે છે. અને ભાઇ! નિતાન્ત નિર્મળમના જીવ કરતાં વધારે સુંદર કોણ છે? નિર્મલતાની સુંદરતા અજોડ છે! એ તો પરમાત્માનું સૌભાગ્ય છે! ભગવદ્ભાવ અને જેને આપણે સાક્ષાત્કારને નામે ઓળખીએ છીએ તે નીતરાં હૃદયને સહજ હોય છે. આટલું સૂત્રકારે ગયા સૂત્રમાં સૂચવ્યું એજ વાતને શાસ્ત્રીય શૈલીમાં કહેતાં ક્રિયાયોગનું અનુભવગમ્ય ફળ બતાવતાં કહે છે:-

**समाधिभावनार्थः क्लेशतनूकरणार्थश्च ॥ २ ॥**

'ક્રિયાયોગ' એટલો શબ્દ આગલા સૂત્રમાંથી ખેંચી લેવો **समाधि०**= ક્રિયાયોગ સમાધિના ભાવન માટે છે **च**= તથા **क्लेश०**= ક્લેશને તાવી પાતળા કરી નાંખવા માટે છે.

અર્થાત્ ક્રિયાયોગનાં જ્ઞાન અનુભવમાં આવે એવાં બે પરિણામો છે એટલે કે એનાં બે પ્રયોજન છે. પહેલું પ્રયોજન સમાધિનું ભાવન છે. સમાધિનું ભાવન એટલે ઉત્પાદન અર્થાત્ ક્રિયાયોગ પહેલાં ચિત્તશુદ્ધિ કરે છે અને તે દ્વારા સમાધિને ઉપજાવે છે. સમાધિનું લક્ષણ તો આપણે જોઇ જ ગયા છીએ બીજું પ્રયોજન છે ક્લેશોનું તાનવ=તનૂપણું=પાતળાપણું અર્થાત્ ક્રિયાયોગ ક્લેશોને પાતળા કરી મૂકે છે. ક્લેશો સમાધિના વેરી છે. જ્ઞાનને-વિવેકખ્યાતિને અટકાવનારા છે. ક્રિયાયોગ એ અવિદ્યા વગેરે આગળ કહેવામાં આવનારા ક્લેશોને પાતળા કરે છે. સૂક્ષ્મ કરે છે. શિથિલ કરે છે. એટલે કે નિર્બળ કરે છે, અર્થાત્ જ્ઞાનને અટકાવવાની તેમની તાકાતને ખોડી કરી મૂકે છે.

અર્થાત્ ક્રિયાયોગ-તપ, સ્વાધ્યાય અને ઇશ્વરપ્રણિધાન કોઇપણ જાતની ફ્લની લાલસા સિવાય લાંબો વખત સુધી કર્તવ્ય છે માટે કરવાં જોઇએ. આ રીતે જે નિષ્ઠાપૂર્વક ક્રિયાયોગને આચરે તેની ક્લેશ અને કર્મની વાસનાથી ચિત્રવિચિત્ર જાતની અને રજોગુણ તથા તમોગુણને ઉભરાવનારી, સદા ઉદાર રાખનારી પાપ નામની અશુદ્ધિ-મલિનતા દૂર થતા ચિત્તની એકાગ્રતા રૂપી સમાધિ થાય છે. સમાધિના ઘાટ શત્રુરૂપી ક્લેશો પાતળા થાય છે-તવાઇ જાય છે. આમ દીર્ઘકાલ નિરન્તર સત્કારપૂર્વકના ક્રિયાયોગને લઇને એવુ ચિત્ત પ્રસંખ્યાન=વિવેકખ્યાતિને માટે યોગ્ય બને છે. આ વિવેકખ્યાતિ ક્લેશને સમૂળ સળગાવી મૂકી ખાખ કરે છે. તેમની પ્રરોહશક્તિને છેવટની ડાંભી દે છે. આથી આપણા જેવા સામાન્ય જીવો જો યોગારૂઢ થવા ઇચ્છતા હોય તો ક્લેશને પાતળા કરી નાંખવા અને તે દ્વારા સમાધિને ઉપજાવવા ક્રિયાયોગમાં દત્તચિત્ત થવું ઘટે. આપણે માનવજાતિ માટે પણ એનો જ અતિદેશ વિહિત છે. ખાસ કરીને આજના યુગમાં તો જીવે જીવે ક્રિયાયોગનું માહાત્મ્ય સમજાવવું જોઇએ. વિશ્વજીવન આજે રજોગુણી અને તમોગુણી આવરણોથી આચ્છન્ન થઇ ગયું છે। માનવ આત્માને રસાતલથી પણ નીચે હડસેલી મૂકતાં પરિબળોનું ચોમેર સ્વચ્છંદ અને કેવળ નિરંકુશ તાંડવ ચાલી રહ્યું છે। કામ-ક્રોધ-લોભ-મોહ વગેરેનાં બહુરૂપી સૈન્યો જગતના શિવત્વ ગૂંગળાવી રહ્યા છે। ભસ્માસુરની કથા યાદ આવે છે. એ અસુર હતો. આશુતોષ શિવને ઉગ્ર તપથી આરાધી વરદાન માગ્યું-જેના ઉપર હાથ મૂકું તે બળીને ખાખ થાઓ. ગૌરીહરણ લાલસ અસુર શિવના ઉપર જ વરદાન અજમાવવા તત્પર થયો। આજે કાંઇક આવું જ ચાલી રહ્યું છે। એમાંથી જો ઉગરવું હોય સંસ્કૃતિનાં શિવતત્ત્વો જાળવવાં હોય-ભાવિ યુગોને શાંતિનો વારસો આપવો હોય-માનવ તરીકે જીવ્યાનું જો ગૌરવ લેવું હોય, તો સામાન્ય માનવે રાજકારણ અને તેમાંથી ઉપજતા વિક્ષોભોમાંથી દૂર થવું રહ્યું. વાદોના બકવાદથી પર થવું રહ્યું. મુત્સદ્દીઓ પાસે શાંતિની ચાવી નથી. સંતો પાસે જ છે। સામાન્ય માનવે ક્રિયાયોગ તરફ વળવું ઘટે છે. ક્રિયાયોગ એ ભાવિ વિશ્વવ્યવસ્થાનો પાયો હોવો ઘટે. એનો સાર્વત્રિક સ્વીકાર કરવો ઘટે. અને ક્રિયાયોગમાં છૂપાયેલાં મહાસત્યોને આધારે જીવનની વિગતો અને કાર્યક્રમ ગોઠવવો રહે છે. વિરાટ આજે સમાધિમય નથી. ક્ષુબ્ધ છે. ક્ષિપ્ત છે. મૂઢ છે. વિરાટ્ આજે ક્લેશમાં રાચે છે. સમાધિ નથી એટલે દર્શન નથી. ક્લેશ છે એટલે ચેન નથી. વિરાટને દાર્શનિક અધાપો ટોચીને એ ભયભીત છે. અથડાય છે. સનેપાતમાંથી પસાર થાય છે. વિરાટને ક્લેશની ચૂડેલ વળગેલી હોઇને રાતદિન ચીસ પાડે છે.

અસહ્ય યાતના ભોગવે છે! આનો ઉપાય ક્રિયાયોગના સિધ્ધાંતનો સ્વીકાર અને અમલ છે. એ માટે જો બે ચાર યુગ ભૂતકાળમાં જવું પડતું હોય, પ્રતિગતિ કરવી પડતી હોય એમ ભાસે તો તે કરવી ઉચિત છે! પ્રગતિના ખોટા અને ભ્રામક ખ્યાલે ભમવા કરતાં સાચા ખ્યાલે પીછેહઠ જેવી લાગે તો તે કરવામાં વધારે વિવેક છે. આ વિચારો ઉપરછલ્લી દૃષ્ટિએ પ્રત્યાઘાતી જેવા લાગશે પણ સત્યપક્ષી દૃષ્ટિએ કેવળ અધ્યતન છે. ક્રિયાયોગનો બાલાકાર આ યુગને ભાવે એવો હશે. પણ એનું આંતરતત્વ આજે જેટલું જરૂરી છે તેટલું કદી પણ ન હતું. ક્રાંતિ છે સત્ય સ્વીકારમાં અને તે મુજબ વૃત્તિફેરમા સત્યનિષ્ઠ દૃષ્ટિ હોવી અગત્યની છે! સોનું મૂલ્યવાન છે. તેના ઘાટમાં તો યુગયુગની રુચિ, કલા, ભાવના વગેરે ભાગ ભજવે જ. આ વિશાળ દૃષ્ટિ આ સૂત્ર પાછળ સમજજો. બસ. તો ભગવાનને હાજરી નોંધાવવા જવાનો સમય થઇ ગયો છે. આખી સૃષ્ટિ નિદ્રામાં સરકતી જાય છે! સૃષ્ટિ સાથે સરકવામાં આનંદ લઇએ. સૌને યથાર્હ

સિ૦ ભાઇના હેતવંદન

//

---

# (૪૧)

વ્હાલા ભાઈ,

કુશળ હશો. ગયા પત્રમાં આપણે ક્રિયાયોગનું જાત અનુભવે બરોબર તાળો મળી રહે એવું ફળ જોયુ. ક્રિયાયોગનું સેવન વ્યક્તિ અને સમષ્ટિને સમાધિમય કરે. એટલે કે સાત્વિક કરે. તેથી વ્યક્તિ અને સમષ્ટિના ક્લેશો પાતળા થાય. ક્લેશ તત્રાય એટલે રામ સ્ફુરે અને રાવણ ટળે. એના જ પરિણામ રૂપે વિવેકની જ્યોત ઝળકી ઉઠે. વિવેક આવતાં માનવ જીવનનાં સાચાં મૂલ્યાંકન કરી શકાય. અને મૂલ્યાંકને જીવતાં શીખાય. અંતે ક્લેશોથી ન અભડાયેલું સમ્યક્જ્ઞાન સ્થિર થાય. એટલે કે આખીય પ્રજા ધ્યેયનિષ્ઠ બને. માનુષજાતના સામુદાયિક કલ્યાણનું બીજ છે ક્રિયાયોગમાં તો હવે અહીં પ્રશ્ન એ થાય કે ક્રિયાયોગથી નિર્બળ બનતા ક્લેશો કયા? કેટલા? જવાબ વાળનાં ભગવાન સૂત્રકાર કહે છેઃ–

**अविद्या-अस्मिता-राग-द्वेष-अभिनिवेशाः क्लेशाः ॥३॥**

**अविद्या०**=અવિદ્યા, અસ્મિતા, રાગ, દ્વેષ અને અભિનિવેશ એ નામના પાંચ **क्लेशाः**=કર્મ અને તેના વિપાકના પ્રવર્તક હોઇને ક્લેશ–દુઃખ કહેવાય છે!

છે। યોગદ્વારા એમને મહાત કરવાના છે। ક્લેશ કર્મને અને કર્મ ક્લેશને–એમ એકબીજાના બાપબેટા થઇને જન્મ, આયુષ્ય અને ભોગરૂપી કર્મફલન એ પ્રવર્તાવે છે। જન્માદિ આત્માનુ ગૌરવ નથી બાધક જ છે। આથી સુખસ્વરૂપ આત્માને કેવળ દુઃખરૂપ મનાવનાર આ ક્લેશો દુઃખદાયક છે। આપણા ઉપર એ ખડકેના ઉકરડાઓ છે। હંસ હોય તે માનસ સરોવરમા વિહાર કરે ખાબોચીયામા તે કેમ રહે। તેને કેમ ગમે। ગંગાજળને વાંકુંગી પાત્રમા ક્યા રાખવુ। દૂધ ને દીવેલ ચીકણા વાસણમા ક્યા રાખવુ? આત્માને–એ પરમહંસને પરિવ્રાજક=ચોમેર ભમતો ક્યા કરવો। આથી ક્લેશને ક્રિયાયોગદ્વારા નિર્બળ કરી એ પરમહંસને પરિવ્રાજક અવસ્થામાથી છોડવી સ્વરૂપમા બેસાડવો ઘટે સ્થાનભ્રષ્ટ નખો જ નહીં દાંતો જ નહીં–કેશો જ નહીં–આત્મા પણ નથી જ શોભતો। ભઇ। આથીજ ક્લેશો ઓગાળવા જેવા છે। ક્રિયાયોગની ધખતી ભઠ્ઠીમા એ આત્માને ઉપરથી લાગેલા મેલો ઓગળી જાય છે બસ તો આજે અહીં જ વિરમીશુ

વિ૦ ભાઇના હેતવંદન.

---

# (૪૨)

પ્રિય ભાઇશ્રી,

છેલ્લા પત્રની અને આજના પત્રની તારીખો વચ્ચે ખાસ્સો મહિનો લગભગ વીત્યો। યોગનો વિયોગ–પ્રેમપાત્રના વિયોગની પેરે–સાલ્યો પણ ખૂબ યોગના સંયોગ માટે, પ્રેમપાત્રના સંયોગની પેરે, જીવે વલખા પણ ખૂબ માર્યા બધા પણ ભોગવી, અસ્વસ્થતા પણ આણી–પણ–પણ શુ? વાંસળી સ્વયં વાગે ખરી? સારંગીના તાર સ્વયં ઝણઝણે ખરા? વીણા સ્વર રણે ખરી? વાંસળીમા પવન ફુંકનારો ઇચ્છે ત્યારે ને? સારંગીના સૂર કોઇ છેડે ત્યારે ને? વીણાનો બજવૈયો તારે અંગુલિ ફેરવે ત્યારે ને? બધો। આ જીવ આ જીવ જ નહીં–જીવમાત્ર કોઇ અદૃશ્ય બજવૈયાની બંસી છે। કોઇ અગોચર ઉસ્તાદની સારંગી છે કોઈ અવિજ્ઞેય વીણાધરની વીણા છે। તે ઇચ્છે ત્યારે જ સૂર નીકળે। અરે। કેટલા બધા દિવસો એમને એમ વહી ગયા। શાસ્ત્રકારો સાચે જ, કહે છે તે સાચુ જ છે। જીવ–પછી મહાયોગી કેમ ન હોય–પરતંત્ર છે પર–એટલે પરમેશ–તેને તંત્રે તેનુ તંત્ર ચાલે છે તે ઇચ્છે ત્યારે યોગ થાય તે ઇચ્છે ત્યારે વિયોગ થાય। તે ઇચ્છે ત્યારે પ્રાણ ધબકે તે ઇચ્છે ત્યારે પ્રાણ અટકે આ આખીય વિશ્વરચના તેની

ઇચ્છાને અનિચ્છાએ પણ સ્વીકારે છે. ઉપનિષદ્‌માં દષ્ટાએ નથી ગાયું કે **एतस्य वा अक्षरस्य प्रशासने ! गार्गि ! सूर्याचन्द्रमसौ विधृतस्तिष्ठत** -હે ગાર્ગી ! નિશ્ચય એ અક્ષર અંતર્યામિના અવિચળ શાસનમાં-શાસનને લઇને સૂરજ અને ચાંદ વિધૃત હોઇને વર્તે છે ! બસ, જીવમાત્રની ચેષ્ટા-નાડીનો તે જ નિયામક. તે ઇચ્છે ત્યારે પર્વત રાઇ બને. તે ઇચ્છે ત્યારે રાઇ પર્વત થાય ! તે ઇચ્છે ત્યારે વિઘ્નો દળાઇ જાય ! તે ઇચ્છે ત્યારે વિઘ્નો અંકુરિત થાય ! જેની ઇચ્છામાત્રથી પ્રકૃતિમાતા-જગદ્‌ગર્ભને ધારે છે-જેની ઇચ્છામાત્રથી જગતની ભાંજઘડ ચાલે છે-જેની ઇચ્છામાત્રથી મૃત્યુ વિશ્વવાડીને નવપલ્લવિત અને નવયૌવના રાખે છે-સુંદર રાખે છે તેની ઇચ્છાને અધીન થવામાં જ ઊંચું સમજણ સુખ વસે છે ! લગભગ એક માસ ભગવાન પતંજલિનો વિયોગ થયો ! સાચે જ એ દિવસો બેચેનીમાં જ ગયા છે ! કદાચ તમો પૂછશો કે-આટલા બધા દિવસ તો કર્યું શું ? કહું ? લાજ લાગે કહેતાં પણ, દાળભાત મેળવવા માટે-એ છેડાને મેળવવા માટે કહોને-આટલા દિવસ ફાંફાં માર્યાં. આર્થિક ભીંસને હળવી કરવા માટે મજૂરી કરી ! પરિણામે પતંજલિને વિસાર્યા. પ્રભુકૃપાએ આજથી શરૂ કરીએ !

પ્રિય ભાઇશ્રી, ગયા સૂત્રમાં આપણે જોયું કે ક્લેશો આ જીવનના નન્દનવનને નરકાગાર કરી મૂકે છે. આત્મા ઉપર ગુણોના પ્રભાવને જમાવીને આત્માને રાંક કરી મૂકે છે ! કેવળ આનન્દવાળી જગ્યાએ કેવળ રડાવે છે. ક્લેશોની દીનચાલ ગુણનો આત્મા ઉપર અધિકાર મજબૂત કરે છે. ગુણોના પરિણામને સ્થાપે છે. કાર્યકારણરૂપે જન્મમરણને અખંડિત રાખે છે અને પરિણામે આત્માની દુર્દશા કરી મૂકે છે ! તો આ બધાય ક્લેશોનું મૂળ શું ? આ બધુંય ષડ્‌યન્ત્ર રચનાર, માયાની કપટજાળમાં આત્માને ફસાવનાર, નિર્દોષ અને નિષ્ક્લેશ આત્માને ક્લેશના હીભાંડમાં ટટળાવનાર કોઇ મુખી છે કે કેમ ? પ્રશ્ન એ છે કે આ બધામાં જો કોઇ મુખી હોય, પ્રધાન મલ્લ હોય, કોઇ નેતા હોય તો તેને જ મહાત કરવાનો પ્રયત્ન કેન્દ્રિત કરી શકાય. અને મુખ્ય પ્રધાન મહાત થતાં ગૌણ મલ્લો જેમ સ્વયમેવ હારે, સેનાનાયક નષ્ટ થતાં જેમ ભગ્ન સૈનિકો સ્વયમેવ ભાગે અગર તો શરણે આવે તેમ આ બધા ક્લેશોનો નાયક જો પકડાય તો તેને મહાત કરવાનો અવિક્ષેપ પ્રયત્ન થાય. એટલી મહેનતને વધુ લાભ કરાવવાનો પ્રશ્ન છે. મૂળ છેદાતાં જેમ શાખાપલ્લવ સ્વયમેવ સુકાય તેમ આ ક્લેશોનું મૂળ છેદાય તો ઇતર શાખાપલ્લવ સ્વયમેવ સુકાય. આ પ્રશ્નનો જવાબ વળતાં ભગવાન પતંજલિ ભણે છે કે.-

अविद्या क्षेत्रं, उत्तरेषां, प्रसुप्ततनुविच्छिन्नोदाराणाम् ॥ ४ ॥

**प्रसुप्त०**=સૂતેલા, પાતળા પડેલા, તૂટેલા અને સદા વર્તમાન એવા **उत्तरेषां**=અવિદ્યાની આગળના એટલે કે અસ્મિતા, રાગ, દ્વેષ અને અભિનિવેશરૂપી ક્લેશોનું **क्षेत्रं**=ખેતર છે-ઉત્પત્તિભૂમિ છે **अविद्या**=અવિદ્યા.

અર્થાત્ સૌ મ્હોકાણનું મૂળ છે અવિદ્યા. પ્રધાનમલ્લ છે અવિદ્યા. ખેતર ન હોય તો જેમ બીજ ન ઊગે તેમ અવિદ્યારૂપી ખેતર ન હોય તો અસ્મિતા વગેરે ક્લેશો ન ઊગે. અર્થાત્ જે સૌ અનર્થોનું મૂળ છે અવિદ્યા. અવિદ્યાને ઉજ્જડ કરતાં ઇતર ક્લેશો ઉજ્જડ બને. ત્યાં સુધી નહીં. ડાળ પાંદડાં છેદવાનો કશો અર્થ નથી. મૂળમાં હિંગ પૂરાવી જોઇએ. કુવાડો મારવો જોઇએ.

વળી અવિદ્યારૂપી ખેતરમાં ઉગતા ફુલતા-ફાલતા-ફળ દેતા અસ્મિતા વગેરે જે બીજા ચાર ક્લેશો છે તે દરેકના ચાર ચાર પેટા વિભાગો છે। એ દરેક કયાં તો પ્રસુપ્ત હોય, તનુ હોય, વિચ્છિન્ન હોય કે ઉદાર હોય. અર્થાત્ અસ્મિતા પ્રસુપ્ત હોય, તનુ હોય, વિચ્છિન્ન હોય, ઉદાર હોય. એજ મુજબ રાગ, દ્વેષ અને અભિનિવેશ.

તો પ્રસુપ્ત વગેરેથી શું સમજવું? પ્રસુપ્ત શબ્દનો અર્થ તો ખૂબ સૂતેલો, ધસઘસાટ ઊંઘતો, ઢંઢોળે તો પણ મહેનતે જાગતો, ઘોરતો, કુંભકર્ણ માથે પ્રેમમાં પડેલો-એવો થાય। ક્વચિત્ જાગે તો જાગે, નહીં તો ચિરનિદ્રામાં પોઢેલો એવો થાય। તો પ્રસુપ્ત ક્લેશ એટલે શું? તો જે ક્લેશ ચિત્તમાં ધસઘસાટ ઊંઘતો પડયો હોય-ઢંઢોળે તો પણ ન જાગે એવો હોય-તે ક્લેશ પ્રસુપ્ત કહેવાય. અને ઊંઘમાં ઘોરતો માણસ જાગૃતિને ઉચિત કાર્ય કરતો માલમ પડતો નથી। પણ તેથી આપણે તેને મરેલો માનવાની ભૂલ કરતા નથી. તેમ ચિત્તમાં ગાઢ નિદ્રાવસ્થામાં રહેલો ક્લેશ પોતાને ઉચિત ક્રિયા ન કરતો હોય તેથી તે મરી ગયો છે-પરવારી ગયો છે-નપુંસક થઇ ગયો છે, એમ માની લેવાની ભૂલ ન થવી ઘટે. ઘોરનિદ્રામાં પણ જીવતાને માટે જાગ્રતિનાં બીજ પડયાં હોય છે- અરે કુંભકર્ણ પણ-છ મહિને પણ જાગી શકતો-તેમ પ્રસુપ્ત ક્લેશ દૂધમાં દહીંની માફક, શક્તિમાત્ર રૂપે જાગતો હોય છે. જાગૃત થવાની તેની શકિત ડંભાઇ ગઇ હોતી નથી. એનો બીજભાવ અંકુરિત થવાની શક્તિ-પ્રબોધકના અભાવે જાગૃત થઇ નથી। વિશ્વામિત્રનો તપોભંગ, પ્રસુપ્ત ક્લેશનો નિમિત્ત મળતાં પ્રબોધનો જાણીતો દાખલો છે। નિમિત્ત મળતાં-અને સમર્થ નિમિત્ત મળતાં એવા ક્લેશો, ચોમાસામાં દેડકાંની માફક ચિત્તમાં કૂદી ઉઠે છે। તેની ઉત્પત્તિ અને કાર્ય શક્તિ ભલે

મંદ, પણ જાગૃત હોય છે। વિદેહ અને પ્રકૃતિલય યોગીઓના ચિત્ત ક્લેશોની આ અવસ્થા હોય છે પ્રસુપ્ત ક્લેશ બાળીઓ કરવાનો એક માત્ર ઉપાય છે અને તે વિવેકખ્યાતિ-અર્થાત્ આત્મ સાક્ષાત્કાર અધ્યાત્મ જીવનના ખૂબ ઊંચે શિખરે ચડેલા જીવોને પણ અસ્મિતા હોય છે પણ તે પ્રસુપ્ત. રાગ હોય છે પણ પ્રસુપ્ત દ્વેષ હોય છે પણ પ્રસુપ્ત. મમત્વભાવ હોય છે પણ પ્રસુપ્ત. આ અવસ્થા આત્મા ઉપર સૂક્ષ્મતમ આવરણની અવસ્થા છે સિવાય કે સાક્ષાત્કારાત્મક આત્મજ્ઞાન-આ આવરણનો અતિસૂક્ષ્મ અને આથી જ અતિ બળવાન પડદો ભેદાતો નથી. દેખાતા ન હોય માટે ક્લેશો મરી પરવાર્યા છે એવું માનવાની આપણે સાધકોએ ભૂલ ન કરવી ઘટે. ખૂબ ઊંડા ઊંડા ઉતરીને આત્મપૃથક્કરણ કરીને આ પ્રસુપ્ત ક્લેશાવસ્થામાંથી પ્રયત્ને અને પ્રભુકૃપાએ મુક્ત થવુ ઘટે.

અહીં એક વાત ધ્યાનમા રહે. વિવેકખ્યાતિથી ક્લેશો દગ્ધ થઇ જાય છે-એમ આપણે ઉપર જાણ્યુ. પ્રશ્ન એ છે કે સતનો કદી નાશ નથી ક્લેશો છે આથી તે સત્ હોઇને તેનો છેવટનો નાશ થતો નથી તો જેનો છેવટનો નાશ થતો નથી તે દગ્ધ થાય છતાં રહે જ. અને રહે જ તો પછી ક્લેશોને દગ્ધ કરવાનો પ્રયત્ન મિથ્યા છે। દગ્ધ હોવા છતા જો ક્લેશ રહેતા જ હોય તો પછી તેમને પ્રસુપ્ત કેમ ન માનવા? અને જો એમ પ્રસુપ્ત માનવા જ પડે તો પછી કલ્પાન્તે પણ કોઇક વખત પણ કોઇક નિમિત્તે પણ તેમને જાગૃત થવાનો સંભવ રહે અને તેમ થાય તો તેનુ ફળ મળે જ-એટલે કે જન્મમરણનો પ્રવાહ ન અટકે। પ્રશ્ન ઠીક છે. જવાબ એ છે કે ક્લેશો બળેલ બીજની અવસ્થામા રહેતા. તેમના રહેવા માત્રથી કશું નુકશાન નથી। સાપ જો મરેલો જ ન હોય તો ભલે જીવતો. પણ તેના દાંત જો કાઢી લેવામાં આવ્યા હોય તો કશો વાંધો નથી. દોરડી બળી પણ વળ તેમના તેમ રહે. તો તેને રહેવા દેવા ઘટે. બળેલા વળના આકારે હાથી કે હરણ બંધાતું નથી બળેલા ક્લેશો-જ્ઞાનથી બાળીઆ થયેલા ક્લેશો આકારે રહેતા હોય તો તેમને રહેવા દો કોઇ હાનિ નથી તેમનો ફણગો ફાડવાની શક્તિ રહી નથી. એ જ અગત્યનુ છે। અને જો એનો બીજ ભાવ જ દગ્ધ છે તો પછી જન્મમરણનો પ્રબંધ અસંભવિત છે। અને એટલુ જ કર્તવ્ય છે। આવી અવસ્થાને જ પાંચમી-ક્લેશોની દગ્ધાવસ્થા કહેવામાં આવે છે આ અવસ્થાના યોગીને જ "જન્મ દેહીનુ" "કુશળ"નુ બીરુદ મળે છે! આ અવસ્થા પ્રભુકૃપાએ એક વખત મળે કે પછી તેને કૈવલ્યનો એ ઉંબરો જ-જન્મ દેહ જ દેવ છે. ત્યારબાદ તેને દેહ મળતો નથી તે દેહ-

દરિદ્રી થઇ જાય છે. એ અવસ્થા મળ્યા પછી એની આરોગ્યની કુશળતા કદી જોખમાતી નથી. કેમકે તેનો ભવરોગ સદાને માટે મટી ગયો છે! આ અવસ્થાને જ "પરમધામ" "અનામય પદ" "મોક્ષ" "કૈવલ્ય" વગેરે નામથી સંબોધવામાં આવે છે. આ સિવાયનો મોક્ષ અક્કલમાં આવે એવો નથી.

આમ પ્રસુસનો અર્થ આપણે જોયો. તનુ એટલે પાતળા એટલે કે કમજોર, શિથિલ, નિર્બળ, નિર્વીય, પોતાને યોગ્ય કાર્ય કરવામાં ભીરુ, બાયલા— ક્લેશો શિથિલ થઇ જાય છે ક્રિયાયોગથી. એટલે કે તપ સ્વાધ્યાય અને ઈશ્વર પ્રણિધાનરૂપી ક્રિયાયોગના દીર્ઘકાલીન, નિરન્તર અને સત્કારપૂર્વકના આચરણથી એ ઢીલા પડી જાય છે! એમની પ્રેરક અને કાર્યશક્તિ મંદ પડી જાય છે! અગર તો ક્લેશોના પ્રતિપક્ષનું ભાવન કરતાં ક્લેશો નિર્ગત થઇ જાય છે. કડવાશની સામે મીઠાશ મૂકવાથી જેમ કડવાશ હળવી થઇ જાય તેમ ક્લેશોની સામે તેના વિરોધી ચિંતનને ધરતાં ક્લેશો કમજોર બની જાય છે! બલાબલની પરીક્ષા જ અહીં છે! અવિદ્યા સામે વિદ્યા, અસ્મિતા સામે વિવેક, રાગ સામે વિરાગ દ્વેષ સામે પ્રેમ અને મોતની સામે આત્માના અમરત્વનો મોરચો માંડતાં અને તે તે વિરુધ્ધ ચિન્તનમાં નિષ્ઠા કેળવતા તે તે ક્લેશોનું જોર ઢીલું પડે છે. ફક્ત ચીવટપૂર્વક, ખંતપૂર્વક તે તે હરીફાને વફાદારીથી વળગી રહેવું જોઇએ. અવિદ્યાના તાંડવ સામે વિદ્યાના નાચમાં આપણે દૃઢ રહેવું ઘટે 'હુંકાર' સામે 'नाहं' માં દૃઢ રહેવું ઘટે. રાગના કંસબળ સામે વિરાગનું કૃષ્ણબળ દૃઢતાથી ધરવું ઘટે. દ્વેષના દાવાનળમાં પ્રેમની અમૃતધારા વર્ષાવવામાં દૃઢતા રાખવી ઘટે. મોતના વ્યથાજનક ખ્યાલ સામે આત્માની અણનમ નિર્ભયતા દૃઢતાથી ટકાવવી જોઇએ! બસ. પ્રતિપળ આમ મોરચા માંડી ઝઝુમવું જોઇએ. સિદ્ધિ સહેલી નથી પણ તેથી જ કાયર થવા જેવું નથી. યોગેશ્વર-ભગવાન ઠીક કહે છે કે **स निश्चयेन योक्तव्यो योगः अनिर्विण्णचेतसा**—આ માર્ગે તો વીર પરવરે, કાયરનું એમાં કામ નથી. શૂરા સમશેરના ખેલ ખેલી શકે. દૃઢતાથી, ધ્યેયના સ્મરણથી, **देहं पातयामि** કે **अर्थं साधयामि** ના કેસરિયા નિશ્ચયથી જ ક્લેશો પરાજિત થાય. આથી આ ચર્ચાનો નહીં પણ પ્રયોગનો વિષય બની જાય છે! ક્રિયાયોગીના ક્લેશો દુબળા થઇ જાય છે! શુભાશુભ સંસ્કારોના સંગ્રામમાં શુભ સંસ્કારોનો વિજય કરી તેમને પણ છેવટે તજવાનું નામ જ તો યોગ છે!

રહી રહીને જે વર્તે તે વિચ્છિન્ન ક્લેશાવસ્થા. તૂટક તૂટક વૃત્તિ તે વિચ્છિન્નાવસ્થા. અર્થાત્ થોડીવાર ચિત્તમાં હીલચાલ કરે અને પછી પાછા દબાઈ જાય વળી પાછા ફરકે વળી દબાઇ જાય। આમ દેખા દે દે ને અદૃશ્ય જેવા થાય. અદૃશ્ય થાય થાયને દેખા દે એવી અવસ્થાને વિચ્છિન્ન અવસ્થા કહે છે. અર્થાત્ ચિત્તમાં જ્યારે રાગ પ્રવર્તતો હોય ત્યારે તેનાથી વિજાતીય ક્લેશ જે દ્વેષ તે દબાઇ રહેલો હોય છે। બાપ કે મા બાળકને ચુંબન કરે ત્યારે રાગ ઉભરાયેલ હોય છે અને દ્વેષ-તોફાની બાળકને થાપડ મારવાની વૃત્તિ છૂપાઇ જાય છે। અર્થાત્ રાગની ક્ષણે દ્વેષ અને દ્વેષની ક્ષણે રાગ દબાઇ જાય છે। પણ પોતપોતાની ક્ષણે તો અચૂકપણે વર્તતા હોય જ। બસ. આમ તૂટક તૂટક પણે અવરજવર કરતા અને ભારે કુશળતાથી સંસારી જીવો પાસે પોતાનું જ ધાર્યું કરાવતા ક્લેશો વિચ્છિન્ન અવસ્થાવાળા કહેવાય છે. વળી એ ક્લેશો એક વિષયને લગતા હોય તેથી બીજાને લગતા તે ન હોય એમ માનવાની પણ ઉતાવળ કરવી એ ભૂલ છે। પતિ કે પત્નીને પોતાની પત્ની કે પતિ ઉપર રાગ છે તેથી તેમને બીજા ઉપર વિરાગ છે એવું કશું જ નથી. એક ઠેકાણે ઉદાર રાગ બીજે ઠેકાણે પ્રસુપ્ત હોય-તનુ હોય-વિચ્છિન્ન હોય। એજ પ્રમાણે બીજા બધાય ક્લેશો। એ તો અહિરાવણ મહિરાવણના સહોદરો છે। મરેલા દેખાયને ગમે ત્યારે ગમે ત્યાં જીવતા થાય-ચરતા દેખાય-તોફાન મચાવે-જીવને ખેંજાર ખેંજાર બનાવી મૂકે। આથી વિવેકી જીવ ખૂબ સાવધ રહે-વિભૂતિમાંથી મહાસંસ્કૃતિ સર્જવી હોય તો.

હૃદયમાં સદા વર્તમાન-સદાય હુલ્લડ મચાવતા-દંગલ મચાવતા-જીવનની પ્રત્યેક ક્ષણે આપણને પ્રેરતા ક્લેશોને ઉદાર અવસ્થાવાળા કહેવામાં આવે છે। સામાન્ય માનવ સમુદાય કોઇપણ ક્ષણે ક્લેશોના ઉદાર વર્તાવની ચુંગાલમાં જ હોય છે। સામાન્ય માનવ તો ક્લેશોનાં પ્યાદાં બની રહે છે। ક્લેશોની અસહ્ય વજ્રમુઠીમાં જ અકળાતાં હોય છે.। જગતનું સામાન્ય જીવન અવિદ્યા-હુંકાર રાગ-દ્વેષ કે ભયની જ કોઇકની કોઇક વૃત્તિની નાગચૂડમા જકડાયેલ રહે છે। આ બધાય ક્લેશો ઉદાર અવસ્થામાં આવતાં જગજીવનને નરકમય કરી મૂકે છે! અને આજે જો દુનિયાનું સમગ્ર જીવન નિષ્પક્ષ દૃષ્ટિથી તપાસીએ તો આજ વાત નીકળશે। આજે જ શા માટે-દુનિયાનાં દરેક દેશમાં-દરેક કાળમાં દરેક જીવ-સિવાય કે કોઇક વિરલ પ્રબુદ્ધ આત્મા-આ ક્લેશોના ફંદમાં પ્રતિપળ જતો જ માલમ પડશે। માનવ જાતને જો સાચું સુખ, સાચી શાન્તિ, સાચી ક્રાંતિ મેળવવી હોય તો આ મૂળ સહિત અને અવાન્તર ભેદો સહિત આ ચારે ક્લેશોને મૂળમાંથી નાબૂદ કરવા રહ્યા. જે વ્યક્તિ કે પ્રજા

આ કલેશોને નિ:શેષ કરી મૂકે છે તેજ સાચા અર્થમાં સંસ્કારી છે–તેજ કેળવાયલી છે–તેજ દૃષ્ટિસંપન્ન છે–તેજ સુખી છે. બીજા બધાય મૂળમાં અસંસ્કારી–અણઘડ અને આંધળા જ છે! સત્ય સત્ય હોઇને જ અદમ્ય છે! માનવ જાતિનો કોઇપણ કાળમાં ખંધો રોગ કે શત્રુ હશે તો આ કલેશો જ હશે અને આથી જ આ શાસ્ત્રની કિંમત વધી જાય છે! માનવ મતિને છેવટે થાકીને પણ એક દિવસ કબૂલવું પડશે કે **नान्यः पन्था विद्यते अयनाय** એટલું જ નહીં પણ ઉમેરવું પડશે કે **श्रेयसामेष. पन्थाः**– એ મંગલમય દિવસની રાહ જોતાં આજે તો અહીં વિરમીએ. ઘડીયંત્ર બાર વગાડે છે!

લિ૦ **ભાઈના** હેતવદન

---

## (૪૩)

**પ્રિય ભાઈશ્રી,**

આજ કાલ પત્ર લખાય છે–ક્વચિત્ ખૂબ વિલંબ થાય છે. પણ તમારા ઉપર મોકલી શકાતા નથી! છતાં લખવાનુ ચાલુ જ રાખું છુ! હૃદય, વહેવાનુ નિમિત્ત માત્ર શોધે છે. એને રુંધાવું પસંદ નથી. જો કે ધારેલી પળે એ વહે જ એટલુ સત્વનિષ્ઠ પણ નથી. પ્રતિભાજ્ઞાન જો અસ્ખલિત ધારે વહે તો યોગ જલદી સિદ્ધ થાય! પણ એટલા ભાગ્ય ક્યાંથી લાવુ? યોગાવસ્થાની સહજતા પણ શરુઆતમાં તો વાતાવરણ ચાહે છે! સત્સંગ ચાહે છે. નિરન્તર તેની જ સેવા માગે છે! વિષયાન્તરનો યોગ એટલે જ વ્યુત્થાન. યોગ સિવાયના કોઇ પણ વિષયનો ચિત્તને યોગ થાય એટલે યોગમા ભંગાણ પડે! અને મારા જેવા એક સામાન્ય માણસને તો–માયાના સનાતન ગુલામને–મજૂરને તો યોગનો નિરંતર વિયોગ થવાના બધાય વાનાં હાજર હોય જ ને? છતાં બને તેટલુ અખિન્ન ચિત્તે કરતા રહેવુ–પ્રભુની કૃપા પ્રાર્થતા રહેવું એટલો નિશ્ચય કર્યો છે! એ નિશ્ચયને પાર પાડવો તો પ્રભુને હાથ છે! માણસનું ધારેલું કશુ થતુ નથી! આપણી ઇચ્છાને જો પ્રભુ ઇચ્છાની સંમતિ સાંપડે તો અને તો જ તે પાર પડે છે. આપણો અધિકાર પ્રાર્થનામા છે. પરિણામે અધિકાર પરમેશ્વરનો છે!

ઠીક. ગઇ કાલે કલેશની જનેતા–કલેશોનું મોસાળ કે પીયર જે ગણો તે અવિદ્યા છે એ જોયું. કલેશ માત્રમાં અવિદ્યા એક અગર તો બીજી રીતે ભરચક પડી છે. માનો અવિદ્યાના જ વિવિધ રૂપને વિવિધ નામે આપણે ઓળખીએ છે! બહુરૂપીનાં તો અસંખ્ય રૂપ હોય–તે લઇ શકે. વળી

અવિદ્યાની જ અસ્મિતા વગેરે સંતતિ પ્રસુપ્ત, તનુ, વિચ્છિન્ન–ઉદાર રૂપે પણ વર્તે છે. પ્રાણીમાત્રમાં આ અવિદ્યા અને તેની સંતતિનું તાંડવ ચાલે છે. પ્રાણીમાત્ર ઉપર તેનો એક સરખો અધિકાર ચાલે છે! એની સત્તા તોડવી–ઉખેડી નાખવી–ઉજ્જડ કરવી અને તેને સ્થાને આત્માની સત્તા સ્થાપવી–દૃઢ કરવી–અપ્રતિહત કરવી–નિરંકુશ કરવી એજ યોગનું પ્રયોજન છે! અસ્મિતા વગેરે ક્લેશોની પ્રસુપ્તાવસ્થા સામે વિવેકખ્યાતિનો અવિરત મોરચો માંડવો રહ્યો. તનુ અવસ્થા સામે પ્રતિપક્ષી ભાવનાનો વ્યૂહ રચવો રહ્યો. વિચ્છિન્ન અને ઉદાર અવસ્થા સામે સતત જાગૃતિ, ખંત, ધ્યેયનિષ્ઠા અને ધ્યેય સ્મરણની ચોકી બેસાડવી રહી. આમ થાય તોજ સમાધિનું ભાવન અને ક્લેશનો ક્ષય થાય! ક્લેશનો <u>ક્ષય થાય તોજ આત્માનું અસલી સ્વરૂપ</u> પ્રકટે. આત્માનું અસલી સ્વરૂપ પ્રકટે તોજ જીવ્યાનો સાચો રસાસ્વાદ લેવાય તોજ માનવજીવનનાં મૂલ્યાંકન કર્યાં કહેવાય! જો એમ ન થાય તો–**अजागल स्तनस्येव तस्य जन्म निरर्थकम्** તો એ તેજીને જ સમજાય એવો ટપકો સહેજ છૂટકો! આ બધુંય કરવા માટે અવિદ્યા વગેરે ક્લેશોનાં સ્વરૂપ સમજવાં જોઈએ. સમજ અને સાચી સમજ જ અહીં તો એક માત્ર શરણ છે! અવિદ્યા અને તેની સંતતિની પાદત્રાસથણીમાંથી ધન–ધરા–ધામ–માતા–પિતા–પત્ની–પુત્ર–વૈભવ–કોઈ બચાવી ન શકે. વ્હાલા ભાઈ! સમ્યક્ દર્શનની શરણાગતિ—બીનશરતી શરણાગતિ જ સંરક્ષક છે! સમ્યક્ દર્શન જ સાચું કવચ છે! ભગવાનનું સુદર્શન જ સંરક્ષણે શક્તિમાન છે! એ સિવાયનું સંરક્ષણ સંરક્ષણનો આભાસમાત્ર છે! આભાસે બાળક ખુશ થાય–વિવેકવૃદ્ધ નહીં. તો અવિદ્યા વગેરે ક્લેશોનું સ્વરૂપ શું? શક્તિ શી? કાર્ય શું? આ બધું સમજાય તો તેની સામે સમશેર ખેંચાય અને વિજયી નિવડવાનો દાવ ખેલાય! ભગવાન પતંજલિ વ્હારે ધાતાં કહે છેઃ—

अनित्य-अशुचि-दुःख-अनात्मसु नित्य-शुचि-सुख-आत्म-ख्यातिः-अविद्या ॥५॥

अनित्य०=અનિત્ય, અપવિત્ર, દુઃખ અને અનાત્મામાં અનુક્રમે નિત્ય–પવિત્ર સુખ અને આત્મભાનનું નામ છે **अविद्या**=અવિદ્યા–અજ્ઞાન.

અર્થાત અવિદ્યા પણ એક પ્રકારનું જ્ઞાન જ છે–પણ ઊંધું–અવળું–વિપરીત–મદ્યપાનની કૃતિ જેવું! સ્થળમાં જલ અને જલમાં સ્થળ બતાવે તેવું! અવિદ્યા કહે.–વિપર્યય કહો–અજ્ઞાન કહો–અવળચંડી સમજ કહો–વાત એક છે. અને એ અવિદ્યાનાં નામ તો અનેક રૂપો છે. પણ જન્મમૃત્યુનો પ્રવાહ અખંડિત રાખનારી અવિદ્યા ઉપર કહી તેની ચોખ્ખીજ છે! અને

ચોપગાં તો પશુ જ હોય. અને મગ તેવો રગ. ચોપગાંની સગતિમા એ રંગા પણ ચોપગાં જ બને. અને આપણે બધાંય-ક્વચિત્ કોઇક અપવાદરૂપ હશે-બાકી બધાંય આ ચોપગી અવિદ્યાના ભારે આશક છીએ! લયલા-મજનૂના પ્રેમ કરતા પણ જીવ-અવિદ્યા વચ્ચે ભારે પ્રેમ છે! લયલા-મજનૂ કે શીરીં ફરીહાદ-રોમીઓ જુલીયટ કે રુરુ પ્રમદ્વરાનો પ્રેમ કિસ્સો તો જીવ અવિદ્યાના પ્રેમ પ્રસંગ સમક્ષ ઝાંખો પડે-સૂર્ય સમક્ષ દીવા જેટલો! આટલો પશુપ્રેમ તો માનવને જ-વિવેકી હોવાના ઘમંડીને જ હોય ને? તો એ ચોપગી અવિદ્યા કઇ?

અનિત્ય પદાર્થોમા નિત્યતાનુ ભાન થયા કરવુ એ અવિદ્યાનો પહેલો પગ છે! દુનિયાના ક્ષણભંગુર પદાર્થોને નજર સમક્ષ દષ્ટનષ્ટ થતા જોઇએ છીએ-અનુભવીએ છીએ છતા તેને માટેનો લ્હેવાટ કયાંયે ઓછો થયો દેખાય છે? સમસ્ત બ્રહ્માંડ પ્રતિપળ અચિન્ત્ય ઘડભાંજનો ભોગ બની રહ્યુ છે-કાળની નિષ્પક્ષપાતી જીભ વસ્તુમાત્રને ગળી રહી છે છતા પદાર્થોને નિત્ય માનવાની ભવ્ય ભૂલ માનવ સનાતન સમયથી કરતો જ રહ્યો છે ધર્મવૃક્ષ સંવાદનો-**अहन्यहनि भूतानि गच्छन्तीह यमालयम्। शेषाः स्थावरमिच्छन्ति किमाश्चर्यमत परम्**-શ્લોક લખાયો તે પહેલા-તે દિવસે અને આજે પણ તેટલોજ સાચો નથી? પદાર્થો નિત્ય છે એમ માનીને આપણે વર્તીએ છીએ અને આથી અકથ્ય યાતનાઓમાં સબડીએ છીએ! ભૂમિને નિત્ય માનીને તેને ભોગવવા-સદા ભોગવવાની અતૃપ્ત તૃષા રાખનારાઓ સ્વયં આજે નામશેષ થઇ ગયેલા ઇતિહાસે નથી નોંધ્યા? અને આજે પણ આ વાત તેટલી જ સાચી છે. જો માનવ જાત વસ્તુના સાચાં અને સનાતન મૂલ્યાંકનો આંકી તદનુરૂપ વ્યક્તિગત અને સમષ્ટિગત જીવનને વળાંક આપવાનો યત્ન કરે તો યુધ્ધ પરીની કથા ન થાય? ધન ધરા-ધામ નિત્ય નથી છતાં તેમા નિત્યતાના ખ્યાલે પ્રેરાઇને માનવે કયુ પાપ નથી કયુ? પ્રગતિની ડંફાસ મારતા આપણને લાજ લાગવી ઘટે! પ્રગતિ તો સત્ય વિચારના સ્વીકારમાં અને તદનુકૂળ જીવનને કરવામાં છે. વ્યક્તિએ તેમ કરવામા દૃઢ રહેવું ઘટે. સમષ્ટિનું તે તરફ વલણ હોવુ ઘટે. આત્મા સિવાયની વસ્તુમાત્ર અનિત્ય હોઇને આપણી વિશેષપ્રીતિનો વિષય ન હોવી ઘટે, પ્રેમનુ પાત્ર ન બનવું ઘટે, તરસનું આલંબન ન હોવું ઘટે. આત્મા નિત્ય છે તો એ આત્માની તરસ જાગવી ઘટે. એને માટે તાલાવેલી લાગવી જોઇએ. એની શોધ આપણી એક માત્ર ચિંતાનો વિષય બની ઘટે વ્યક્તિ કે સમષ્ટિ જે કોઇ આ સત્યનો સ્વીકાર નહીં કરે તે ટળી ગયેલ છે. સત્ય અને સત્ય જ

એ માત્ર પ્રસાદ આરાધ્ય-પ્રણમ્ય-પૂજ્ય-સ્વીકાર્ય-સેવ્ય છે। આથી અવિદ્યાને મ્હાત કરવી હોય=આ પગ પૂરતી ખોડી કરવી હોય તો અનિત્ય પદાર્થોના અનિત્યતાનું અને નિત્યમા નિત્યતાનુ ભાન સહજ થવું ઘટે. અર્થાત્ જ સાચાં મૂલ્યો આંકી તેમાં નિષ્ઠા કેળવવી જોઇએ. દૂભાયેલું કે દડધૂત થયેલુ સત્ય આપણને સુખચેનથી નહીં જીવવા દે. કેમકે આપણે પોતે જ સત્ય સ્વરૂપ છીએ. આથી સત્યદેવનો સ્વીકાર અને ભાવ કરવો રહ્યુ છે।

અશુચિ-અપવિત્રમાં શુચિતાનું-પવિત્રતાનું ભાન થયા કરવું એ અવિદ્યાનો બીજો-પગ છે. આ પગે પણ અવિદ્યા માનવજાતને ખુબ કચડી રહી છે। બીજી અપવિત્રતાઓ જવા દઇએ। શરીર જ-આપણી કાયાને જ જરા સત્ય વિચારે તપાસીએ તો? એના ગંદવાડનો ક્યાંયે આરો છે ખરો? ઉત્પત્તિથી માંડીને તે ઉપડી જાય ત્યા સુધી એ ઉકરડો જ છે-એવું આપણને ભાન થાય છે ખરુ? માતાના પેટમાં આપણે પાક્યા। માતાનું પેટ તે કાંઇ મહેલ હતો? સ્વર્ગ હતું? ખારકુંડી સિવાય ત્યાં બીજું શું હોય છે। આ આપણી ઉત્પત્તિભૂમિ-જન્મભૂમિની કથા। માતાપિતાના શુક્રશોણિતની ગાથા। આખી કથા ગંદી છે। આપણે ખાઇએ-પીએ-તેનું અંજામ પરિણામ વગેરે।-મઝાનો એ વિષય છે। પેટમાં જાજરૂ લઇને ફરનાર કયે મુખે પવિત્રતાની વાત કરે। અને આપણા શરીરમાથી ઝરપે શું? પસીનો એ ગુલાબજળ છે? અને પૂ. ગાંધીજી જેવાનું શરીર પણ-પવિત્ર પુરૂષનું શરીર પણ આત્મા વિનાનું થતા ક્ષણવારમાં રખાતું નથી। શ્રોત્રિય બ્રાહ્મણના શબના સ્પર્શે પણ સ્નાન કરવું પડે। અને રોજ એને સાફ કરવાનું! એની બનાવટ જ જો મેલી ન હોત તો આવું થાત? આ છે આપણાં પોતાનાં શરીરની-ઉકરડાની કથા। પણ આ વિચારો સ્થિર રહે છે ખરા? નથી રહેતા। એજ છે બલિહારી અવિદ્યાના આ પગની। જે કોઇ આ પગની પાની નીચે આવ્યો તેની દૃષ્ટિમાં ફેર પડી જાય છે। એ કવિ હોય તો સ્ત્રીમુખમાં ચંદ્ર જુવે. આંખમાં કમળ ભાળે-મુખમાં અમૃત અનુભવે-ભ્રમરમાં કંદર્પનું કોદંડ નિહાળે-ભ્રૂભંગમાં દર્દકારી મોહિની નિહાળે। શરીરે જંગમ કનકવેલી ભાળે. સ્પર્શે બ્રહ્માનન્દ અને સ્મરણે યોગાનન્દ માને। રૂપ-અરૂપ આસ્ત્રની નિર્ઝરિણી સમજે। પરમાત્માની માફક મોહનો પણ આધાર સર્વત્ર જ છે ને? સ્ત્રી પુરુષમાં આવું સમજે! અને સંસાર ચાલ્યા કરે છે!-અનુભૂત અને પ્રત્યક્ષ. જો નિર્મળ સત્યમાં જ જીવન ખુશાલી-જીવન માંડ્યું કે જીવનકથા છૂપઇ હોય તો સ્વપ્નમાં સ્મરણીય મોહ

દુઃખ જુદું છે! માણસને સાચું સુખ ખપતું નથી. અને દુઃખ જ ભાવી ગયું છે! અને આથી એ સાચાં સુખની શોધ પાછળ પળ પણ ખર્ચવા તૈયાર નથી! દુઃખમા સુખ માનીને આખીય માનવજાત વર્ત્યા કરે છે! માનવને જો સાચેજ સુખ જોઇતું હોત તો તેણે સત્યનું શરણું લીધું હોત! વ્યક્તિગત સત્યની શરણાગતિથી તો માનવ ઇતિહાસ ઉજળો છે. પણ આપણને જે ખપે છે તે તો માનવકુલનું સુખ! અને આથી જ મહાજીવનના મહાકાવ્યોનું અભ્રાન્તદર્શન જીવનનો પાયો હોવું ઘટે. સમાજ રચના કે પ્રજાજીવન રચનાના પાયામાં નિર્મળ સત્યચિંતન હોવું ઘટે. જેટલો સત્ય સ્વીકારવે વિલંબ કે ઢીલ, કમજોરી કે આળસ, તેટલો વ્યક્તિને કે સમષ્ટિને અભ્યુદયમાં અને કલ્યાણમાં 'વિલંબ.' અવિદ્યાની મોહિની મારકણી હોય છે! સસ્કૃતિ વિનાશિની હોય છે. એવી સફાઇદાર હોય છે કે મહાન પુરુષોને પણ ભરમાવી મૂકે છે! દુઃખમાં સુખની ભ્રાન્તિથી જગત ચાલ્યા કરે છે. એની વ્યાપકતા જીવનના પ્રત્યેક ક્ષેત્રમાં જણાશે-જો ગીધની નજરે જોઇશું તો.

અવિદ્યાનો છેલ્લો અને સૌથી ભયંકર પગ તે અનાત્મામાં સદોદિત આત્મભાનરૂપી છે. દેહ, ઇન્દ્રિયો, મન, અહંકાર, મતિ વગેરે આત્મસ્વરૂપ નથી. આત્માથી ભિન્ન છે. આ અનાત્મ વસ્તુઓમાં જે આત્મભાવ એ સંસારભ્રાન્તિનું મૂળ છે! આત્મા અને અનાત્માનો જ્ઞાનમય વિવેક કરી જો માનવ "આત્મા" મારું અસલી રૂપ છે-એના સિવાયનું બધું જ માયાની વળગાડ માત્ર છે "એમ દૃઢપણે સમજી તે પ્રમાણે વર્તે તો આત્માનો મહિમા સ્પષ્ટ થાય! શાસ્ત્રકારો આને જ અધ્યાસ કહે છે! અને અધ્યાસ જ કેર વર્તાવે છે! પ્રાણીમાત્રને અપસ્મારનો રોગ થયેલ છે! સ્વરૂપની વિસ્મૃતિ અને પરરૂપની સતત સ્મૃતિ એ જ આ અપસ્મારનું લક્ષણ છે! માણસ જાતને જ ભૂલી જાય અને તે સિવાયના બધાંને જ યાદ કરે એ કેવી ક્રૂર અને આત્મઘાતી દશા? કેવી અક્ષમ્ય ભૂલ? કેવી કરુણ અવદશા? અને છતાં આમ જ છે! "હું કોણ?" નો કોયડો તેટલો જ અણઉકેલ રહે છે. અને "તું" ના ચૂંથણામાં માનવ મઝા માને છે! કોઇ શંકરાચાર્ય જ વિધિની નિશ્ચયતાપૂર્વક રણકાર કરે છે કે चिदानन्दरूपः शिवोऽहम् शिवोऽहम् મોટાભાગનો સ્વરૂપ વિષેનો ખ્યાલ ભળતો જ હોય છે! અને આટલેથી જ આ પતતું હોત તો દહાડો ઠીક. પણ એક મુખ્ય ભૂલ ભૂલોની પરંપરા જન્માવે છે. દેહાદિમાં થઇ જતો અને મૂળમાં કેવળ અકુદરતી છતાં કેવળ કુદરતી લાગતો આ ખ્યાલ જન્મમરણને અવિરત રાખે છે! આ

ખ્યાલમાંથી એ પુત્રપૌત્ર પતિપત્ની રૂપે પ્રસરી જગતમાં ખળભળાટ મચાવી મૂકે છે। પંચશિખાચાર્યે જે રીતે આ વાત રજૂ કરી છે તેથી ભાગ્યે જ વધુ સારી રીતે એ કહી શકાશે-પંચશિખાચાર્ય નામના એક જીવનાચાર્ય કહે છે. **व्यक्तं अव्यक्तं वा सत्वं आत्मत्वेन अभिप्रतीत्य, तस्य संपदं अनु नन्दति आत्मसंपदं मन्वानः, तस्य व्यापदं अनु शोचति आत्मव्यापदं मन्वानः,-स सर्वोऽप्रतिबुद्धः।** અનાત્મામાં આત્મા માની પછી જીવ જરા એને વધુ ગાઢ કરે છે, પછી તે જડ કે ચેતન કોઈપણ ચીજને પોતાની તરીકે સમજી તેની સમૃદ્ધિએ પોતાની જ સમૃદ્ધિ થઈ છે એમ માની લઇ આનન્દે છે, તેની વિપત્તિએ પોતાની જ વિપત્તિ માની લઇ રોકકળ કરે છે-અને આવું ઉંધું કુટવાની સૌને સ્વતંત્રતા છે। ઊંઘવું છે તેને જગાડીને પણ શું? **स सर्वोऽप्रतिबुद्धः** એવા તમામ જીવો ઘોરે છે! બસ શાણો માણસ આથી વધુ શો ઠપકો આપે? તેઓને માટે આટલું બસ છે. તે સિવાયને માટે તો કહેવાપણું રહેતું નથી. આ ચોથો પગ જ પહેલા ત્રણ પગોનું મૂળ છે. આ પગના પોષણે જ આગલા ત્રણે પાદો પુષ્ટ થાય છે એને શોષણે જ આગલા ત્રણ શોષિત થાય છે અને આથી જ હું કોણની શોધ અને યથાર્થ નિર્ણય અને એ નિર્ણયાનુસાર જીવનાચાર એક માત્ર પરમ કર્તવ્ય છે. કર્તવ્યમાત્ર આના જ અવશેષરૂપ છે. આ મૂળ કર્તવ્યને સિદ્ધ કરવા જ ઇતર કર્તવ્ય વિધાન છે. "હું"ની યથાર્થ શોધ કરાવી આપતાં, શાસ્ત્રમાત્ર કૃતાર્થ થઇ જાય છે। અને તે પૈકી યોગશાસ્ત્ર એ અર્થમાં ખૂબ ઉપકારક છે।

આ ચતુષ્પાદ અવિદ્યા જ સર્વ અનર્થોનું મૂળ છે. એ જ ઇતર ક્લેશોની પ્રસવભૂમિ છે. એ જ કર્મ કરાવે છે. કર્મ કરાવી એ જ ફલરૂપે પણ વર્તે છે। અસંસારી આત્માને પોતાના અનિર્વાચ્ય દુઃસંગે અને દુસ્છંદે સંસારમાં ભમાવે છે. દેહે દેહે મોકલે છે ને કાઢે છે। ચોર્યાસી લાખ યોનિમાં આત્માને પરિવ્રાજક કરે છે। **विवेकभ्रष्टानां भवति विनिपातः शतमुखः**-એ કવિ વાણીનું સત્ય અહીં સૌથી વધારે ચરિતાર્થ થાય છે। -આપણો સૌનો ઉગારતી ચહુપક્ષયા ચતુષ્પાદ ચંડિકાગૌરીના પ્યારાં કદીજો.! સિવાય કે પ્રભુયોગ-એ મહાદેવીની ચૂડમાંથી કોઇ છૂટતું નથી। આપણને એ પ્રભુનો યોગ હો જેથી આ મહામાયાની ભુરકીમાંથી છૂટીએ। બસ. તો આજે અહીં જ અટકીએ. સત્ર પણ પૂરું થાય છે. સમય પણ પૂરાય છે. શાહી પણ ભરતી માંગે છે। અને કાગળ પણ લગભગ કિનારે આવી રહ્યો છે. પ્રભુકૃપાએ અવિદ્યાનો વંશવિસ્તાર અને તેમનું સ્વરૂપ કથન હવે પછી. ॥૫॥

કુશળ હશો. સૌને હરિવંદન. એજ લિ૦ **ભાઈના હેતવંદન.**

યોગ્યતા છે એ બતાવવા માટે સૂત્રકારે સૂત્રમાં "શક્તિ" શબ્દ વાપર્યો છે આ જડ અને ચેતન પૈકી જડ ચેતન નથી. ચેતન જડ નથી. અંધારુ અજવાળું નથી. અજવાળું અંધારું નથી. ધર્મે-ગુણે-કર્મે આ બન્ને જૂદ છે. સ્વરૂપે જૂદાં છે! તો જેનાં લક્ષણ-સ્વરૂપ ગુણ-ધર્મો જૂદાં જ છે તે બન્ને પદાર્થો પણ જૂદા જ છે! આ બન્ને બુધ્ધિ અને પુરુષ સદાય પરસ્પરથી વિભક્ત જ છે છતાં દેખાતા નથી. જાણે બન્ને એક જ હોય એમ લાગ્યા કરે છે. બસ. અનાત્મામાં આત્મભાનરૂપી અવિદ્યા આવી એકાકાર બુદ્ધિ ઉપજાવે છે. પોષે છે. ઉછેરે છે. અને પરિણામે વિવેક વિસરાવે છે. છે. ધર્મે અને સ્વરૂપે એકબીજાથી તદ્દન જૂદાં-એકબીજાનું જેમને આઘેનું પણ સ્નાન સૂતક પણ નથી તે બન્નેની અત્યંત અભિન્નતા લાગ્યા કરવી એનું જ નામ છે અસ્મિતા. દેહ-ઇન્દ્રિયો-મન-અહંકાર-મતિ વગેરે આત્મા નથી. આત્મા એ બધાં રૂપ નથી. છતાં આપણો હુંનો ખ્યાલ તો એ બધાંમય જ હોય છે. હું આવો છું-હું તેવો છું-જાડો છું, પાતળો છું-ગોરો છું, કાળો છું-દેખાવડો છું, કદરૂપો છું-અંધ છું, દેખતો છું-મંદ છું, મતિમાન છું-આવી જાતના અને એવા તો અનન્ત ખ્યાલો આપણે આપણી જાત ઉપર ખડકીને ભારવાહી ગર્દભની માફક ચોવીસે કલાક ભૂંકીએ છીએ! બાકી આપણું સ્વરૂપ તો એ બધાંયથી વિલક્ષણ છે. આપણે=આત્મા અપરિણામી છે. અને આથી જ અનુભવમાત્રનો સાક્ષી છે. બુદ્ધિ પરિણામિની છે. અને આથી જ પળ પળ પરિવર્તન પામે છે-અને સમજાય છે-અને આથી જ એ ગ્રાહ્ય હોઇને જડ છે. આમ એકબીજાથી અત્યંત વિધર્મી આત્મા અને અનાત્માની એકાકારતા જો ન હોત તો ભોગ શક્ય જ ન હોત. કેમકે બન્નેનાં સ્વરૂપનો જો સાચો ખ્યાલ આવે તો બન્નેનો મોક્ષ થઇ જાય? પંચશિખાચાર્યનું 'અવતરણ ટાંકવા જેવું છે-તેઓ કહે છે:-बुद्धितः परं पुरुषं आकार-शील-विद्यादिभिः विभक्तं अपश्यन् कुर्यात् तत्र आत्मबुद्धिं मोहेन=બુધ્ધિથી સદા પર પુરુષને આકારે શીલે-વિદ્યા વગેરેથી વિભક્ત ન જોનો હોઇને તેમાં-બુદ્ધિમાં કરી બેસે છે-આત્મબુદ્ધિ મોહે." અર્થાત્ 'પુરુષ અને બુદ્ધિના આકારાદિ દ્વારા એમની એકપદાર્થતા સિદ્ધિ થતી નથી. પુરુષનો આકાર એટલે સ્વરૂપ. સ્વરૂપે પુરુષ સદા શુદ્ધ છે-અમિશ્રિત છે-પ્રકૃતિથી અણઓટયો જ છે. બુદ્ધિનું સ્વરૂપ અશુધ્ધ છે. એટલે કે ત્રિગુણાત્મક છે. સદા મેલું છે. પુરુષની મૌલિક શુદ્ધિની અપેક્ષાએ નિરતિશય સાત્વિક બુધ્ધિ પણ મેલી જ ગણાય-જેમ અસંપ્રજ્ઞાતની દષ્ટિએ સંપ્રજ્ઞાત પણ વ્યુત્થાન જ લેખાય!

પુરુષ અને બુદ્ધિનું શીલ એટલે કે ચારિત્ર્ય-સ્થાયી ટેવ-સ્વભાવ જૂદા છે. પુરુષ સદા ઉદાસીન છે. બુદ્ધિ ઉદાસીન નથી! ઉદાસીન એટલે કે સ્વરૂપમાં જ એટલે મસ્ત કે પ્રકૃતિના અતિ રમણીય સ્વરૂપમાં પણ નિઃસ્પૃહ !- તટસ્થ બુદ્ધિ તરત ખરડાઈ જાય છે!

વળી પુરુષની વિદ્યા તે તેનું ચેતન-અનન્ય પ્રકાશ્ય અને સ્વપ્રકાશ તથા પરપ્રકાશક. બુદ્ધિની વિદ્યા તે જડ. બુદ્ધિ પુરુષ પ્રકાશે-પ્રકાશે છે. સ્વયં તેનામાં એ તાકાત નથી। આમ દરેક રીતે આ બે જૂદાં જ છે! પણ કોઇ અધન્ય પળે એવો તો અવળો નિશ્ચય થઈ ગયો છે કે તે બંન્ને દૂધપાણીની માફક પરસ્પર દાની થઇ એક થઇ બેઠા છે! પ્રાણીમાત્ર વ્યવહારકાળે આમ જ સમજે છે! પણ તેથી મૂળ સિદ્ધાન્તને કશી હાનિ પહોંચતી નથી! જૂદાંને એક માની લેવાથી તે સાચે જ એક થઇ જતાં નથી! અને માનવાની તો છૂટ છે! ઘુવડ સૂરજમાંથી અંધારું ઝરે છે એમ જો માને અને વાગરાઓમાં તેનો પ્રચાર કરે તેથી સૂરજમાંથી અંધારું ઝરવાનું નથી એ જેમ હકીકત છે તેમ બુદ્ધિ પુરુષને એક પદાર્થ માની તે પ્રમાણે વર્તવાથી પણ તે બન્નેની પારમાર્થિક એકતા થઈ શકતી નથી. સત્ય આપણી માન્યતા મુજબ વર્તતું નથી! આ પારમાર્થિક એકતાનો સદા અભાવ સૂચવવા સૂત્રમાં "ઇવ-જાણે" શબ્દનો પ્રયોગ કર્યો છે! જો એ એવી પારમાર્થિક એકતા થતી હોત તો મોક્ષ નામની કોઇ ચીજ જ ન રહેત!

આવી આત્મા અનાત્માને લગતી ગેરસમજમાંથી જ સૌને હું સુખી હું દુઃખી-હું કર્તા-હું ભોક્તા એ જાતનો વાવરો કે સનેપાત જન્મે છે! અને હુંકારના કોલાહલમાં જાણે સત્યને ડૂબાડી દેવાનો યત્ન-મિથ્યાયત્ન માનવ કરે છે. માનવ આત્માને લઘુ કરે છે-આ અસ્મિતા! વિવેકજ્ઞાનથી એ ભેદાય ત્યારે જ અલ્પદર્શી માનવ ભૂમા વિદ્યાનો અધિકારી થાય છે! જીવતા જીવત મુક્ત બને છે. ઉપનિષદ્‌ની પરિભાષામાં આ અસ્મિતાને જ ચિજ્જડગ્રંથી-હૃદયગ્રંથી કહેવામાં આવે છે! એ ગાંઠ-અંતર્મુખીગોડ જેવી પીડાકારક-દર્દકારક અને અસુખપ્રદાયી છે! સ્વરૂપે સુખી આત્માને કકળાવે છે! અને એ સર્વવ્યાપી છે! પ્રાણી પ્રાણીએ સ્વરૂપસ્મૃતિ અને આઘાતની સામે પ્રત્યાઘાત કરવાની વૃત્તિ દ્વારા એ છતી દેખાય છે. અજ્ઞાન કેવો કેર વર્તાવે છે-અમરતું જ કેવુ રડાવે છે-એની સત્તા કેટલી દૃઢમૂળ છે-તે આ અસ્મિતા બતાવે છે! અસ્મિતાના ખ્યાલે માણસ શું શું ગુમાવે છે તેની કોઈ ગણત્રી જ નથી કરી. અધ્યાત્મ આનંદના અપૂર ઝરાને એ કેવળ અસ્મિતાના સેતુબંધે

અટકાવે છે. પરમાત્માને-આત્મામાં ઢળવાતો એ રોકે છે। આથી વિગત સજા કઈ। 'હુંકાર" પ્રસ્થાપિત કરતા માનવ કરતાં વધુ કપ્પી અને બદશિકલ કોઈની હોઇ શકતી નથી. કેમકે એ અસત્યનું પૂજન છે। વળી એ અસ્મિતા પ્રસુપ્ત હોય-તનુ હોય-વિચ્છિન્ન હોય કે ઉદાર હોય। એ ચારે રૂપે આત્માને એ કકળાવી મૂકે છે। વિવેકી એ ચારે રૂપે વર્તમાન અસ્મિતાને વિવેકજ્ઞાને ધોઇ નાંખી સ્વરૂપ સ્વચ્છતા મેળવે.

કદાચ અહીં પ્રશ્ન થશે કે તો અવિદ્યા અને અસ્મિતામાં ફેર શો? ફેર ઝાઝો નથી। અને છતાં છે. અવિદ્યા કરતાં અસ્મિતા એક ડગલું આગળ વધે છે. અવિદ્યા આત્માનું અનાત્મામાં આરોપણ કરીને જ બેસી રહે. અસ્મિતા તેમાં સુખદુઃખના પ્યાલા ભેળવીને આત્માનું અનાત્મામાં આરોપણ કરીને વર્તે છે. સુખદુઃખના પ્યાલે રંગાયેલ આત્માનું જે આત્મભાન તે અસ્મિતા. આમ અસ્મિતા ઘેરી અવિદ્યા જ છે. અવિદ્યાનું જ એ ઘન-સ્વરૂપ છે। આત્મદર્શનની કામનાવાળાએ એ ઘેરા રંગથી ન રંગાવું ઘટે. રંગાયો હોય તો તેને વિવેકજળથી ધોઇ નાંખે સત્ય અને કડક સત્યાગ્રહ જ આ રીતે આપણો ઉદ્ધારક છે એ સમજવું જોઇએ. માનવજાત જૂઠાગ્રહી થઇને વર્તે છે અને આથી તે દુઃખી છે. સત્યાગ્રહમાં સુખ છે. અસત્યાગ્રહમાં દુઃખ છે. આટલું જો સૌને સમજાય તો ઠીક તો. આજે અહીં જ પંઢરપુર કરીએ. શયનનો સમય થયો છે. સૌને વંદના.

સિ૰ ભાઈના હેતવંદન

# (૪૫)

પ્રિય ભાઈ !

આજે રવિવાર છે. એ દિવસે તો ભગવાને પણ સર્જન પછીનો આરામ લીધેલો—એવી રમણીય માન્યતા છે ! પણ એ હિસાબે જો માનવ સમય બગાડે તો અપરાધી ન થાય? સૃષ્ટિ સરજી હોત તો આપણને પણ એ હક મળત ! પણ મોટે ભાગે આપણે કોઈકના સુંદર સર્જનને કદરૂપું કરવામાં, બગાડવામાં, તેના કળા કૌશલ્યને કુબ્જ કરવામાં રતિવાળા હોઈએ છે ! અને આથી રજાનો મોટે ભાગે આપણે દુરૂપયોગ જ કરીએ છીએ. તે દિવસે મિષ્ટાન્નનો અતિભાર લાદી હોજરી બગાડીએ ! નિદ્રાનું બપોરે આવાહન કરી સંધ્યાને બગાડીએ. ટોળટપ્પા લગાવી વાતાવરણ બગાડીએ ! આળસુ માટે રજાનો દિવસ એ સેતાનને મોટી જ્યાફત હોય છે ! આ તો સામાન્ય રીતે આપણે રજાને કેવી બગાડીએ છીએ તેનું દિગ્દર્શન માત્ર છે ! આનો અનિષ્ટ અર્થ ન લો. કેમકે આરામની પણ જીવનમાં યોગ્યમાત્રામાં જરૂર છે જ. પણ આરામની વિકૃત કલ્પના આળસમાં અને સેતાનની આરાધનામાંજ પરિણમે છે—એટલું જ બતાવવાનો ઉદ્દેશ છે ! આપણે વિવેકને પંથે, જો પરવરવું છે તો કામના વિષયમાંજ આરામ માણવો રહ્યો. જીવનની પ્રતિપળ જો કર્તવ્યધામ હોય તો આરામરૂપી કર્તવ્યની પળ રાત્રેજ આવવી જોઈએ. આમ છતાં આપણે પોતાપૂરતા કર્તવ્યમાં દૃઢ રહી ઇતર સૌ સાથે હમદર્દી જ રાખવી રહે છે ! કેમકે માનુષીય નિર્બળતા કેવળ ટીકાપાત્ર નથી. દયાપાત્ર છે !

ગયે કાલે આપણે અવિદ્યાની મોટી દીકરી અસ્મિતાનું રૂપ જોયું. હવે એ અસ્મિતાનો જ દીકરો અને તે પણ જ્યેષ્ઠ—નામે રાગ—જેનાં પરાક્રમ સમસ્ત સૌનું પરાક્રમ પંગુ થઈ જાય છે—તે રાગનું લક્ષણ જોઈશું. આ રાગ સિવાય કે અસ્મિતા હોતો નથી—સંભવતો નથી અને આથી જ એને અસ્મિતાની સંતતિ કહી છે. એનું લક્ષણ આપતાં ભગવાન પતંજલિ ભણે છે કેઃ—

सुखानुशायी रागः ॥ ६ ॥

સુખાનુશાયી=સૂત્રમાં સુખ શબ્દ સુખાનુભવનો વાચક છે. એ જ મુજબ હવે પછી આવનારાં સૂત્રમાં દુઃખ શબ્દ દુઃખાનુભવનો વાચક સમજવો. સુખની પાછળ સૂનારો—ચિત્તમાં સદા રહેનારો જે અભિલાષ તે रागः=રાગ નામનો ક્લેશ છે.

અર્થાત્ રાગ એટલે સુખાનુશયી અભિલાષ. આપણે એને સુસ્પષ્ટપણે સમજવાનો યત્ન કરીએ. સુખ એટલે અનુકૂળતાનો અનુભવ. એક વખત એક પદાર્થમાં જો આપણને અનુકૂળતાની વેદના થઇ આવી તો તે આપણે માટે સુખ છે! ગમતી-મઝા આવે એવી વિષયસ્પર્શે પેદા થતી મઝા એટલે સુખ! ઇન્દ્રિયો દ્વારા સમગ્ર વિષયોનો આપણા ચિત્ત ઉપર પ્રતિપળ હલ્લો કે આક્રમણ કે અંકન થતુ જ રહે છે. તેમાં જે કોઇ વિષયનો સ્પર્શ આપણામાં ગમતી વેદના ઉપજાવી જાય, મઝાની વેદના ઉપજાવી જાય તો તે આપણે માટે સુખ છે! બસ, આ સુખનો અનુભવ આપણાં ચિત્તમાં એ સુખનો સંસ્કાર પાડી જાય છે. બીજી વેળા જ્યારે તેજ જાતનો વિષય સ્પર્શ થાય ત્યારે પહેલાના અનુભવની સ્મૃતિ તાજી થાય છે અને એ સુખની સ્મૃતિથી સુખાનુભવી પુરુષના હૃદયમાં શયનશીલ, તેજ જાતનાં સુખ કે તેના સાધનને લગતો જે અભિલાષ તેને રાગ કહેવામા આવે છે! અર્થાત્ એક વેળાના સુખની સ્મૃતિથી તેજ જાતના સુખના પુનઃ અનુભવ માટે સુખમાં કે તે સુખના સાધનમાં "મારે તે અમુક હો" એ જાતનો જે વલવલાટ તે રાગ. મનગમતી વેદનાના વારંવાર અનુભવ માટેની જે ઝંખના તે રાગ. આ વેદના સ્વયં આવે કે તેનું સાધન આવે એટલે હૃદય મલકાઈ જાય છે! હૃદયની એ અદમ્ય ઇચ્છા એટલે રાગ. પ્રતિપળ મનગમતી મઝા મેળવવાની અતિ ઉત્કટ ઇચ્છા એટલે રાગ. આ રાગમાં પણ અવિદ્યાની જ પરંપરાએ છાયા છે! સુખસ્વરૂપ આત્મા સ્વસુખનો આસ્વાદ છોડી બહાર સુખ માટે વલખાં મારે એ જ મૂળ ભૂલ! સુખ એ આત્માનો સ્વભાવ છે. સ્વરૂપ છે. તેને પોતાનામાં સુખની પ્રાપ્તિ ન થાય અને જાણે વિષયો તેને સુખ આપે છે એ જાતનુ ભાન થાય એ જ ઉલટું જ્ઞાન છે. એ જ વિપરીત ભાન છે. વિષય સ્પર્શે જે સુખ થાય છે તે પણ મૂળમાં તો આત્મસુખનું જ પ્રતિબિંબ છે, સુખ કે આનન્દ એકાગ્ર ચિત્તમાં સ્વાભાવિક રીતે પ્રતિબિંબિત થાય છે. વિષયનો સ્પર્શ તત્ક્ષણ પૂરતો ચિત્તને એકાગ્ર કરવામાં નિમિત્ત બને છે. અને એમ થતાં આત્મસ્થ સુખ જ એકાગ્ર ક્ષણમાં પ્રતિબિંબિત થાય છે. માણસ વિવેકના અભાવને લઇને જાણે એ વિષયમાથી ટપકતુ હોય એમ માની લે છે! અને માની લે તેને તો કોણ અટકાવે! ગમે તે માનવાની તો છૂટ હોય જ ને! બસ. આ વિષયસુખનો લ્હેલાટ પોતાના સંસ્કારોથી ચિત્તને તેજ જાતના સુખને માટે વારંવાર તલસાવે છે! પરિણીત જીવનમાં એક વેળા સંસર્ગ સુખ ભોગવ્યું એટલે તેનો સંસ્કાર ચિત્તમાં અંકિત થાય. અને તેજ જાતના સુખને માટે બીજીવાર પણ માણસને બળાત્ એ સંસ્કાર પ્રેરે!

વારંવાર એ સુખાનુભવ થતાં એ ટેવ રૂપે બની જાય। અને પરિણામે માણસ
એ સુખમાં એટલો તો ચોટી જાય કે તેમાંથી મોટી ઉમરે છૂટવા માંગે-
વિવેક આવે અને છૂટવા ચાહે તોપણ છૂટતો નથી। આ છે કરુણ કથની।
આથી જ જીવનની ખૂબ શરૂઆતમાં જ સાચા સુખની શોધ કરવી ઘટે.
સાચું સુખ ક્યાં વસે છે તે જાણવું ઘટે. એક વેળાનો ખોટો નિર્ણય જીવનને
પાયમાલ કરી મૂકે છે। કદાચ અહીં એ પ્રશ્ન થાય કે જો વિષયસુખ પણ
છેવટે આત્મસુખનું જ પ્રતિબિંબ હોય તો તે ત્યાજ્ય શા માટે। ખરું। પ્રશ્ન
ઠીક છે। પણ જો આત્મસુખ જ, જો પરંપરાએ મળતું હોય તો પછી
સીધેસીધું તેજ કેમ ન મેળવવું એ સાગો પ્રશ્ન પણ થઇ શકે ને? વળી
વિષયદ્વારા આત્મસુખની પરંપરાએ ઝાંખી મેળવવામાં શરીર-ઇન્દ્રિયો-મન-
વગેરેની શક્તિ હણાઇ જાય છે. નીચોવાઈ જાય છે। અને જે સુખ માણસને
નિર્બળ કરી મૂકે-સત્ય સુખથી વેગળો કરી મૂકે-પશ્ચાતાપથી બાળી મૂકે-
નિર્વીર્ય કરી નાખે-શક્તિહીન કરી નાખે તે સુખ ક્યાંક મેલું છે, બસ
અજ્ઞાનમાંથી એ જન્મે છે. માટે જ તે અસત્ય-ક્ષણિક હોઇને ત્યાજ્ય છે
નિત્ય સુખ આત્મામાં જ છે। અને આથી જ આત્મસુખ જ મેળવવા જેવું
છે। અને આથી જ રાગ અધ્યાત્મ માર્ગે સંચરનારને માટે મોટામાં મોટે
વાટ શત્રુ છે। સુખની વિકૃત કલ્પના રાગ છે। અને વિકૃત કે સત્યથી વેગળ
કલ્પનાને વગ આપવો એ તો આત્મનાશ નોતરવા બરોબર છે। આ નાનુ
સરખું દેખાતું રાગનું લક્ષણ જીવનમાં સર્વવ્યાપી છે। જીવમાત્ર આ સુખન
વિકૃત કલ્પનાથી વીંધાયેલ હોઇને જ્યાં સુખ નથી ત્યાં જ સુખને માટે ફાંફ
મારે છે। શરૂઆતમાં સુખ જેવું તે મેળવે છે અને પરિણામે સુખમાં રહે
દુઃખ તેને સમજાય છે. સ્વાદની લોલુપતામાં રહેલું મારણ જેમ લાંબે ગા
સમજાય છે તેમ વિષયસુખમાં રહેલું અનન્ત દુઃખ મોડે મોડે સમજાય છે
પણ તે વેળા તો આગ લાગી ચૂકી હોય છે અને કૂવો ખોદવાનો યત્ન ન
બાલિશતા હોય છે। અને આથી જ માનવ માત્રને નાનપણથી જ સાચ
સુખ તરફ અભિમુખ કરવો એ ધર્મ છે ભારતની સંસ્કૃતિએ આ સ
પીછાન્યું હતું અને ધ્રુવ પ્રહ્લાદનાં જીવની તેની સાક્ષી છે। રાગમાં મોહ
મહાશક્તિ છતાં છૂપાયેલ હોય છે. અને મોહ તો કોઇપણ સ્વરૂપે વધ્ય
છે। અને આથી રાગનું સ્વરૂપ બરાબર સમજી તેને મૂળમાં જ દૂધ પીત
કરી મૂકવો ઘટે છે। આ રાગની પણ પ્રસુપ્ત-તનુ-વિચ્છિન્ન અને ઉદા
અવસ્થાઓ હોય છે. એ ચારે અવસ્થામાં વિચરતા આ મહાશત્રુને
મારવો જ રહ્યો. મારને જીત્યા સિવાય કોણ બુદ્ધ થયું છે? જગદ્ગુ
શ્રીકૃષ્ણચંદ્રનો બોધ છે કે—

॥ जहि शत्रुं महा...... ...... दुरासदम्॥

રાગ કહો કે કામ—ફેર નથી. એ દુરાસદ છે એ ખાસ સમજવા યોગ્ય છે। દુરાસદ હોઇને—એટલે કે વહેલો વહેલો પકડાય એવો ન હોઇને અને બહુરૂપી હોઇને—ભારે સાવધતાપૂર્વક એનો તો સામનો કરવો ઘટે છે। ભગવાનની જ ભાષામાં કહીએ તો એ 'રજોગુણ સમુદ્ભવ' છે. 'મહાશન' 'મહાપાપ્મા' અને 'વૈરી' છે. અને ખાસ કરીને જ્ઞાનીને માટે તો એ નિત્ય વેરી છે। અર્થાત્ મૂર્ખાને માટે તો પરિણામે વેરી છે. જ્ઞાનીને માટે તો એ આરંભે પણ વેરી જ છે। એ કામોદ્ભવ વેગને જે સમજના બળે છરવી શકે તે જ યોગી. તે જ સુખી। વિશ્વામિત્ર જેવાનું પતન પણ પ્રસુપ્ત રાગનું જ અણધાર્યું પ્રાકટ્ય હતું ને? આથી સાધક સાવધ રહે. જાગૃત રહે। કલિના પ્રવેશ માટે નળમાં તલભાર જગ્યા પણ બસ હતી। રાગના પ્રવેશ માટે તલથી પણ ઓછી જગ્યા બસ હોય છે। પુષ્પધન્વાથી લોખંડી હૃદયો વીંધાયાં છે। એજ રીતે જીવનના પ્રત્યેક ક્ષેત્રમાં જાણવું. ઠીક તો. અત્યારે અહીં જ અટકીશું. બનશે તો રાતે ઢૂંપ જોઇશું.

લિ૦ ભાઇના હેતવંદન.

---

## (૪૬)

પ્રિય ભાઇશ્રી,

ગઇ કાલનો પત્ર બપોરે લખ્યો હતો. રાતે બીજો લખવા ઉમદ હતા। પણ આપણી ઉમેદ પૂરી પડે જ એવી આ વિશ્વની યોજના જ ક્યાં છે! કોઇ મહાશાણી શક્તિ પોતાની જ ઉમેદ આપણા સૌ દ્વારા પૂરી પાડતી લાગે છે। પોતાની ઇચ્છા જ બર આણતી દેખાય છે. ટેનીસનની કડી યાદ આવે છે-God fulfills himself in many ways!—

અનન્ત રીતે પરમાત્મા પોતાને જ કૃતાર્થ કરી રહ્યો છે। અને એ અનન્ત રીતો પૈકી આપણે પણ એક ખરા જ ને! આપણી સૌની સૃષ્ટિ પાછળ ઇશ્વરનો કોઇનો કોઇ ગૂઢ સંકેત છે। **मम योनिः महद्ब्रह्म तस्मिन् गर्भं दधाम्यहम्। संभवः सर्व भूतानां ततो भवति**

અર્થાત્ રાગ જેમ સુખમૂલક છે તેમ દ્વેષ દુઃખમૂલક છે! રાગમાં ગમવાનું તત્ત્વ છે. દ્વેષમાં ન ગમવાનું તત્ત્વ છે. ગમો અને અણગમો એટલે અનુક્રમે રાગ અને દ્વેષ. તો જે વિષયના સ્પર્શે આપણા હૃદયમાં તેને માટે અણગમાની–તીવ્ર દુઃખની–પ્રતિકૂળતાની વેદના થાય તે વિષયને માટે આપણામાં ક્રોધ ઉપજે–ચીડ ઉપજે–તે આપણને ન મળે તો સારું એવી ઇચ્છા પ્રકટે–તેના ભાવિ ત્યાગ માટે ઉત્કટ ઇચ્છા એટલે જ દ્વેષ. આમ રાગમાં જે સેવાની ઇચ્છા છે તો દ્વેષમાં ત્યાગની તીવ્ર ઇચ્છા છે. "મારે તે અમુક નહીં જોઇએ" એ ઇચ્છા એનું મૂળ છે. પણ આપણને જે જોઇએ તે મળે જ એવો નિયમ નથી. ક્વચિત્ મળી જાય તો સુખાનુભવનો સંસ્કાર તાજો થાય, પુષ્ટ થાય, અને આપણાં મન હૃદય માં ઉપર મલકાટના ચિહ્ન ઉપજાવે. બસ, ગમતી વસ્તુ મળ્યા જ કરે એવો કાયદો ન હોવાથી અને અણગમતી વસ્તુ પણ ગમતીની માફક મળતી જ હોવાથી આપણી ઇચ્છાનો ભંગ થાય છે. બસ, આ ઇચ્છાભંગ એટલે જ દ્વેષના શ્રીગણેશ. માણસ ન ગમતું ટાળવાનો યત્ન કરે છે. અર્થાત્જ એક વખત જેનાથી દુઃખનો અનુભવ થાય તે જો પાછું આવીને ઉભે અગર તો તેનાં સાધનનાં પણ દર્શન થાય તો માણસનામાં આંતરિક બળતરા પેદા થાય છે! અને પરિણામે તે ન ગમતી ચીજ માટે કાયિક, વાચિક કે માનસિક ચીડ દ્વારા પોતે દ્વેષનો ગુલામ છે એ સાબીત કરે છે! આ દ્વેષ પણ ખધો શત્રુ છે. એનું ગોચર પણ મૃત્યુની માફક સર્વત્ર છે! માણસને પ્રિયવિયોગ ગમતો નથી અને અપ્રિય સંયોગ ગમતો નથી. તેને દુઃખ ગમતું નથી–અને કોને શું શું નથી ગમતું તે તો તેજ જાણે ને? આ અણગમાનું તત્ત્વ વ્યક્તિગત જીવનમાં અને પ્રજાકીય જીવનમાં મોટાં કુરુક્ષેત્રનું બીજારોપણ કરે છે? માણસને પરવશ કરી તેની પાસે ન કરવાનું કરાવે છે! દ્વેષના પ્રચંડ વેગ સમક્ષ મોટા મોટા હિટલરો પણ ગરીબડા થઇ જાય છે! ક્રોધ જે અંધાપો આપે છે તેની તો જોડ નથી! આંતર ઉજાસનો છેક અસ્ત કરનાર આ દ્વેષ છે! દ્વેષને લઇને પરમાત્મા પણ આઘો ને આઘો જ ફરે છે! દ્વેષ પ્રાણીના કે વસ્તુના અસ્તિત્વનો પડકાર કરે છે! અને એ રીતે સર્વત્ર સદૈરી વિરાજી રહેલા પરમાત્માને જ એ પડકાર હોય છે! અને પરમાત્માનો પડકાર કરનાર કેમ સુખી થાય?

વળી વસ્તુતઃ દ્વેપ એ મોહવિદ્ધ કલ્પના જ છે. એને સત્યનો ટેકો કે આધાર નથી. વસ્તુમાં ગમવા ન ગમવાપણું નથી–આપણી કલ્પનામાં છે। આથી વસ્તુની સાથે આપણે સબંધ બાંધતા પહેલાં જ એને તટસ્થતાથી પારખી લઇએ તો આ ગમો કે અણગમો એ કેવળ વિકૃત કલ્પના જ છે એ સુઝે। ભગવાને જાતે એકરાર કર્યો છે કે–

> "इच्छाद्वेष समुत्थेन द्वंद्वमोहेन भारत।
> सर्वभूतानि संमोहं सर्गे यान्ति परंतप!"

ઇચ્છા અને દ્વેપમાંથી ઉપજેલા દ્વંદ્વ–સુખદુઃખાદિના મોહે=વિકૃત કલ્પનાએ પ્રાણીમાત્ર મૂર્છિત થઇ રહ્યાં છે। અને મોહમૂર્છામાંથી જાગૃત થવા તો આપણે આ યોગારંભ કરી બેઠા છીએ। માટે જ્યાં જ્યાં જૂઠાગ્રહ હોય ત્યાં ત્યાં તેની સામે સત્યાગ્રહ આરંભી દેવો ઘટે. અને પ્રહ્લાદ થવા ઇચ્છનારે તો ઘરમાંથી જ સત્યાગ્રહ કરવો રહ્યો। એટલે કે જાતે જાનથી જ શરુઆત કરવી રહી. સત્યાગ્રહ પરોપદેશ માટે નથી। દ્વેપ જૂઠાગ્રહ છે। આ દ્વેપ પણ પ્રથમ તનુ વિચ્છિન્ન અને ઉદાર હોય છે। માટે એને પણ સમૂળગો ઉખેડી નાંખવો રહે છે. સત્ય વિચાર નિંદા–પ્રેમ નિષ્ઠા–એનો ઉપાય છે. તૃષ્ણા જ્યારે અતૃપ્ત રહે ત્યારે દ્વેપ રૂપ ધારણ કરી એ આપણને વગર કાષ્ટની ચિતાની માફક બાળે છે. ઠીક તો. દ્વેપ માટે આટલું બસ થશે એમ માનું છું.

સિ૦ ભાઇના હેતવંદન.

પ્રિય ભાઈ,

આજે બપોરે એક પત્ર લખ્યો. સાંજે બીજો લખવા શરુ કરું છું. જાણે એક જ-એકે આખુંય યોગશાસ્ત્ર લખું એવું થઇ આવે છે! પણ એ શક્ય નથી ને? માણસની પ્રત્યેક ક્રિયા એની અલ્પજ્ઞતા અને અલ્પશક્તિતાની સાબીતી નથી? घटानां निर्मातुस्त्रिभुवनविधातुश्चकलहः–જેવો ઘાટ થાય છે! સર્જન કરવાની ઇચ્છા થાય, પણ આપણી શક્તિને ચોમેરથી મર્યાદા. એટલે આપણું સર્જન પણ આપણને જ છાજે એવું! સૃષ્ટિ, એ પરમાત્માના જ અભંગ યોગનું ફળ છે ને? એના જેવું નથી સર્જાતું એટલે આપણા જેવું સર્જીને આપણે આનન્દ માણવો રહ્યો બાકી અભિલાષા તો સૂરજચાંદને નિર્માણ કરવાની પણ થઇ આવે! સારું છે કે ભગવાને સૃષ્ટિ વ્યાપાર પોતાના હાથમાં જ રાખ્યો છે. નહીંતર અનેક માણસોએ નવા સૂરજચાંદવાળી નવી સૃષ્ટિઓ બનાવી હોત! અસ્તુ. અવિદ્યાનો વંશ વિસ્તાર આપણે થોડા દિવસોથી જોતા આવ્યા છીએ. અવિદ્યામાંથી અસ્મિતા–તેમાંથી રાગ, તેમાંથી દ્વેષ અને દ્વેષમાંથી જ પાંચમો અભિનિવેશ નામનો જબરદસ્ત ક્લેશ જન્મે છે. વડ તેવો જ ટેટા હોય અને માવતર જેવાં જ ફરજંદ હોયને? અવિદ્યા જ ચંડિકા તો તેની સંતતિ પણ તેવી જ હોય એમાં શું આશ્ચર્ય? એ સર્વવ્યાપી અભિનિવેશનું લક્ષણ આપતાં સૂત્રકાર કહે છેઃ—

**स्वरसवाही विदुषः अपि तथा रूढः अभिनिवेशः ॥ ९ ॥**

**स्वरस**॰=પૂર્વજન્મના મરણ દુઃખના અનુભવથી જનમતો વાસનાનો સંઘ એટલે સ્વરસ. તે રૂપે નિરંતર વહનશીલ **विदुषः अपि तथा**=જેમ મૂર્ખમાં તેમ વિદ્વાનમાં પણ **रूढः**=પ્રસિદ્ધ જે "ન હોઉં એમ નહીં પણ હોઉં" એ આકારનો જે મરણ ત્રાસ તે **अभिनिवेशः**=અભિનિવેશ નામનો ક્લેશ છે.

અર્થાત્ મોતનો ભય એટલે અભિનિવેશ નામનો ક્લેશ છે. એ ક્લેશ સ્વરસવાહી છે. સ્વરસ શબ્દ પારિભાષિક છે. જન્મજન્માન્તરમાં થયેલા મરણ દુઃખના અનુભવથી એ જન્મે છે. વળી આ ક્લેશ જેટલો મન્દમતિને

તેટલો જ અને કદાચ તેથી પણ વધુ વિદ્વાનને પીડે છે !–અર્થાત્ પ્રાણીમાત્રને પીડનારા આ કલેશનો આકાર શો ? તો "मा न भूवं हि भूयासम्" આ એની આકૃતિ છે.

હુ ન હોઉં એમ નહીં પણ સદા હોઉં–આ આકારની ઇચ્છા પ્રાણી માત્રને હોય છે। જેણે મરણનો અનુભવ જ ન કર્યો હોય તેને આ જાતનો પોતાની અસ્તિનો આગ્રહ જ ક્યાંથી હોય ? અર્થાત્ જેને જીવનનો વિચ્છેદ જ ન થયો હોય તેને હું સદા "આજ રૂપે રહુ" એવી ઇચ્છા થાય કેવી રીતે। કદાચ આ જીવન તૂટી જશે એવી ભીતિ ઉપજે કેવી રીતે? જ્યારે ઉપજે ત્યારે તો એ જીવતો હોય છે। પોતાની ચાલુ રૂપની અસ્તિ છે તેવી જ અનંત રહે એ જાતની જે પ્રાણી ઇચ્છા જોવામાં આવે છે તે તેના પૂર્વ જન્મની પ્રતીતિ કરાવે છે. કેમકે જેણે મરણ ધર્મનો અનુભવ જ ન કર્યો હોય તેને આ ઇચ્છા થઇ શકતી નથી. તરતનું જન્મેલું બાળક પણ મારક વસ્તુના દર્શનથી ધ્રૂજતુ દેખાય છે. એ ધ્રૂજારીનો શો અર્થ। એ કંપારી ઉપરથી સમજાય છે કે એને મનમાં મારું મરણ-ઉચ્છેદ નિકટ આવી રહ્યો છે એવું અનુમાન થતું જ હોવું રહ્યું અને તે ઉપરથી એ મરણની કલ્પનાએ બીતું જોવામાં આવે છે। ભયમાત્ર દુઃખ કે દુઃખના કારણમાંથી ઉપજે છે. તરતનાં જન્મેલાં બાળકે આ જન્મમાં તો મરણ અનુભવ્યુ નથી. નથી તો તેણે અનુમાન્યું નથી તો સાંભળ્યું તો પછી એ બાળકને મરણ એ દુઃખદાયી છે–દુઃખકારક છે એ કેવી રીતે સમજાય? અને છતાં તે બીતું દેખાય છે. એટલે પરિશેષ અનુમાને તેને પોતાની સ્મૃતિ થતી હોવી જ જોઇએ. અને સ્મૃતિ તો સંસ્કાર સિવાય હોતી નથી. અનુભવની જ સ્મૃતિ હોય આ જન્મમાં તો એને એ જાતનો અનુભવ નથી અને આથી પૂર્વજન્મનો અનુભવ જ બાકી રહે છે. આથી પ્રાણીમાત્રનો પૂર્વજન્મ સિદ્ધ થાય છે। અને જન્મમરણની અભંગ પરંપરા પણ સિધ્ધ થાય છે। આ સદા રહેવાની ઇચ્છા પ્રાણીમાત્રને પીડે છે. ગભરાવે છે। રોવડાવે છે। મોટા મોટા ઋષિમુનિઓ જ્યાં થરકાંપ થાય ત્યાં બીજાની તો, વાત જ શી ? મોટા ચમરબંધીઓ મોતની કલ્પનાએ ધ્રૂજે છે। આ મોતનો ભય એ છે શું એ વિચારણીય છે. મોતભય એ અવિદ્યાનું જ ઘેરું સ્વરૂપ છે. આત્મા અને અનાત્મામાં નિત્ય કોણ અને અનિત્ય કોણ–એ એમાં પોતે કોણ–નિત્ય કે અનિત્ય–એનો જે વિવેક નથી કરતો તેને જ એ ભય પીડે છે। અને આત્માની નિત્યતા અને અનાત્માની અનિત્યતાના સ્વાભાવિક જ્ઞાન સિવાય એ કલેશ કોટિ ઉપાયે પણ ટળતો નથી. મોત એટલે કોઈપણ કારણસર શરીરેન્દ્રિયાદિનો વિયોગ. જન્મ એટલે શરીરેન્દ્રિયાદિ સાથેનો સંયોગ આ સંયોગ અને

વિયોગ કોનો? કોને? શરીરાદિનો આત્માને. તો આત્મા તો સંયોગ અને વિયોગ એ બંનેનો સાક્ષી છે। "અરે હું મરી ચાલ્યો" એમ ત્રાડ પાડનાર પણ-ત્રાડ પાડતી વખતે પણ જાણે છે કે મરવાની અને આક્ષવાની ક્રિયા કરનાર હું જ છું। પણ આત્માની સ્વાભાવિક અમરતા વિષે આપણને સ્વાભાવિક અને દૃઢ સમજ ન હોવાથી, અનાત્મામાં જ આત્મપણાની સુદૃઢ સમજ હોવાથી, અનાત્માના વિયોગે આત્મા જાણે પોતાનો જ પોતાને વિયોગ થતો હોય એમ માનીને ગભરાય છે.। એમ ગભરાવાની-રોવાની કકલાણ કરવાની એને છૂટ છે। તેથી સત્ય મચક આપતું નથી. પોતે રહે જ છે. છતાં એકના એક રૂપે રહેવાની મનની આકાંક્ષા-ઇચ્છા જ અજ્ઞાનજન્ય છે. આથી જૂઠી છે. જીવવામાં પ્રીતિ છે. રાગ છે એ ગમે છે ગમતાનો વિયોગ થાય એ નથી ગમતું આથી શરીર વગેરેનો વિયોગ કે કોઇ જોખમનો કાળ આવે કે મન અણગમતું ટાળવાનો યત્ન કરવા મંડે છે. પોતાનાથી બનતા બધાય ઉપચારો અને ઉપાયો-શરીરને ટકાવવા એ આચરે છે. પણ એથી ઇચ્છા જ ખોટી છે. આથી એ ફલિત થતી નથી. એની ઉપરવટ થઇને કોઇની ઇચ્છા વર્તે છે. એટલે દ્વેષ ટકાવવા પણ એનું સામર્થ્ય રહેતું નથી દ્વેષ જ દીન થઇ જાય-લાચાર થઇ જાય એટલે માણસ ભાગાભાગ કરે, અને ભયનું રૂપ પકડે છે. મોતથી નાસતા ભાગતા જીવોને મોત છોડતું નથી। કેમકે જીવનની માફક મોત પણ સર્વત્ર છે. આથી મોતથી ડરવું એ મોતમાંથી ઉગરવાનો ઉપાય જ નથી. સાચી સમજણ દ્વારા એનો સામનો કરવો એટલે કે વિવેકપૂર્વક મોતને પોતાનો વિષય પ્રસન્નતાથી સોંપવો એ જ મોતનું મોત છે। અહીં જ આત્માને લગતી સમજણનાં સાચા સાધ્ય છે। **धीरस्तत्र न मुह्यति**-ની કસોટી પણ અહીં જ છે। આત્મજ્ઞાનની ઉદ્ધારકતા પણ અહીં જ સાચી રીતે સમજાય છે। અધ્યાત્મજ્ઞાનની સાચી હિંમત જ અહીં વસે છે। ઉલટું સાચું સમજનારને તો એ લાગશે કે મોત ખૂબ સરસ વસ્તુ છે. મોત જો દુનિયામાં ન હોત તો દુનિયાનું સૌંદર્ય નષ્ટ થયું હોત. જીવન ઉબ મારતું હોત. મોત ન હોત તો જીવન જીવવા જેવું ન હોત। મોત તો ભારે આશીર્વાદ રૂપ છે। પૂર્ણપ્રેમ પરમાત્માની પૂર્ણ પ્રેમનો એ અસાધારણ ઉન્મેષ છે। મોતની જ્ઞાનોપકારકતા આપણે વિસરી જઇએ છીએ. એની સર્વભૂતસમીકરણ શક્તિનો જો લાભ ઉઠાવીએ તો અદ્વેષ્ટા થવાય. સર્વભૂતસુહૃદ્ થવાય સૌ સાથે સહાનુભૂતિ કેળવાય. એટલે કે છીએ તેના કરતાં વધુ સારા માનવ થવાય. મોતને ભૂલીને આપણે જીવનનાં મૂલ્ય આંકીએ છીએ તેથી જ દુનિયા દુઃખી છે। જીવનમાં મોતનું યોગ્ય સ્થાન આજે જો માનવ જાત આંકે તો એની જીવવાની પદ્ધતિ

વિવેકી વળાક મળે ! આથી મોત ડરવા જેવી ચીજ નથી. આવે ત્યારે હસતા હસતા ભેટવા જેવી ચીજ છે ! જૂનો વાગો ઉતરે અને નવો વાગો મળે જ તો પછી જુનો ઉતરી જાય તેનો શોક શો ? મતિમાં રાગદ્વેષાદિ મેલો ખીચોખીચ ભરેલો હોવાથી આ શ્રદ્ધા નથી રહેતી એ આપણી કમનસીબી છે ! અસ્તુ. મઝા તો એ છે કે આ ભય સાર્વત્રિક છે ! વિદ્વાનોને પણ એ પીડે છે ! એનો અર્થ એટલો જ કે કેવળ શાસ્ત્રજ્ઞાનથી મોત ઉપર વિજય મેળવાતો નથી આત્માનુભવી જ મૃત્યુંજય થાય છે ! આથી વિદ્વાન કે અવિદ્વાન-રાજા કે રાંક-સ્ત્રી કે પુરુષ-સૌ દયનીય છે. આ ભય માનવ જાતને ન કરવાનું કરાવે છે ! ભય માત્ર આત્માની અવનતિ જ લાવે છે ! મૃત્યુ ભય સૌ ભયોનો રાજા છે પરમાત્માની કૃપાથી આપણને સમ્યક્ દર્શનદ્વારા આ કલેશની શક્તિને પન્દલિન કરવાનુ બળ સાંપડો એટલી પ્રાર્થના કરી-આજે તો વિરમવું રહે. છે ! દસ વાગી ગયા છે ! અને આજકાલ શરીર સ્હેજ અસ્વસ્થ રહે છે ! આથી એને વધુ અસ્વસ્થ થવાની તક ન આપવી ઘટે.

લિ૦ ભાઈના હેતવંદન.

---

## (૪૮)

પ્રિય ભાઈશ્રી,

આજે તો કાને દીવો લટકાવીને જ માંનો બેસું છું. આખો દિવસ કાંઇ ને કાંઈ ઉપાધિ હતી. રાતે પણ લાંબો વખત ઉપાધિ પહોંચી પણ દિવસ વાંઝીયો ન હો એ ભાવે થાય છે. લાવો જરા પતંજલિની પાસે જઈ બેસીએ. છેલ્લા બે દિવસથી પ્રકૃતિ પણ જોઈએ તેટલી સ્વસ્થ નથી. એટલે રાતે મોડા સૂવુ એ પણ અપરાધી બનાવે. જો કે સૂતાં સાથે જ કદી નિદ્રા આવતી નથી. કેટલાકને એ વરદાન હોય છે તેમની અદેખાઇ કરવી ઘટે. પણ યોગમાર્ગીને અદેખાઈ છાજે નહિ ! છતી આંખે ન દેખી ખમાતું-અદેખાઇ કરવી એ તો અધાપો જ ને ! વળી પ્રકૃતિ અસ્વસ્થ હોવી એ પણ પ્રજ્ઞાપરાધ જ છે ને ? માંદા પડવાની જરૂર જ નથી. પણ માણસ ભાગ્યેજ જોઈને મોટે ભાગે માંદો પડે છે ! છતાં સૂતાં પહેલાં સત્સંગ થાય એ ઠીક છે, એમ માની એકાદ સૂત્ર ચર્ચવાનો લોભ જતો કરી શકતો નથી ગયા પત્રમાં આપણે કલેશની અન્તિમ કડી-અભિનિવેશ-મૃત્યુત્રાસની ચર્ચા કરી. એ મોત એક જ એવો મલ્લ છે જે વસ્તુમાત્ર સાથે,

એની સાથે અગર છૂટક છૂટક પણ દ્વંદ્વયુદ્ધમાં ઉતરે જ છે. કોમળ કે કઠણ, સુંદર કે કદરૂપું, મોટું કે નાનું, રાજા કે રંક, ઘાસનું તણખલું કે બ્રહ્મા—નિષ્પક્ષપાતપણે એ મૃત્યુમલ્લ સૌ સાથે એક દિવસ પણ ભેટે જ છે! અને આથી જ વધુ નહીં તો એ મલ્લને મ્હાત કરવા જેટલી તો સૌએ તાકાત મેળવવી જ રહી અભ્રાન્ત આત્મજ્ઞાન સિવાય એ મલ્લનો પરાજય નથી. આથી બીજું કાંઇ નહીં તો આત્મજ્ઞાન તેટલું તો પ્રાણીમાત્રે મેળવવું જ રહ્યું. ગણિત ન ભણે તો ચાલે, વિજ્ઞાન ન શીખે તો નિભાવી લેવાય—અરે દુનિયાનો બીજો કોઇપણ વિષય એટલો શીખવો અનિવાર્ય નથી જેટલો આત્માનો વિષય અનિવાર્ય છે! અને આથી જ—મૃત્યુ પ્રાણીમાત્રને સાધારણ હોઇ આત્મજ્ઞાન માટે તો પ્રાણીમાત્રનો અધિકાર છે! એટલે કે બીજું કશુંય માણસ ભલે ન જાણો—એણે યોગશાસ્ત્ર તેટલું અવશ્યમેવ જાણવુ રહ્યું. કેમકે યોગશાસ્ત્ર આત્મદેવની પ્રાપ્તિનુ એકમાત્ર સાધન છે! અને એજ કારણે આપણી આ પ્રવૃત્તિ છે! મૃત્યુ સાથે ક્લેશોનું પ્રકરણ પૂરું થએલુ ગણાય! અવિદ્યાથી માંડી અભિનિવેશ સુધીના પાંચ ક્લેશો તેની અવાન્તર પ્રસુપ્ત વગેરે અવસ્થા સહિત દર્શાવ્યા. પ્રશ્ન એ છે કે પાંચમી જે ક્લેશોની દગ્ધાવસ્થા નામે ઓળખાય છે તેનો નિર્દેશ સૂત્રકારે કેમ નથી કર્યો? એનો જવાબ વાળતા ભગવાન સૂત્રકાર કહે છે:—

સૂ૦ **ते प्रतिप्रसवहेयाः सूक्ष्माः ॥ १० ॥**

**તે**=પૂર્વોક્ત પાંચ ક્લેશો. **सूक्ष्माः**=દગ્ધબીજભાવને પ્રાપ્ત થયેલ હોઇને **प्रतिप्रसवहेयाः**=પ્રતિપ્રસવદ્વારા **હેય**=ત્યજવા યોગ્ય છે.

અર્થાત્ પાંચમી જે ક્લેશોની દગ્ધાવસ્થા તેના હાન=ત્યાગ માટે પ્રતિપ્રસવ એજ ઉપાય છે. રહસ્ય આ છે. પુરુષને પોતાના પ્રયત્નના વર્તુળમાં જે આવતું હોય તેનો ઉપદેશ શક્ય છે! તેના પુરુષાર્થની બ્હાર હોય તેનો ઉપદેશ ન થાય! સૂર્યચન્દ્ર બનાવવા એ આપણી શક્તિની બ્હારની વાત છે. આથી આપણને સૂર્યચન્દ્ર બનાવવાનું કામ ન સોંપી શકાય! પંચમી ક્લેશાવસ્થા યદ્યપિ છે અને તેનો પણ નિરોધ કરવાનો જ હોય છે. પણ તે પુરુષ પ્રયત્નને આધીન નથી. ચિત્તના છેવટના લયની સાથે જ એ લીન થાય છે. પ્રતિપ્રસવ એટલે ચિત્તનો છેવટનો લય. એ પારિભાષિક શબ્દ છે.

જરા વધુ સ્પષ્ટતાથી સમજી લઇએ. યોગમાર્ગે જનારે પૂર્વોક્ત પાંચ ક્લેશોને મૈત્ર્યાદિ ભાવનાપૂર્વકના ક્રિયાયોગદ્વારા શિથિલ કરવા રહ્યા. ક્રિયાયોગદ્વારા તેમને શિથિલ કર્યા બાદ વિવેકખ્યાતિની આગમાં તેમને બાળવા

રહ્યા. વિવેકજ્ઞાનની તીવ્ર અર્ચિથી એ બળી જાય છે. એ બળેલા ક્લેશોના ત્યાગ માટે કેવળ અસંપ્રજ્ઞાત સમાધિ જ સાધન છે. અસંપ્રજ્ઞાત સમાધિમાં કૌશલ સધાતા ચિત્તનો નિરોધ થાય છે. ચિત્તનિરોધ થતાં તેને આશ્રયે રહેલા એ દગ્ધસંસ્કારો સ્વયમેવ નિવૃત્ત થઇ જાય છે. તેમની નિવૃત્તિ એ પુરુષપ્રયત્નને નથી.

આમ જીવનો પ્રયત્ન અસંપ્રજ્ઞાત સમાધિ સુધી જ હોઈ શકે છે. એ સમાધિ સહજ થતાં ચિત્ત ચરિતાર્થ થાય છે. એટલે કે ચિત્તના હોવાપણાંનું પ્રયોજન પૂરૂ થાય છે. ચિત્ત છે જીવને ભોગ અને અપવર્ગ આપવા પૂરતું. એ અવસ્થામાં ભોગ અશક્ય છે. મોક્ષ સ્વયંસિધ્ધ હોય છે. આ બે ઉપરાંત ચિત્તને હોવાનું કે વર્તવાનું બીજું પ્રયોજન નથી. આ અવસ્થામાં એ પ્રયોજન પૂર્ણ થઇ જતુ હોઇને ચિત્ત પ્રારબ્ધાવસાને સ્વકારણમાં લીન થઇ જાય છે. એ ચિત્ત સાથે તદાશ્રય સંસ્કારો પણ લીન થઇ જાય છે! અને આથી ક્લેશોની દગ્ધાવસ્થા સૂત્રકારે છે છતાં દર્શાવી નથી.

સૂત્રનુ રહસ્ય એ છે કે ચિત્ત ચારિતાર્થ ન થાય ત્યાં સુધી યોગીને વિરતિ ન હોય. પુરુષ પ્રયત્નમાં ઢીલ કે કંચાશ અનિમધાતી નીવડે. જે પૂરો પ્રયત્ન કરે અને સાચી દિશામાં પ્રયત્ન કરે અને શાસ્ત્રીય પ્રયત્ન કરે તેને અપવર્ગ મળે એટલે કે પોતે મુક્ત હતો-છે અને હશે જ એ જાત અનુભવે સમજાય! બધનની ભવ્ય કલ્પનામાંથી તે મુક્ત થઇ જાય છે. માયાનું મહાસ્વપ્ન ઊડી જાય છે. અને નીરોગી થએલ પુરુષ પોતાના પરમસ્વરૂપમાં બિરાજમાન થાય છે. પછી તે સદા રહે છે. તેના જન્મમરણનાં બીઆંઓ ભાંગી જાય છે! બિંદુ સિંધુમાં લીન થઇને સિંધુરૂપે સદા વર્તમાન રહે છે. બસ તો-૧૧ા વાગ્યા છે. અહીં જ વિરતિ લઇશું.

લિ૦ ભાઈના હેતવંદન.

# (૪૯)

પ્રિય ભાઈશ્રી,

કુશળ હશો. પ્રયત્ન યત્નો કરું છું પણ પતંજલિનો મેળાપ રાત્રે જ સર્જિત છે. કાંઈ દિવસભર અગત્યના કાર્યમાં રોકાયેલા રહેવુ પડે છે એવુંય નથી. ઘણે ભાગે તો વિવેકદૃષ્ટિએ જેને મિથ્યા કહી શકાય એવી પ્રવૃત્તિ કે કાર્ય જો એ કાર્ય કહેવાતું હોય તો–તેમાંજ સમય વીતે છે। કવિએ ઠીક કહ્યું છે કે कालो न यातो वयमेव याताः–કાળ તો જતો નથી પણ આપણે જ ક્યાંક વહી રહ્યા છીએ। અજ્ઞેયના જ્ઞાન માટે માણસ કેવો તડફડે છે। ક્યાંથી આ બધું આવે છે–કેમનું ચાલે છે–ક્યાં વહી રહ્યું છે–એ બધુ તો ઉપનિષદ્‌ની ભાષામાં કહીએ તો "कः इत्था वेद यत्र" જ છે ને? કાળની જીભ પળપળ આપણને ચાટી રહી છે. આપણો ગ્રાસ કરી રહી છે. પણ આપણે ઝડપાઇ રહ્યા છીએ એવું ભાગ્યે જ કોઇને લાગતુ હશે! ઠીક! કાળને જીતવાના મોટા મોટાઓએ મનોરથો કર્યાં છે. તપ આદર્યાં છે. પણ છેવટે તો કવિની સાથે જ સૂર પૂરવો પડે છે કે सर्वं यस्य वशात् अगात् स्मृतिपदं कालाय तस्मै नमः। કદાચ પૃથ્વીની કણકણમાં એક એક ખોપરી દટાઇ હશે. એ ખોપરીમાં જ્યારે જીવ હશે ત્યારે એણે કેવાં કેવાં પરાક્રમો કર્યાં હશે. કેવી કેવી પ્રવૃત્તિઓ આદરી હશે. કાળની સામે પણ કેવી કેવી બાથ ભીડી હશે! કેવી કેવી પ્રણયલીલાઓ કરી હશે। કણકણમાં કરુણ અને મૌન માનવ ઇતિહાસ ભર્યો છે। અને એ રીતે જોતાં તો સાચો ઇતિહાસકાર એક ઇશ્વર જ ગણાય! માનવકૃત ઇતિહાસ તો કંજૂસ છે. સૌને એ સમાવતો નથી. અલ્પ છે. સૌને એ સ્થાન આપતો નથી! અસામાન્યને જ એ સાચવે છે–સામાન્યને તો સમુદ્ર જેમ તણખલાને તેમ કિનારે ફેંકી દે છે। ઇશ્વર તો વસ્તુમાત્રનો વ્યક્તિગત ઇતિહાસ નોંધે છે! એની મેધા સર્વગ્રાહી છે! જીવે જીવે મહાભારત ભર્યાં છે–પણ માનવઅક્ષરે નહીં લખાએલાં. ઇશ્વરને ત્યાં પ્રાણીમાત્રનો પળપળનો હિસાબ નોંધાય છે! સૌને નામશેષ કરવા એ કાળનું એકમાત્ર કામ છે। અને આથી એ અનન્ત અને ભૂલભૂલામણીભરી રમતમાં સૌ મોહે અટવાઇ રહ્યાં છે। ધમાલ મચાવી રહ્યાં છે! દુનિયાના મુત્સદીઓ સાગર અને આકાશ અને અવનિને ખૂંદી વળે છે–તેમને એમ લાગે છે કે અમે દુનિયાના ભાગ્યવિધાતાઓ છીએ. તે તેમ અટવાય. સામાન્ય જીવ પોતાના દૈનંદિન જીવનવિગ્રહમાં અટવાય! બીજા વળી બીજા કોડમાં જ મશગૂલ! સૌ વાતની એક વાત એ છે કે કોઇ

મહામોહિની સ્વરૂપ શિવને પણ પરવશ કરી રહ્યું છે! અને આથી જીવન જાણે કરુણરસની એક ઝલક જેવું દીસે છે! ઠીક.

ગયા પત્રમાં પંચમી ક્લેશાવસ્થાની નિવૃત્તિ પુરુષપ્રયત્નાધીન નથી એ સ્પષ્ટ કર્યું. અસમ્પ્રજ્ઞાત યોગની પ્રાપ્તિ થતા સ્વયમેવ-ચિત્તલય સાથે જ એ દગ્ધાવસ્થા પણ નિવૃત્ત થઇ જાય છે. એ તો થઇ મોટી વાત. આપણને જે પ્રતિપળ દમે છે તે તો ઉક્ત ક્લેશોની તનુ, વિચ્છિન્ન-અને ઉદાર ઢીલચાલ. એની નિવૃત્તિનો શો ઉપાય! આ ખૂબ અગત્યનો પ્રશ્ન ઉકેલતાં ભગવાન સૂત્રકાર કહે છેઃ—

ध्यानहेयाः तद्वृत्तयः ॥ ११ ॥

**तद्वृत्तयः**=ને બીજભાવને પામેલા પણ દગ્ધ ન થયેલા ક્લેશોની વૃત્તિઓ-એટલે કે સ્થૂલ-ઉદાર વર્તાવ ક્રિયાયોગદ્વારા પ્હેલાં તનુ હોઇને **ध्यानहेयाः** ધ્યાન એટલે કે પ્રસંખ્યાન-અવિચળ વિવેકખ્યાતિ દ્વારા હેય છે-ત્યાજ્ય છે એટલે કે દગ્ધ બીજ-ભાવ થઇ શકે છે.

અર્થાત્ તે તે ક્લેશોની ઉદાર અવસ્થા પણ ધ્યાનયોગથી જ નિવૃત્ત થઇ શકે છે. ક્લેશોની ચાર અવસ્થાઓ છે એમ આપણે ઉપર જોયું, તે પૈકી ક્રિયાયોગદ્વારા વિચ્છિન્ન અને ઉદાર અવસ્થાને પ્હેલાં સૂક્ષ્મ કરવી ઘટે. એટલે કે ક્લેશોની ઉદાર અને તૂટક અવસ્થા સામે પ્રતિપળ ક્રિયાયોગનો મોરચો માંડવો રહે છે. આમ આપણા જેવા સંસારીઓ માટે પ્રથમ કર્તવ્ય ઠરે છે ક્રિયાયોગ. ક્રિયાયોગની અંદર નિઃશ ક્લેશનાં વૃત્તિપ્રવર્તક બળને ઢીલું કરી મૂકે છે. જેમ વસ્ત્ર ઉપરનો સ્થૂલ મેલ-સહેલાઇથી તેમ ચિત્તનો સ્થૂલ મેલ ક્રિયાયોગરૂપી યત્ને ધોવાય. સૂક્ષ્મ મેલને ધોવાને વધુ ઉગ્ર અને એકાગ્ર પ્રયત્ન કરવો ઘટે છે. આમ ક્રિયાયોગના નિરન્તર આચરણથી એ ક્લેશો સુકાં લાકડાં જેવાં બની જાય છે. અને ત્યારબાદ તેમને બાળી મૂકવાને માટે પ્રસંખ્યાન અગ્નિ પેટાવવો રહ્યો. અહીં ધ્યાન એટલે પ્રસંખ્યાન. એટલે કે અવિચળ વિવેકજ્ઞાન અર્થાત્ ક્લેશોની સૂક્ષ્માવસ્થા વિવેકજ જ્ઞાનથી જ વધ્યવીર્ય થાય. બીજી ભાષામાં કહીએ તો વાસનાને જીતવાને એક જ ઉપાય છે. અને તે વિવેકનું દઢનમતાથી આચરણ. મરી જવાય તો ખેર-પણ વિવેક ન છોડાય-એવી નિશ્ચિત ધારણાથી જીવનમાં વર્તવું રહે છે! એને જ ધ્યાનયોગ કહેવામાં આવે. એટલે કે પ્રતિપળ આદર્શનું સ્મરણ કરવું. ક્લેશરૂપી ઝંઝાવાત જ્યારે આપણા મનરૂપી દીવાની જ્યોતને ઓલવવા ખૂબ ફૂંકાય ત્યારે વિવેકખ્યાતિરૂપી દઢ ચીમનીથી તે દીવાનું રક્ષણ કરવું ઘટે છે. આ જગ્યાએ આંતર મનન્ધ શરૂ થાય છે. કુમળા વિવેકને દઢ ક્લેશો ઉપલાવી પાડવા યત્ન કરે

. વિવેક ક્લેશને–અંધારાને જેમ તારો–તેમ ઝબુક ઝબુક ચમકીને પણ
હાત કરવા મથે છે. આ સનાતન દેવાસુર સંગ્રામમાં–અમૃત માટેના ઉદધિ
ંથનમાં જો ધૈર્યથી, જો ધ્યેયના સ્મરણપૂર્વક, ચીવટાઇથી, ખંત, ઉદ્યોગ
અને કેસરીયાવૃત્તિથી માણસ વર્તે તો ધીરે ધીરે પણ અવશ્યમેવ ક્લેશોની
ાકાત ખૂટી જાય છે. કેમકે છેવટે જૂઠ જૂઠ હોઇને જ નિર્મળ છે. સત્ય
ત્ય હોઇને જ સર્વસમર્થ છે. ક્લેશ અસત્ય છે. વિવેક સત્ય છે. આમ
વેવેકની જ્યોતને ધીરે ધીરે પ્રદીપ્ત કરતાં જવું રહે અને ક્લેશના તિમિરને
ઓસારતાં જવું રહે. એક ભૂમિકા એવી આવે જ છે. જ્યાં ક્લેશો દગ્ધબીજ
ાવને પામે છે. મરણની પરવા કર્યા સિવાય જે હિમાલયનું સર્વોચ્ચ શિખર
ર કરવા ચહે અને યત્ન કરે તે ભલે તળેટીએ ઊભેલાને માટે અદૃશ્ય થઇ
ય, ભલે કદાચ કાળનો કોળીઓ પણ થઇ જાય–પણ તે મરીને પણ
રે જ છે. આથી અહીં જે સિદ્ધાંતનો ઉલ્લેખ છે તે પર પરાક્રમનો છે.
હારનો ઉપદેશ છે. પ્રયોગવીરની અનુપ સાહસવૃત્તિનો છે. દગ્ધાવસ્થા પછી
ાપણે કશુ કરવાનું રહેતું નથી. પુરુષ પ્રયત્નની અહીં સીમા છે. પછીના
ૅશની કૂચમાં કેવળ પરમાત્મ કૃપા જ કામ કરે છે. આથી જ આદર્શ
ઠા–ધ્યેયનિષ્ઠાની જગતમાં સદા કિંમત રહી છે! ધ્યાનયોગદ્વારા આખીએ
નવજાતિને વેરઝેરના સંસ્કારો ભૂંસવા રહે છે. ભાઇ! વિશ્વબંધુત્વ વગેરે
ા આદર્શો માણસની હીનવૃત્તિઓ ઉપર વિજય મેળવવા જ તો ઉપયોગી
! અહીં બનાવેલો ધ્યાનયોગ એટલે કે ધ્યેયના સ્મરણપૂર્વક ચીવટથી
વેકમાર્ગે દૃઢતાથી ચાલવાનો ટેક એ માનવજીવન માટે સંસ્કૃતિનું કવચ
ેને ઉભું રહે! આથી રોજ વ્યક્તિએ અને વારતહેવારે સમષ્ટિએ ભેગા
ળીને ધ્યેયનું સંસ્મરણ કરવું જોઇએ. ધ્યાનયોગ એટલે મહાન આદર્શોનું
રણ અને તન્મયતા માટેનો પ્રતિપળ જીવનવ્યાપી પ્રયોગ. આમ કરવાથી
ક્તિ અને સમષ્ટિના વાસનાના ઉકરડાઓ સાફ થાય. અને સાચી સંસ્કૃતિના
ગણેશ મંડાય. આવું હો એટલું ઇચ્છી આ પત્ર તો પૂરો કરીએ. રાતે
રો ન કરી શક્યો તે આજે ૨૮–૪–૫૦ ને રોજ બપોરે બે વાગ્યે પૂરો
ં છું. એજ

લિ૦ ભાઈના હેતવંદન.

# (૫૦)

પ્રિય ભાઈશ્રી,

યોગપત્રાવલિ તો રાત્રે જ લખાય એવો લગભગ નિયમ જ થઇ ગયો છે જ્યાં રહું છું ત્યાં આજુબાજુ સ્તબ્ધ શાંતિ છે વૃક્ષ પણ હાલતું નથી પવન પણ જાણે પ્રાણાયામ–કુંભક પ્રાણાયામ કરી રહ્યો છે સંસાર ઉપરાતનો બળ્યા ઝળ્યા કરે એવો તાપ પણ સતાવી રહ્યો છે સામે ફાનસનો પ્રકાશ એ ધામને વધારી રહ્યો છે જો કે બારણે તો ચાંદની ખીલી છે બ્રહ્મજ્ઞાનીના સ્મિત સમી એ ચાંદની દર્શને પણ આલ્હાદક લાગે છે ક્વચિત્ ગ્રામસિંહો શાંતિની સ્તબ્ધતાનો ભંગ કરે છે અને એ જાતિમાં સંપ તો જન્મસિદ્ધ છે ગમે ત્યાંનું કૂતરું ભસે એટલે જાતિભાઇઓ તેમાં, પક્ષીય રાજકારણમાં સભ્યો જેમ ઉમેદવારને તેમ સંમતિ આપે જ। પણ મોટા ભાગના કૂતરા, કેટલાક માનવોની પેરે વગર સમજે જ ભસે છે। અને એમના ભસવાથી આપણને શી વેદના થાય છે તે સમજવાની બીલકુલ તસ્દી લેતા નથી। સાચે જ માણુમની કોઇને પડી નથી કોઇ એનામાં રસ લેતું નથી એજ સોનામાં રસ લેતો લાગે છે। ચાંદની ઉપર એ કાવ્ય લખે–ચંદ્રે કોઈ દિવસ માણસ ઉપર કાવ્ય લખ્યું નથી। આમ વસ્તુમાત્ર તટસ્થપણે જાણે માણસ તરફ મીટ માંડીને સ્વકર્તવ્યમાં જ મસ્ત છે ફક્ત એક માણસ જ જાણે બધામાં માથું માર્યા કરે છે। સૂરજ કે ચાંદ, તારા કે વાદળા, સંધ્યા કે ઉષા, ઝાડ કે પાન, નદી કે નાળા, પહાડો કે પત્થરો સૌ અનન્ય નિસ્પૃહતાથી વર્તી રહ્યાં છે। એ અતિચેતનનો સ્તબ્ધ રાસ હશે કે પછી લાગણીનો લકવો હશે? શું સમજાય। બધું જ અગમ્ય। ઠીક તો એ બધું જાણીનેય શું? •એક એવું જાણવું ઘટે કે જે જાણ્યાથી જાણવાની તરસ જ મટી જાય। અને એ જાણવાનો એક ઉપાય તે યોગ છે ગઇકાલના શરુ કરેલા અને આજે બપોરે પૂરા કરેલા પત્રમાં સ્થૂલ, સૂક્ષ્મ, મનોમાલિન્ય=ક્લેશોની વૃત્તિઓને પખાળવાના ઉપાયની આપણે ચર્ચા કરી પણ પ્રશ્ન જૂદો જ ઊઠે છે। વાત એમ છે કે માણસને ક્લેશ અર્પે છે–જન્મ, આયુષ્ય અને ભોગ તો એ જન્માદિ દુઃખદાયક હોઇને ભલે ક્લેશ કહેવાતા। આ અવિદ્યા વગેરેને ક્લેશો કેમ કહેવાય? એ આપણું શું બગાડે છે કે જેથી આપણે તેનો, પરશુરામ જેમ ક્ષાત્રકુલનો, તેમ વંશોચ્છેદ કરવા તૈયાર થયા? જે આપણને ક્લેશ દે તે વધ્ય થાય। અવિદ્યા વિગેરે આપણને દુઃખી કરતા દેખાતા નથી શરીર–મન–ઇન્દ્રિયો–આયુષ્ય–સુખદુઃખાદિની વેદના વગેરે 'આપણને પ્રત્યક્ષપણે દમે છે તો તેને ઉખેડી નાખવાને બદલે અવિદ્યા વગેરેને ફજેત કર્યા

કરીએ-તેમનો ઉચ્છેદની યોજના ઘડીએ એ અયોગ્ય નથી શું ? અર્થાત્ પ્રશ્ને રહસ્ય એ છે કે કલેશો કયા કારણે હેય છે=ત્યાજ્ય છે ? એ પ્રશ્નનો જવાબ વાળતાં ભગવાન સૂત્રકાર ભણે છે કે—

क्लेशमूलः कर्माशयः दृष्ट-अदृष्टजन्मवेदनीयः ॥१२॥

दृष्टादृष्ट=ચાલુ જન્મ એટલે દષ્ટ જન્મ. ભાવિ જન્મ એટલે અદષ્ટ જન્મ. એ બન્નેમાં વેદનીય એટલે ભોગ્ય એવો. कर्माशयः=શુભ અશુભ કર્માચરણથી જન્મતો પાપપુણ્યરૂપ કર્માશય क्लेशमूलः=કલેશમાં મૂળવાળો છે.

અર્થાત્ પ્રશ્ન બરોબર છે. અવિદ્યા વગેરે પ્રત્યક્ષપણે આપણને દુઃખી કરતા જણાતા નથી. પણ સૌ દુઃખના મૂળમા છે જ એ કલેશો. કલેશો જો જીવતા હોય તો જ વર્તમાન કે ભાવિ જન્મમા ભોગવવા યોગ્ય કર્માશય હોય છે. નહીં તો નહીં ! આથી જન્માદિ કલેશરૂપ નથી. એ જન્માદિને આણતો કર્માશય કલેશમૂલક છે એટલે કે ભારે કારસ્તાનબાજ એ કલેશો જ છે ! કલેશોના મૂળીઆમા જ જો હિંગ પૂરાય તો કર્માશયરૂપી બીજ જન્મ, આયુષ્ય અને ભોગરૂપે પુષ્પિત, પલ્લવિત કે ફલિત ન થાય ! દોરીસંચાર કરનાર છે એ કલેશો—જો દોરી જ તોડી નાખવામા આવે તો દોરીએ બંધાએલ નાચી ન શકે ! આમ કર્માશયમાં જન્માદિને રૂપે અંકુરિત થવાની જે શક્તિ છે તે કલેશોની દાઘેલી છે. અને આથી કલેશોનું સમૂળ ઉન્મૂલન ધર્મ્ય જ છે ! ઝાડ કાપવું હોય તો ડાળ પાખડાને કાપતા અર્થ નહીં સરે ! એ તો મૂલાઘાતે જ ઝાડની જીવનલીલાશ જાય. સંસારવૃક્ષને જો છેદવું હોય તો એના મૂળરૂપી કલેશોને જ ડામી દેવા જોઇએ ! અને આથી કલેશો જ મુખ્યત્વે હોય છે ! ભાડૂતી સૈનિકને જો પોષણ ન મળે તો જેમ તેની વફાદારી લાગી ન ટકે તેમ કલેશોને જો પોષણશક્તિજ ન મળે તે જન્માદિની વફાદારી ન લભાય !

કર્માશય એટલે વાસનાઓ. એ વાસનાઓ બે પ્રકારની. શુભ=પુણ્ય વાસનાઓ અને અશુભ=પાપ વાસનાઓ-પુણ્ય કે પાપ બન્નેથી માણસે પર થવાનું છે ! કેમકે એ ફળે છે. યોગ્ય દેશકાળ નિમિત્ત મળતા પુણ્ય અને પાપનો વાસનાસંઘ જન્મ-આયુષ્ય અને ભોગરૂપે ફળે છે જ. અર્થાત્ ભોગના મૂળમાં છે વાસના વાસનાના મૂળમા છે કલેશો આથી જીવની જન્માદિ વિકૃતિઓની જડ છે કલેશો

આ વાસનાઓ ફળે છે આ જન્મે કે ભાવિ જન્મે તીવ્ર સંવેગથી સંચિત થયેલ પાપ કે પુણ્યનો વાસનાસંઘ-કર્માશય આજ જન્મમાં

ફળે છે શુદ્ધમંત્રનો જપ, તપ, સમાધિ વગેરેથી ઉપજેલો કર્માશય–તીવ્ર સંવેગપૂર્વક આ બધું કરવામાં આવે તો તેનું પરિણામ આજ જન્મમાં માણસને મળે છે. તેજ પ્રમાણે તીવ્રસંવેગથી આચરેલો પાપ કર્માશય પણ આજ જન્મમાં ફળે છે. અને તેમાં જ માનવજીવનની ભારે કિંમત છુપાઈ છે. જીવાત્મા જો તીવ્ર પુરુષાર્થ યોગ્ય દિશામાં કરે તો આજ જન્મમાં નરનો નારાયણ થાય! આ શું ઓછું આશ્વાસન છે? આપણને સચેત કરવા ઓછી પ્રેરક વાત છે? અને તેજ પ્રમાણે દેવનો દાનવ થવું હોય તો એ માર્ગ ખુલ્લો છે। અને માટે જ ચાલુ જન્મની ભારે અગત્ય છે.

તો પછી ભાવિ જન્મમાં ભોગવવો પડે એવો કર્માશય કયો? તીવ્રસંવેગ સિવાય આચરાયેલ પાપ કે પુણ્ય ભાવિમાં ફલિત થાય છે। અને એ સામાન્ય જીવનો રાહ છે। તીવ્રતમ સંવેગથી પુણ્ય કર્મ થાય તો રામ જન્મે, તીવ્રતમ સંવેગથી જો પાપકર્મ થાય તો રાવણ પેદા થાય।

એક અગત્યની વાત–રહસ્યમય વાત અહીં ધ્યાન રહે–જે જીવોનો નરકમાં નિવાસ થનાર હોય છે તેમનો કર્માશય ચાલુ જન્મમાં ભોગવવાનો હોતો નથી કેમકે નારકી માતના માટે તેઓ પાસે ચાલુ જન્મમાં જે સાધનો શરીરાદિ છે તે ઉપયોગી નથી. અને આથી જ દુષ્ટ લોકો સુખી જણાય છે. ચાલુ જીવનમાં પાપકર્મી હોવા છતાં અમનચમનમાં મ્હાલતા જણાય છે! ધર્મને ત્યાં ધાડની કહેવતનું રહસ્ય પણ આ સિદ્ધાન્તથી સમજાશે આવું જોઈને સામાન્ય જીવ ભ્રમિત થઈ જાય છે! એક ધર્માત્મા દુ:ખપરંપરા જ ભોગવતો જાય અને બીજો પાપી મઝા કરતો જ વધ્યો જાય! આવું જોવામાં આવે તો પણ એની પાછળનો રહેલો વિવેકી સિદ્ધાંત ખોટો નથી। નિષ્ઠાની એટલે કે સત્યગ્રાહકતાની કસોટી જ અહીં હોય છે. આ ઉપરાંત જેમના સાધનાદ્વારા સમસ્ત ક્લેશો ધોવાઇ ગયા છે તેવા ભગવતી પુરુષને માટે ભાવિ જન્મમાં ભોગ્ય કર્માશય પણ રહેતો નથી. અર્થાત્ તેમની કર્મના વેપારની પેઢી દેવાળામાં જ જાય છે! જન્મવાનું કારણ ન રહેતું હોવાથી તે જન્મતો નથી। આ સિદ્ધાંત જો માનવ જાત સમજપૂર્વક સ્વીકારે તો? જગત અને જીવન સમાધાનમય ન બને! આપણે માટે એ હેતુ બસ તો ૧૧॥ વાગ્યા છે.

ચિ૦ ભાઈના હિતચંદન.

# (૫૧)

આત્મીય ભાઈ,

ઘણા દિવસથી જે દિવસની રાહ જોતો હતો તે આજે આવી પહોંચ્યો છે. આજથી શાળામાં તાપની રજાઓ શરુ થાય છે! છેલ્લા થોડા દિવસોથી શાળા સહવારના સમયમાં ચાલતી હતી. એ સમય મને તો કેવળ પ્રતિકૂળ. છેલ્લાં કેટલાંય વર્ષોથી સહવારનો સમય કેવળ પ્રાર્થનાદિમાં જ કાઢવાની ટેવ પડી છે! સહવારનો સમય પરમાર્થ ચિંતનને બદલે જ્યારે વ્યવહારમાં વીતે ત્યારે અંતરમાં ખૂબ વેદના થતી હતી! પણ ગુલામોની વેદનાને સકવો જ થવો જોઈએ! નોકરી સિવાય પત્તો નથી. અને નોકરીમા રહેવો આત્મદ્રોહ સ્હેવાતો નથી! સવારે જ્યારે આવા બાહ્ય વિક્ષેપ નડે ત્યારે સાધકના જીવને ભારે દૂભવણી લઈ ઊઠે છે! છેલ્લા કેટલાય દિવસોથી આમ સવાર બગડતી હતી! આપણુને ફરજોના પણ વિકૃત ખ્યાલો થઇ ગયેલા હોય છે! નોકરીની ફરજો બજાવવામાં જો સ્હેજે ઢીલ થાય તો આપણે મહાન ગુન્હેગાર અને અપરાધી ઠરીએ છીએ! માનવવ્યવહારમાં એ યોગ્ય છે. પણ માનવની સૌથી મોટી અને એકમાત્ર ફરજ જે ઇશ્વરારાધના છે તે આખી જ ભૂલી જવાય તો તે નભાવી લેવાય! Penny wise & pound foolish તે આનું નામ! બાકી મારો તો અનુભવ થયો છે કે સહવારનો સમય હૃદયશુદ્ધિ સાધવા માટે જ હોવો ઘટે. મનશુદ્ધિ સિવાય કોઇપણ ફરજ યથાર્થ રીતે બજાવી શકાય જ નહીં! અને ફરજદ્વારા ઇશ્વરપૂજા પણ હૃદયની શુદ્ધિ તો ચાચે જ! અને તે માટે પ્રાર્થના સ્વાધ્યાય વગેરે સવારે થવાં જ જોઇએ! લાંબા વખતથી સવાર આ રીતે જ ગાળવા ટેવાએલ એટલે શાળાની પ્રાભાતિક વેળ મને વસમી લાગી! પણ પેટ આગળ પરમેશ પણ છૂટી જાય! આજથી હવે રજાઓ શરુ થાય છે! ખબર નથી કે રજાઓમાં શું કરી નાંખીશ! મોટે ભાગે તો રજાઓ પણ કાલ્પનિક મહાન કાર્યો કરવામાં જ જાય! દર વર્ષે રજા પડવાની હોય તે દિવસે રજા દરમ્યાન અમુક અભ્યાસ કરીશું–અમુક કાર્ય કરીશું, એવા મનસુબાઓ ઘડાય અને એ મનસુબાઓની ઘડભાંજમાં જ રજા પૂરી થાય! તોફાની બાળકને કામમાં નાંખવા કુશળ મા જેમ ચવાય નહીં એવી અને ન્હેલી ન્હેલી ઓગળે પણ નહીં એવી ગોળપાપડી આપીને પછી પોતાના કાર્યમાં નીરાંતે વળગે તેમ પરમાત્માએ–એ આપણી મા જ છે ને?–આપણુને સૌને આ મનરૂપી ગોળપાપડી આપી મૂકી છે! ન્હેલી ન્હેલી ખવાય નહીં, ચવાય નહીં–ઓગળે નહીં–અને છતાં મીઠી નથી એમ પણ કેમ કહેવાય!

બસ. આપણને મનનું ધાવણ આપી પરમાત્મા નીરાંતે એના કાર્યમાં મશગૂલ રહે છે! અને આપણે જીવનભર-કૂતરું જેમ હાડકાંને-તેમ મનને જ ચાવતા જ રહીએ છીએ! મનને જે તજે તે યોગી થાય! ભાગવતકાર ઠીક કહે છે કે **परो हि योगो मनसः समाधिः।** ઠીક. હવે તો મન સમાધાન ઉપર આવીએ.

આગલા સૂત્રમાં કર્માશય ક્લેશમૂલક હોઈને વર્તમાન કે ભાવિજન્મમાં ભોગદાતા બને છે. અને આથી ભવરોગનું મૂળ જ ક્લેશો છે અને પરિણામે તે ઉચ્છેદવાયોગ્ય છે એમ જોયું. તો અહીં આ શંકા સંભવે. કર્માશય, ક્લેશ એટલે કે અવિદ્યામૂલક છે. વિદ્યા એ અવિદ્યાની વેરણ છે. તો વિદ્યાની ઉત્પત્તિદ્વારા અવિદ્યા નાશ પામે અને અવિદ્યા જો નષ્ટ થાય તો ભાવિમાં બીજો કર્માશય ન બંધાય. પરંતુ આ જન્મ પહેલાનાં અનન્ત જન્મોનો પ્રાચીન કર્માશય તો હજી વટાવ્યા સિવાયનો મોજૂદ છે-અને આભના તારા વીણાય-ગણાય પણ એ પ્રાચીન કર્માશયની ગણના ન થાય! વળી એ પ્રાચીન કર્માશયના ફળ માટે કોઈ નિયત સમય નથી. એટલે અસંખ્ય અને અનન્ત કર્માશય ભાવિમાં ફળ આપતાં ક્યારે ખતમ થાય એ કહેવું જ અશક્ય છે. અરે એટલું જ નહીં, ભોગ આપ્યા સિવાય કર્મ ટળે નહીં! અને આ તો અનન્ત જન્મોના અનન્ત કર્મો હજી ફળદાને પ્રારબ્ધ નથી થયાં અને આથી જ અનન્ત ભાવિમાં પણ ભોગદ્વારા એ પ્રાચીન કર્માશય ક્ષીણ થાય નહીં. અને સંસાર મટે નહીં! અને એમ થતાં તો કાગડાને દાંત ફૂટે ત્યારે જીવને ભોગ મટે! આથી ક્લેશોનો નાશ થાય તો પણ હજી જે ફળ્યો નથી અને અનન્ત ભવિષ્યકાળમાં પણ જે ખતમ થાય એવો નથી એવો કર્માશય-જન્મ-આયુ અને ભોગનું બીજ તો તદવસ્થ જ રહે! આ અશાનરમણીય પ્રશ્નનો જવાબ વાળતાં ભગવાન સૂત્રકાર કહે છે:-

**सति मूले तद्विपाको जात्यायुर्भोगाः ॥१३॥**

**मूले**=ક્લેશરૂપી કર્માશયનું મૂળ જો **सति**=હોય તો જ **जात्यायुर्भोगाः**= જન્મ, જીવનકાળ અને સુખદુઃખાત્મક વિષયોના અનુભવરૂપ **तद्विपाकः**=તે કર્માશયનો વિપાક એટલે કે ફળ આવે છે!

અર્થાત્ કર્માશય એકલો-કેવળ કર્માશય જન્મ-જીવનકાળ-અને ભોગરૂપી ફળ આપવા સમર્થ નથી. એ કર્માશયનું મૂળ-ક્લેશરૂપી મૂળ જો જીવતું હોય તો જ કર્માશય ફળદાને સમર્થ થાય છે! અર્થાત્ કર્મનું ફળ છે સુખ કે દુઃખનો અનુભવ. એ સુખદુઃખના અનુભવ માટે માણસને-જીવને, જન્મ

મળે છે અને એના અનુભવ માટે જ જન્મ અને મરણના વચગાળાનો કાળ મળે છે। આથી ભોગ મુખ્ય છે. ભોગાનુભવને માટે શરીર ઇન્દ્રિયાદિ સાથે જીવના સંબંધરૂપી જન્મ અને પળવિપળ મર્યાદિત કાળ મળે છે। આ સુખ અને દુઃખ રાગ અને દ્વેષથી વીંધાએલ હોય છે। જ્યાં રાગ નથી ત્યાં સુખ નથી જ્યાં દ્વેષ નથી ત્યાં દુઃખ નથી। આમ રાગદ્વેષના ભાન કે અભાવમાં સુખદુઃખનો ભાવ કે અભાવ હોય છે। આમ આપણું હૃદયરૂપી ભૂમિ જો ક્લેશરૂપી પાણીથી તરબોળ હોય તો તે કર્મના ફળની પ્રસવભૂમિ થાય। આમ ક્લેશ ફળની ઉત્પત્તિમાં કર્માશયનો સહકારી થાય છે। જો ક્લેશનો નાશ થાય તો સહકારીનો નાશ થાય। અને સહકારી સિવાયનો કર્માશય અનન્ત હોય, અનિશ્ચિત ફળકાળવાળો હોય તો પણ વિવેકજ્ઞાનદ્વારા બળી જતો હોઇને ફળદાને સમર્થ થતો નથી। એજ વાત સૂત્રકાર સમજાવે છે। ક્લેશો હોય તો કર્માશય ફળે જેમ ભાતની અવસ્થામાં રહેલ ચોખા અંકુરિત થાય। પણ ચોખાની અવસ્થામાં ચોખા વાવીએ તોપણ ન ઉગે. ચોખા ઉપર જો ફોતરાનું કવચ હોય તો એ બે મળીને વળી આગળ ઊગે. પણ એકલા ફોતરા કે એકલા ચોખા ઉગતા નથી વળી ભાત પણ જો બળી જાય તો ન ઉગે તેમજ કર્માશયનું સમજવું. ફોતરું જેમ ચોખાનું તેમ ક્લેશો કર્માશયનું કવચ છે. ક્લેશ સાથે જકડાએલ કર્માશય હોય તોજ તે વિપાકારંભી=ફળદાન આપવામાં સમર્થ થાય છે. પણ જેના ક્લેશને દૂર કરવામાં આવ્યા હોય અગર તો વિવેકજ્ઞાનદ્વારા જલાવી દેવામાં આવ્યા હોય તેવો કર્માશય ફળદાને પાંગળો થઈ જાય છે। બસ આવો ક્લેશમય કર્માશય ત્રણ પ્રકારનું ફળ આપે છે—જન્મ, આયુષ્ય અને ભોગ પ્રાણીમાત્રના જન્માયુષ્ય અને ભોગ એ આ ક્લેશવિદ્ધ કર્મનું જ ફળ છે। અર્થાત્ અજન્મા આત્માને જન્મ લેવો પડે છે તે કર્મને લઇને એટલે કે અજ્ઞાનને લઇ. અગર આત્માને આયુષ્યરૂપી કાળખંડ મળે છે તે અજ્ઞાનને લઇને સ્વરૂપે અસંગ આત્માને વિષયભોગ ભોગવવો પડે છે તે અજ્ઞાનને લઇને। આખાયે વિશ્વમાં અજ્ઞાન કેવો કેર વર્તાવે છે તેનું અહીં સૂક્ષ્મદૃષ્ટિએ જોઇશું તો ભાન થશે। કર્માશયમાં આપણે ખરચવું પડે એજ કેટલી નાનમ? આ પૈકી ભોગ મુખ્ય છે. જન્મ અને આયુષ્ય ગૌણ છે.

ભાઈ! શાસ્ત્રકારોએ આ સૂત્ર ઉપર ખૂબ ઊંડા વિચારો રજૂ કર્યા છે। આજની વાદથી પીડિત દુનિયા માટે આ સૂત્રનો પૂરો વિચાર અને તટસ્થદૃષ્ટિથી વિચાર તારક બનશે આજે કર્મના સિધ્ધાન્તને—અવિચળ સિદ્ધાંતને અભરાઇએ ચઢાવનારા વારો પ્રવર્તે છે અને એ પણ એક ભારે અવિદ્યા જ

છે। આજના જગત પાસે જીવાત્માના જન્મની પાછળ રહેલા રહસ્યનું જ્ઞાન પૂરે જ છે। ભોગાર્થ પ્રાણીમાત્રનો જન્મ છે અને એ અટલ સત્ય છે। ભોગ માત્ર કર્માધીન છે એ પણ અવિચળ કાયદો છે. આ મહાસત્યને-વાસ્તવિકતાને વિસરીને વર્તવાથી વાદોનો શકુડો ફાટે છે। અને વગર વિચાર્યે માનવજાત અનર્થ પરંપરા ઉપજાવે છે। વિષમતા એ કર્મફળની વાસ્તવિકતા છે. શ્રેયાર્થી જીવને માટે એ વિષમતા જ સમતાના દર્શન માટેની તક છે। વિષમતા વધારવા માટે કર્મસિધ્ધાતનો ઉલ્લેખ અજ્ઞાનની જ એક અવળ ચડાઇ છે। આથી શુદ્ધ તત્ત્વજ્ઞાનનો ગરજુ કોઇપણ વાદનો આશરો ન લે. જો વાદ જોઇતો જ હોય તો તે એકાત્મવાદ જ છે। એકાત્મવાદ અને તેના સ્વીકારના ગર્ભમાં રહેલા તમામ અર્થોને માનવજાત સ્વીકારે તો આજે મહાકુટિલ અને જટિલ બનતા જતા પ્રશ્નો વિનાવિલંબે ઉકલી જાય।.

- થોડો બીજો વિચાર પણ કરી લઇએ। કર્મ જન્મનુ કારણ છે એ આપણે જોયું- તો પ્રશ્ન એ થાય કે એક કર્મ એક જન્મનું કારણ કે એક કર્મ અનેક જન્મનું કારણ બને છે? અગર તો અનેક કર્મ અનેક જન્મનું કારણ થાય કે અનેક કર્મો એક જન્મનું કારણ થાય? આમ એકંદરે ચાર વિકલ્પો આવીને ઉભે છે. વિચાર કરતાં સમજાશે કે એક કર્મ એક જન્મનું કારણ બને એ વિકલ્પ શક્ય નથી. જો એક એક કર્મ એક એક જન્મનું કારણ થતુ હોય તો તો વિશ્વવ્યવસ્થામાં ભારે ગડબડ ઘોટાળો થાય કેમકે જીવે જીવે અનાદિ કાળથી એકઠા થયેલા અસખ્ય કર્મોનો હિસાબ ક્યારે પૂરો થાય? વળી ચાલુ જીવનના કર્મો તો પ્રતિપળ ઉમેરાતાં જ રહે। અને આ વ્યવસ્થા જો સ્વીકારીએ તો કર્મફળનો કાળક્રમ અનિયત જ રહે। અને પરિણામે અનાશ્વાસનો પ્રસંગ આવીને ઉભે। એટલે કે એક કર્મ એક જન્મ આપે તો પછી જનતાને પુણ્યકર્મ કરવાનો રસ જ ન રહે। અને છતી બુધ્ધિએ સત્ય વ્યવસ્થા ન થાય તો પછી સત્યની કિંમત ક્યાં? આથી વિવેકી સમક્ષ પ્રથમ વિકલ્પ ટકી શકતો નથી.

અને જો એક કર્મ એક જન્મ આપે એ વિચારણા સત્ય સમક્ષ ન ટકતી હોય તો બીજો વિકલ્પ તો તેથી પણ વધુ કમજોર છે। એક કર્મ જો અનેક જન્મ આપતું હોય તો તો કર્મફળનો ભાવિકાળ પણ ખૂટી જાય। એટલે કે તે પણ અનિષ્ટ છે। મોક્ષ નામની ચીજ છે। એ કાંઈ કપોલ કલ્પના નથી! અને અનન્ત કર્મોમાંનું દરેક જો અનેક જન્મ આપીને જ ટળતું હોય તો તો મોક્ષ સભવે જ નહિ. અને શાસ્ત્રકારો કે પુરુષો ઉન્મત્ત લેખાય। અને એવું નથી. આવું જો હોત તો તો કોઇ કર્મ કરત જ નહીં। આથી બીજો વિકલ્પ પણ નિરાધાર છે.

તેજ પ્રમાણે ત્રીજો વિકલ્પ પણ નિર્રથક છે. અનેક કર્મો અનેક જન્મ આપે તો તે એકી વખતે અનેક જન્મો તો આપી ન શકે. એટલે અનેક કર્મો એકી વખતે એક જ જીવને અનેક જન્મો આપી ન શકતાં હોઇને ક્રમશ: જ જન્મ આપે એમ સ્વીકારવુ જ પડે। અને જો એમ સ્વીકારીએ તો પ્રથમ વિકલ્પ આવીને જ ઉભે છે અને આથી એ પણ અનિષ્ટ જ છે। સિવાય કે યોગી કોઈ એકી વખતે અનેક જન્મ ધારણ કરી શકતો નથી। અને સામાન્ય જીવો કાંઈ યોગી નથી. આથી ત્રીજો વિકલ્પ પણ બુદ્ધિ સમક્ષ-ન્યાયી વિચારણા સમક્ષ ટકી શકે એમ નથી.

અને આથી છેલ્લો વિકલ્પ જ સ્વીકારવો રહે છે. એટલે કે અનેક કર્મો એક જન્મને જન્માવે છે, એજ વિકલ્પ ન્યાયયુક્ત છે। જન્મ અને મરણના વચગાળામા પ્રત્યેક જીવ અનેક કર્મો કરે છે. એ કર્મોમાં કેટલાક પુણ્યમય તો કેટનાક પાપમય હોય છે। આ પુણ્ય પાપમય કર્માશય ચિત્ર-વિચિત્ર સુખદુ:ખરૂપી ફળની ભેટ આપતો હોઇને વિચિત્ર છે. વળી એ પાપ પુણ્યના આશયમાં કેટલાંક કર્મો પ્રધાન હોય છે. કેટલાંક ગૌણ હોય છે। મરણકાળે આવો કર્માશય એક ઝાટકે મરણ સાધી, અનેક પ્રુયોન્મુખ કર્મો મળીને એક જ જન્મ સાધે છે। બસ તે જન્મ તેજ કર્મોદ્વારા આયુષ્યવાળો બને છે તે આયુષ્યના ગાળામાં તેજ કર્મોનો ઉપભોગ મળે છે। અને આમ એ કર્માશય જન્માયુષ્ય અને ભોગ આપનારો નીવડે છે।

પ્રિય ભાઈ। આ વિષયજ અતિસૂક્ષ્મ છે। ભગવાને પોતે નથી ગાયુ કે **गहना कर्मणो गतिः**? કર્મની ગતિ દુર્બોધ છે। આ પ્રશ્ન છણવો એટલે જગતના આંતર નિયમનને સાક્ષાત્ કરવું અને જીવે જીવે આ કર્મગતિ સંકળાએલી છે। આ રહસ્યનો સાર્વત્રિક સ્વીકાર ન થાય ત્યા સુધી સત્યનિષ્ઠાદ્વારા વિશ્વશાંતિનો પ્રશ્ન નહીં ઉકેલાય। ભારતના દૃષ્ટાઓએ તો આ કર્મનો અવિચળ સિદ્ધાંત આબાલવૃદ્ધ સૌને પહોચાડયો હતો. અને આથી ભારતીય જીવમાત્રને આંતર આશ્વાસન હતું. સત્કર્મ કરવાથી સૌને ઉર્ધ્વગતિ જ થશે એવો વિશ્વાસ હતો. અને પરિણામે આપણો ભૂતકાળ ખૂબ ઉજ્જવળ હતો. કેમકે આપણે પુરુષાર્થી પ્રજા હતા। આજે તત્વજ્ઞાનનો અભાવ હોઇને જગતને શાંતિ નથી। જ્યાંહમાં જ્યાં સુધી ગણીશુ અને સૂક્ષ્મ સત્ય આંતર નિયમનોનો સ્વીકાર નહીં કરીશુ ત્યાં સુધી આમ અશાંત જ રહીશું. વિશ્વશાંતિ ક્યાં રહે છે તે બતાવવામાં ભગવાન પતંજલિનો અને તે દ્વારા ભારતની પ્રતિભાનો આ સત્ર એ ફાળો છે. આ સૂત્રમાં રહેલી ઉદાત્ત અને કુલીન વિચારસરણી સત્યસ્નાત હોઇને વધુ રમણીય બને છે. બસ તો, આજે અહીં જ અટકીશું. લિ૦ **ભાઇના હિતવંદન.**

# (૫૨)

પરમપ્રિય ભાઈ,

આજે બપોરે એક પત્ર લખ્યો હતો એટલે દિવસ તો સ્વાધ્યાય સૂનો ન કહેવાય! પણ રાતે સૂતાં પહેલાં પણ જો સંતનું સ્મરણ થાય તો ઠીક. અને હજી સૂવાનો સમય થયો ન હોઇને એકાદ સૂત્ર ચર્ચવાના લોભને જતો કરી શકતો નથી. સત્સંગનો તો લોભ પણ લાભપ્રદ. ક્ષણભરનો પણ સાચો સત્સંગ ભવાર્ણવ નૌકા બને છે એવું સંતોએ જ લખ્યું છે! તો થોડી પળનો પણ સત્સંગ, સત્સંગ હોઇને જ કર્તવ્ય છે! સત્સંગે તો અજિત ભગવાન પણ વિજિત થઇ જાય છે. અને સાચે જ સત્સંગ સમું હૃદયશુદ્ધિ માટે કોઈ સાધન નથી! સાચા સંતનો સમાગમ આપણામાં પણ તીર્થ ઉપજાવે છે ભગવતકારે તો સત્સંગનો અપાર મહિમા ત્રિના ચારુયે ગાયો છે! અને એ કેવળ સત્ય છે! સંત તો જીવતુ જાગતું શાસ્ત્ર છે. અદૃશ્ય પરમાત્મા ઉપર દૃશ્ય ભાષ્ય છે! પરમાત્માના સંતો તો વીજળીના જેમ તાંબાના તાર, તેમ સદ્વાહક છે! પરમાત્માનો ટાંઢક વર્ષાવનાર પ્રકાશ સંતોદ્વારા સૌને સહજ થાય છે! જો સંતો ન હોત તો જીવન અકારુ અને અસહ્ય થઈ પડત! ઠીક-તો.

આગલા સૂત્રમાં ક્લેશો કર્મનું અને કર્મો જન્માદિનુ મૂળ છે એમ સાબીત થયું. અને આથી જ ક્લેશો અને કર્માશય ત્યાજ્ય ઠર્યાં. પણ જન્મ આયુષ્ય અને ભોગ શાને ત્યાજ્ય છે? એનો ત્યાગ કેમ કર્તવ્ય થઈ પડે છે અર્થાત્ મોક્ષ શાને પ્રાપ્તવ્ય છે? કેમકે જન્માદિનો ભાવિમાં અસંગ અને અમર સચ્ચિદાનંદ સ્વરૂપ આત્માને યોગ જ ન થાય અને સદા વિયોગ જ રહે એને જ મોક્ષ કહેવામાં આવે છે આ શંકાનો જવાબ વાળતાં સૂત્રકાર કહે છે:-

**ते ह्लादपरितापफलाः पुण्यापुण्यहेतुत्वात् ॥ १४ ॥**

તે=જન્મ આયુષ્ય અને ભોગ **पुण्या०**=પુણ્ય અને પાપરૂપી કારણવાળા હોઇને **ह्लादपरितापफलाः**=સુખ અને દુ:ખરૂપી ફલવાળા છે અને આથી ત્યાજ્ય છે.

અર્થાત્ જન્મ વગેરે પુણ્ય કે અપુણ્યરૂપી કારણવાળા હોઇને પરિણામે સુખ અને દુ:ખરૂપી ફળને આપનારા, ) રીતે કહીએ તે

જે આપણું સહજ સ્વરૂપ નથી તેનો આપણામાં સંચય કરવાથી શો લાભ? એ તો વિવેકહીનતા! સુખ અને દુઃખ જન્મે છે પુણ્ય અને પાપમાંથી. સુકૃત દુષ્કૃતમાંથી, આપણને મૂળમાં એ સુકૃત દુષ્કૃત પણ નથી જ. પુણ્યકર્મથી આત્મા પુષ્ટ નથી થતો. અપુણ્યકર્મથી સૂકાઇ નથી જતો. આત્માનું મૂળ સ્વરૂપ ઉમેરો કે ઘટાડો-આવાપ કે ઉદ્વાપ સહી શકતું નથી. અને આપણે તો મૂળ સ્વરૂપ છીએ. આરોપણ વિકૃતિ છે. અને સુખ દુઃખ જો સ્વાભાવિક હોત તો તેનો કદાપિ વિયોગ ન થાત! નાશ ન થાત! કેમકે સ્વભાવનો કદી અભાવ થનો નથી! અને આ સિદ્ધાંત પ્રાણીમાત્ર માટે સાચો છે. સૌ જીવોની સુખદુઃખની કલ્પના તેમના પાપપુણ્યથી નિયમિત થાય છે! એ કલ્પનામાં વિવેકી ન રાચે! અને વિવેકને પથે પડેલ માટે તો નિર્મળ સત્ય જ સ્વીકાર્ય હોય છે. અને આથી જન્માદિ આપણને ન ખપતાં હોવાં ઘટે. એટલે કે ત્યાજ્ય હોવાં રહ્યાં.

અહીં એક શંકા સંભવે. પાપ મુલક દુઃખ તો આપણને ન ગમતું હોઇને આપણે સૌ કુદરતી રીતે જ તેના ત્યાગ માટે ઝંખીએ. પણ સુખ તો ગમે છે. કોઇને સુખ નથી ગમતું એમ નથી. તો સુખનો ત્યાગ એ અત્યાચાર નથી? એને માટે વિધાન કરવું એ નિર્દયતા નથી? વાત યોગ્ય છે. પણ જવાબ એ છે કે સુખ ગમતું હોય તો નિત્ય અને સ્થાયી સુખ માણવું ઘટે. વિષયજન્ય સુખ પણ દુઃખગર્ભ જ છે એ વિવેકીને જ સમજાય! વિષયમાંથી ઝરતું લાગતું સુખ વિવેકમાંથી ઝરતાં સુખ સમક્ષ ફીકું છે અને પરિણામે ખીલ્લામણું હોઇને વિવેકીને તે શરુઆતમાં પણ દુઃખરૂપ જ લાગે. ભૂત કે પિશાચ શણગાર સજીને આવે તેથી સુંદર ન બને!! અને આ પ્રકરણ તો વિવેકીનું છે. આથી વિષયસુખે આર્દ્ર બની જતી મતિ વિષય-સુખમાં રહેલાં શૂળને ન પણ સમજી શકે. પણ તેથી વિવેકીને દર્શનાંધ થનો ન પાલવે. તેની દૃષ્ટિમાં વિવેકવિચારથી પેદા થતું સુખ જ વધુ કીમતી છે.

અને આખીય માનવજાત માટે પણ વ્યક્તિને માટે જે સાચું છે તે જ વિધાન લાગુ પડે છે! પ્રારંભિક સુખની મોહિની નથી ટાળી શકતા તેથી જ અંતે જીવનનો સંધ્યાકાળ દુઃખમય બને છે! જગતની વૃદ્ધાવસ્થાનો આ વિષયમાં તટસ્થ મત લેવા જેવો છે! નિર્મોહી સત્ય નિર્ણય અને નિર્ણય અનુસાર જીવનપદ્ધતિ જો સૂઝે તો જ આ સૂત્રમાં રહેલું કમનીય સત્ય વ્હાલું લાગે. નહીંતર એ સત્ય સામે સૂગ. પણ ઉપજે! આથી વિવેકીને તો ભોગકાળે પણ સુખ પણ દુઃખમિશ્રિત જ લાગે છે! જે આ નથી સમજતો-સમજતો છતાં જે નથી સ્વીકારતો-સ્વીકારતો છતાં જે તે પ્રમાણે નથી

જે આપણું સહજ સ્વરૂપ નથી તેનો આપણામાં સંચય કરવાથી શો લાભ? એ તો વિવેકહીનતા! સુખ અને દુઃખ જન્મે છે પુણ્ય અને પાપમાંથી. સુકૃત દુષ્કૃતમાંથી, આપણને મૂળમાં એ સુકૃત દુષ્કૃત પણ નથી જ. પુણ્યકર્મથી આત્મા પુષ્ટ નથી થતો. અપુણ્યકર્મથી સૂકાઈ નથી જતો. આત્માનું મૂળ સ્વરૂપ ઉમેરો કે ઘટાડો–આવાપ કે ઉદ્વાપ સહી શકતું નથી. અને આપણે તો મૂળ સ્વરૂપ છીએ, આરોપણ વિકૃતિ છે. અને સુખ દુઃખ જો સ્વાભાવિક હોત તો તેનો કદાપિ વિયોગ ન થાત! નાશ ન થાત! કેમકે સ્વભાવનો કદી અભાવ થતો નથી! અને આ સિદ્ધાંત પ્રાણીમાત્ર માટે સાચો છે. સૌ જીવોની સુખદુઃખની કલ્પના તેમના પાપપુણ્યથી નિયમિત થાય છે! એ કલ્પનામાં વિવેકી ન રાચે! અને વિવેકને પંથે પડેલ માટે તો નિર્ભેળ સત્ય જ સ્વીકાર્ય હોય છે. અને આથી જન્માદિ આપણને ન ખપનાં હોવાં ઘટે. એટલે કે ત્યાજ્ય હોવાં રહ્યાં.

અહીં એક શંકા સંભવે. પાપ મુલક દુઃખ તો આપણને ન ગમતું હોઈને આપણે સૌ કુદરતી રીતે જ તેના ત્યાગ માટે ઝંખીએ. પણ સુખ તો ગમે છે. કોઈને સુખ નથી ગમતું એમ નથી. તો સુખનો ત્યાગ એ અત્યાચાર નથી? એને માટે વિધાન કરવું એ નિર્દયતા નથી? વાત યોગ્ય છે. પણ જવાબ એ છે કે સુખ ગમતું હોય તો નિત્ય અને સ્થાયી સુખ માણવું ઘટે. વિષયજન્ય સુખ પણ દુઃખગર્ભ જ છે એ વિવેકીને જ સમજાય! વિષયમાંથી ઝરપતું લાગતું સુખ વિવેકમાંથી ઝરતાં સુખ સમક્ષ ફીકું છે અને પરિણામે બીહામણું હોઈને વિવેકીને તે શરુઆતમાં પણ દુઃખરૂપ જ લાગે. ભૂત કે પિશાચ શણગાર સજીને આવે તેથી સુંદર ન બને!! અને આ પ્રકરણ તો વિવેકીનું છે આથી વિષયસુખે આર્દ્ર બની જતી મતિ વિષય-સુખમાં રહેલાં શૂળને ન પણ સમજી શકે. પણ તેથી વિવેકીને દર્શનાંધ થતો ન પાલવે. તેની દૃષ્ટિમાં વિવેકવિચારથી પેદા થતું સુખ જ વધુ કીમતી છે.

અને આખીય માનવજાત માટે પણ વ્યક્તિને માટે જે સાચું છે તે જ વિધાન લાગુ પડે છે! પ્રારંભિક સુખની મોહિની નથી ટાળી શકતા તેથી જ અંતે જીવનનો સંધ્યાકાળ દુઃખમય જાય છે! જગતની વૃદ્ધાવસ્થાનો આ વિષયમાં તટસ્થ મત લેવા જેવો છે! નિર્મોહી સત્ય નિર્ણય અને નિર્ણય અનુસાર જીવનપદ્ધતિ જો સૂઝે તો જ આ સૂત્રમાં રહેલું કમનીય સત્ય વ્હાલું લાગે. નહીંતર એ સત્ય સામે સૂગ પણ ઉપજે! આથી વિવેકીને તો ભોગકાળે પણ સુખ પણ દુઃખમિશ્રિત જ લાગે છે! જે આ નથી સમજતો–સમજતો છતાં જે નથી સ્વીકારતો–સ્વીકારતો છતાં જે તે પ્રમાણે નથી

જ્યારે સમાજવિદ્રોહી અને હીન બળો છૂટા રમતા હોય ત્યારે સામાન્ય માનવી આમ જ ચગદાય! અને સામાન્ય માનવી જ તો સમાજની ઇમારતનો પાયો છે! કોણ જાણે કઇ કાળી પળે માણસે પૈસાને આટલુ મહત્વ આપ્યુ! મને તો માનવાનુ મન થઇ આવે છે કે તે માણસ માનવજાતનો ભારે વેરી હતો જેણે પૃથ્વીના અંતરાળમાંથી સોનુ, ચાંદી ખોદી કાઢી તેના ઉપર ભાવ મૂકયા! ભલા! ધાતુના આકારે માણસ ઉપર કેવુ વર્ચસ્વ જમાવ્યું છે! અર્થ અને કામ, જાણે આ બે જ પરમપુરુષાર્થ છે! વ્યાસ જેવા વ્યાસ પણ કકળાણ કરીને નામશેષ થઈ ગયા કે-ऊर्ध्वबाहु विरौम्येषः न च कश्चित् शृणोति मे!! આ હાય હાય! આ પૈસા પાછળનુ ગાંડપણ! આ વિત્ત પાછળનો વલોપાત! ભાઇ! નથી સમજાતુ કે આપણે માથે જ માણસ છીએ? શંકા થઇ આવે છે! છતાં વીસમી સદીના મિથ્યાભિમાનનો ક્યાંયે આરો નથી! નરકદ્વારના આગળા ચોમેરથી ખુલ્યા છે! બુદ્ધિની આવી આદ્રગી કદાચ ઇતિહાસે નહીં ભાળી હોય! ઠીક પણ એમ હતાશ કે હતોત્સાહ થયે કાં પાલવશે. આ પરિસ્થિતિમાંથી જ આપણે નૂતન જગત ઘડવાનુ છે! એટલે શોક કે પશ્ચાતાપ કે દીનતા કરવનુ કશુ કારણ નથી આપણાથી જ આપણે શરૂ કરીએ. અને બાકીનાનું પોતપોતાની સંભાળ ઉપર જ છોડીએ યોગાદિ પવિત્ર શાસ્ત્રોની આ યુગમાં જ સાચી જ જરૂર છે! તો જ્યાંથી અટકયા છીએ ત્યાંથી પુનશ્ચ હરિ ૐ કરીએ.

જન્મ આયુષ્ય અને ભોગ સુખદાયી બને છે કેમકે તેની પાછળ પુણ્ય અને અપુણ્યનુ નિયામક બળ હોય છે! એટલે કે કર્માનુસાર સુખદુઃખની પ્રાપ્તિ હોય છે. દરેક જીવને પોતાના કરેલા જ ભોગવવાનાં હોય છે! અને એ ભોગોમાંથી કોઇને મુક્તિ નથી કોટિક્રપે પણ આઘાતના પ્રત્યાઘાતમાંથી બચાતું નથી. આથી કર્માનુસાર, જીવમાત્રને જન્મ, આયુષ્ય કે ભોગ મળે છે. તો અહીં પ્રશ્ન એ ઉદ્ભવે છે કે દુઃખદાયી જન્માદિનો ત્યાગ તો સમજી શકાય છે! કેમકે દુઃખ તો સ્વરૂપે જ ત્યાજ્ય છે! પણ જે જન્મ, આયુષ્ય અને ભોગ સુખદાયી હોય તેનો ત્યાગ મનિમાં માતો નથી એમાં શો વિવેક? દુઃખત્યાગે વિવેક હોય સુખત્યાગ તો અવિવેક જ ગણાય! સુખનો પણ જ્યારે ત્યાગ કરવાનો હોય તો શાસ્ત્રના શાણપણમાં શ્રદ્ધા ન રહે! આ પ્રશ્નનો જવાબ વાળતા ભગવાન પતંજલિ સનાતન સત્ય ઉચ્ચારે છે. કે-

**परिणामतापसंस्कारदुःखैः गुणवृत्तिविरोधाच्च दुःखमेव सर्वं विवेकिनः ॥१६॥**

विवेकिनः=સુખદુઃખનો વિવેક કરનાર ભગવતી પુરુષને માટે તો सर्वं=મધુપ જોયેલું કે સાંભળેલું વિષય સુખમાત્ર दुःखमेव=પ્રતિકૂળ વેદનીય

છે. નહીં કે અનુકૂલ વેદનીય. કારણ? કારણ કે એ સુખ **परिणाम०=** પરિણામદુઃખ, તાપદુઃખ અને સંસ્કારદુઃખથી વીંધાયેલ છે અને તે ઉપરાંત **गुणवृत्ति०=**સૂત્રમાંનો 'च' શબ્દ આ બીજું કારણ છે એ સૂચવવા માટે છે. સુખવૃત્તિના કારણરૂપ ચિત્તરૂપે પરિણમેલા સત્વ, રજ, તમોગુણમાં વર્તમાન જે વિરોધ તે ગુણવૃત્તિ વિરોધ અર્થાત્ સુખદુઃખ મોહરૂપે પરસ્પર વિરુદ્ધ ત્રણ ગુણોના પરિણામરૂપે હોવાથી પણ સઘળું સુખ દુઃખ જ છે.

અર્થાત્ આ તો વિવેકનુ પ્રકરણ છે અને આથી અહીં ઉપરછલ્લી શોધ આદરપાત્ર ન ગણાય। વિવેકના વક્ષમાં બાળક હરખાય. વિચારવૃદ્ધ નહીં. વિચારવૃદ્ધ તો વિવેકમાં જ શરણું શોધે- કેમકે વિવેક જ સત્ય હોઇને તારણહાર છે. અવિવેક જૂઠ હોઇને ડૂબાડનાર છે. આપણે તરવું છે. ડૂબવું નથી. અને જો ડૂબવું નથી તો પછી વિવેકનો પાલવ કોઇપણ પળે ન તજાય। વિવેકને છૂટાછેડા ન અપાય। વિષયસુખમાત્ર દુઃખગર્ભ છે। આરંભે મીઠું પણ-અંતે કડવું છે. અને અંતે જો કડવું થતું હોય તો આરંભની મીઠાસ વંચક જ છે। વધ્ય પશુને મિષ્ટાન્નના શા આનન્દ? આથી જન્મ આયુષ્યને ભોગ મઝાના લાગતા હોય–મીઠા લાગતા હોય, સુખદાયી લાગતા હોય તો તે વિવેકનો બ્હેરાટ જ છે। અને અહીં જ સત્યનાં મૂલ્યાંકન છે. 'સત્યની કસોટી છે. સત્યાગ્રહને સત્યાગ્રહ જ જો આપણને ખપતો હોય તો વિવેકથી દૂર તો પળભર પણ ન થવાય। હાં. એક વાત શક્ય છે. માણસોમાં કેટલાક આંખ જેવા હોય શકે. કેટલાક ખરડા જેવા હોઈ શકે. આંખમાં રૂનો રેસો પડે તો પણ ઉદ્વેગ થાય। ખરડા ઉપર ડીફણીઆં પડે તોપણ કદાચ વેદના ન થાય। વિવેકી આંખ જેવો છે. બીજા ખરડા જેવા હોઇ શકે. અહીં આંખનું પ્રકરણ છે. અને આથી જ વિવેકીનો તો નિર્મોહી નિર્ણય છે કે વિષયજન્ય સુખમાત્ર દુઃખવિદ્ધ છે.। અને આથી જ હેય છે. ત્યાજ્ય છે. તો એ સુખની દુઃખવિદ્ધતા કેવી રીતે? વિષયસુખમાત્ર પરિણામે દુઃખદાયી' છે. ચેતન કે અચેતન સાધન ને' અધીન આપણો સુખમાત્રનો અનુભવ મૂળમાં રાગથી ખરડાયેલ હોય છે। કારણ કે જેને' જેમાં રાગ નથી તેનું તે સુખ હોઇ શકતું નથી એ ધ્રુવનિયમ છે। રાગ પ્રવૃત્તિનું કારણ છે. પ્રવૃત્તિ ક્યાં તો પાપ કે ક્યા તો પુણ્યનો પણ સચય-કરાવે જ. અને આથી રાગમાંથી જન્મતો કાયિક, વાચિક કે માનસિક એમ ત્રણ પ્રકારનો કર્માશય જન્મે જ. માનો કે અમુક સુખને માટે મારે વિહિત કે નિષિદ્ધનું આચરણ કરવું ઘટે છે, એ જાતનો માનસિક કર્માશય વચનકૃત તે વાચનિક અને કોઇની પણ રહેજ પણ ક્યાંક પણ હિંસા સિવાય ભોગ સંભવતો ન હોઇને હિંસાકૃત કાયિક કર્માશય પણ હોય છે જ। આમ સુખનો અનુભવ કરતો

જીવ તેમાં ચોંટે છે. આસક્ત બને છે. આ અવસ્થાનો વિચ્છેદ એને પસંદ નથી. અને તે કાળે વિચ્છિન્ન અવસ્થામાં દ્વેષ તો જીવતો રહેલો જ હોય છે. પરિણામે એ દ્વેષને લઇને એ સુખના વિચ્છેદક એવા દુ:ખનાં સાધનોની ચીડ કરે છે. દ્વેષ કરે છે। અને એની ચીડ પણ જ્યારે વાંઝણી નીવડે ત્યારે એટલે કે દ્વેષના સાધનોને દૂર કરવામાં જ્યારે એ લાચાર બની જાય ત્યારે મૂર્છિત થઇ જાય છે। આમ રાગની માફક જ રાગાનુભવ વેળાએ પણ એ દ્વેષ અને મોહનો કર્માશય એકઠો કરતો જ જાય છે। તેમાંથી જે દુ:ખ પેદા થાય તે પરિણામ દુઃખ।।

તેજ મુજબ સુખના અનુભવ કાળે પણ દુઃખ અને તેમાં સાધનોનો દ્વેષ કરતો હોઇને અને પોતાના સુખનો કદી પણ વિચ્છેદ ન થાઓ એવું અંતરથી પ્રાર્થતો હોઇને ઉકળતાં હૃદયે તે દુઃખનાં સાધનોને ત્યાગવાને તલપાપડ બનતો હોઇને તન મન વચનથી વળી એ અનેક પ્રકારનાં કર્મો કરતો જાય છે. આ રીતે થતાં કર્મોનો આશય દ્વેષમાંથી જન્મે છે। તેને દૂર કરવાને અશક્ત થતાં વળી મૂર્છિત થાય। એ મોહમાંથી વળી ત્રિવિધ આશય ઉપજે। એજ મુજબ સુખમાં અનુરાગી હોઇને તેનાં સાધનોની પ્રાર્થના સેવતો હોઇને કોઇના ઉપર ઉપકાર તો કોઇના ઉપર અપકાર કરતો ચાલ્યો જાય છે. આમ રાગજન્ય કર્માશય પણ ઉપજતોજ જાય છે। અને આમ દિનરાત ઉકળાટમાં જ પસાર થતા હોઇ તે તાપ દુ:ખ છે। આમ વિચાર કરતાં સ્પષ્ટ થશે કે એક વેળા સુખાનુભવ થયો કે તે વિષયને લગતો ચિત્તમાં સંસ્કાર જામે, તેમાંથી સ્મૃતિ જન્મે. તેમાંથી રાગ પ્રકટે રાગમાંથી તન મન વચનની પ્રવૃત્તિ પેદા થાય. તેમાંથી કર્માશય ઉદ્‌ભવે. તેનાથી દુઃખાનુભવ. તેનાથી પાછો સંસ્કાર પાછી સ્મૃતિ, પાછો રાગ, વળી પ્રવૃત્તિ, વળી કર્માશય, વળી દુઃખ। આમ સંસ્કારનું ચક્ર રાતદિવસ ફરતું રહે છે। અને અનન્ત દુઃખનો ઉપહાર આણે છે. આનેજ સંસ્કાર દુઃખ કહેવામાં આવે છે. આમ વિષયસુખનું ઔપાધિક દુઃખત્વ છે જ.

આટલું જ નહિ સ્વરૂપે પણ વિષયસુખ દુઃખવિદ્ધ જ છે। દુનિયાના પદાર્થમાત્ર અંદરના કે બહારના પદાર્થમાત્ર ત્રિગુણમય છે. એ ત્રણ ગુણો તે સત્ત્વ, રજ અને તમ. આ ત્રણે ગુણોના શીલ ધર્મ પરસ્પરથી વિરુધ્ધ છે. યદ્યપિ તેલ દિવેટ અને અગ્નિની માફક એ ત્રણે પરસ્પરના ઉપર અનુગ્રહ કરી ભોગ અને અપવર્ગરૂપી પુરુષનાં પ્રયોજન સાધવાને માટે વર્તે છે. પણ તેથી તે એક બીજાની કાપતીમાં નથી રહેતા એવું નથી. સત્વગુણ જો કાંઇ કાર્ય આરંભે તો તેમાં પણ રજોગુણ અને તમોગુણ–પછી જોઇએ તો નહીંવત્ પણ આવવાના જ. કેમકે કાર્યમાત્રમાં

કારણ અનુગત રહે જ જે વખતે જે ગુણ પ્રધાનપણે વર્તતો હોય તે ગુણ ઉપરથી તેની અવસ્થા ઓળખાય છે એટલું જ બાકી બાકીના બે પણ સાથે લપાતા હોય જ કોઈપણ ગુણની માત્રા અધિકપણે વર્તતી હોય તો તે વખતે સામાન્યપણે બીજા બે ગુણની માત્રા દબાઈને બેસી રહે છે આથી સુખકાળે પણ તેના ગર્ભમાં દુખ અને મોહની છાયા અદ્રશ્યપણે હોય જ છે! વળી સુખકાળ પણ નિરન્તર નથી રહી શકતો કેમકે ગુણોનું પરિણામ ક્ષણે ક્ષણે ચાલ્યા જ કરે છે! સત્વગુણનો ઉભરો આવતો હોય તો પ્રતિપળે સત્વગુણ ઉભરાય પણ તે પછી પળવારમા રજોગુણ પણ ઉભરાઇ આવે ક્ષણ પછી તમોગુણ પણ આવી પ્હોચે કેમકે ગુણનુ વર્તન ક્ષણચંચળ હોય છે એ નિયમ છે આથી કોઈપણ કાળે કોઈપણ સુખવૃત્તિનો વિરોધી-દુખવૃત્તિના આક્રમણનો સતાપ પ્રકૃતિના ક્ષેત્રમા તો સતાપે છે. અને આથી વિષયસુખ માત્ર અસ્થિર છે. આથી સ્વરૂપે પણ વિષયસુખ દુખપ્રદ જ છે! આમ પરિણામે દુખ, સતાપનુ દુખ અને સસ્કારનુ દુખ દરેક સુખમાં રહે જ છે તે ઉપરાંત પ્રકૃતિની ખટપટ જ પ્રતિપળ નવા સ્વાગ સજે એવી છે! આથી એને ભરોસે બેસવુ અને એણે આપેલા સુખમા શ્રધ્ધા રાખવી એ તો બાળકનુ જ કામ છે વિચારવૃદ્ધનુ નહીં વિચારવૃદ્ધ તો શાશ્વત અને કદી અછીદ્રા ન થતા સુખને શોધે કદી મિથ્યા ન થતા સુખાનુભવને વાન્છે અને એની એ ઇચ્છા એ વાન્છા જ્યા સુધી એ પ્રકૃતિના ક્ષેત્રમા વિચરે છે ત્યાસુધી તો પૂરાતી નથી અને આથી જ આત્માના ધામની યાત્રા એણે કરવી ઘટે એક આત્મસુખ જ એવુ છે કે જેમા હ્રાસવિલાસ થતો નથી! અને આત્મસુખ વિવેકલભ્ય છે મૂઢ દષ્ટિને ભલે જન્મ, આયુષ્ય કે ભોગ રુચિકર લાગે વિવેકદષ્ટિને માટે તો એ જુગુપ્સાનુ જ કારણ હોઇ શકે અજન્મા જીવને જન્મીને ભ્રષ્ટ થવુ પડે, પ્રકૃતિના કાળપાશે બધાવુ પડે, એના અછીદ્રા ભોગે એદ્રા થવુ પડે, પરવશ થઇને સ્વવશ સુખ ગુમાવવુ પડે-એમા રહેલી હાનિ, સ્વમાનભગ, અને નરી નફફટાઇ સૌની સમજમા ન આવે એ જૂદી વાત છે! -બાકી એ વિવેકદષ્ટિએ રમણીય તો નથી જ એ સિદ્ધાત છે! અનેમાનવ જાતિએ વિવેકી બનવુ ઘટે આજે નહી તો કલ્પાન્તે પણ આ સિવાય છૂટકો નથી. આથી જ માનવજાતિએ મોક્ષોન્મુખ થવુ ઘટે આથી જન્મ આયુષ્ય અને ભોગરૂપી સસાર વિવેકદષ્ટિએ ત્યાજ્ય છે. દુખમય છે ગુણમય છે કલેશમૂલક છે. અને ક્લેશ આપણુ સ્વરૂપ જ નથી શોભા જ નથી આપણુ કલક જ છે અને આ સત્ય છે માટે પ્રશ્નથી પર છે પ્રભુકૃપાએ આ વિવેકના વેરાન માર્ગે એ-રાડીકલ પ્રવાસ કરવાનું આપણને ભાગ્ય સાંપડો-કેમકે એ ગૌરવ છે એટલી પ્રાર્થનાપૂર્વક આજે તો વિરમીએ એજ લિ૦ ભાઈના હેતવદન.

# (૫૪)

પ્રિય ભાઈશ્રી,

ગઇ કાલનો દિવસ પાછો પડયો જ! દિવસ પડે છે તે ખૂચે જ છે! પણ નિરુપાય થઈને પાડવો જ પડે છે. ગઇ કાલે વ્યાવહારિક કાર્યે વાપી બ્હાર હતો! અને રાતે ૧૧ ને સુમારે આવ્યો, પછી લખવું યોગ્ય ન લાગ્યું. કેમકે આહાર વિહારને યોગ સાથે ગાઢ સંબંધ છે. આહાર વિહારમા જે ચૂકે તે યોગ ઉપર ન ચડી શકે. ભગવાનનું વચન છે કે મિત આહાર વિહારીને માટે, મિત ચેષ્ટા કરનારને માટે, મિત નિદ્રા અને જાગૃતિ રાખનારને માટે યોગ દુઃખનાશન બને છે. જો કે આ લખાય છે એટલુ જ! મારાથી એ પ્રમાણે પૂરું તે કોઇ વેળા તો અધૂરું પણ વર્તાતુ નથી! આપણે વર્તો કે ન વર્તો સિદ્ધાંત અસિદ્ધાંત થઇ જતો નથી અને આથી જ સિદ્ધાન્તને મોળો કરવાનો કે ચીતરવાનો કશો અર્થ નથી. મારાથી ન બને તે જગતથી ન બને એમ માનવાની ભૂલ કેમ કરાય?

વળી આપણે આપણા વ્યક્તિગત સુખદુઃખના, ગમા અણગમાના, ઇચ્છા અનિચ્છાના વર્તુળમાં એટલા તો ફસાયા હોઇએ છીએ કે આપણામાં એનાથી પર થવાની શક્તિ છે એ પણ વિસારે પડે છે! આપણા વ્યક્તિગત સુખદુઃખમાં સમષ્ટિને કશો રસ હોઇ શકનો નથી. અને ન હોવો જોઇએ. સમષ્ટિને એ રસ લેતાં પણ ક્યાં પાલવે? સૌને પોતપોતાનાં જ રોદણાં હોય છે. અને એ સૌને સામાન્ય હોવાથી જ એના વિશેષમાં કોઇને રસ નથી. આથી અમુક દિવસે અમુક કારણને લઇને અમુક ન થયું એમ કહેવાનો સમષ્ટિ સમક્ષ કશો જ અર્થ નથી. 'હું' ના મધ્યબિંદુથી માણસ ધારે તો, ઇચ્છે તો, પર થઇ શકે છે અને એમાં જ એનો વિકાસ છે. અને આવાં કાર્યો તત્કાળ પૂરતાં તો 'હું' માંથી ઉદ્‌ભવ્યાં જ હોય છે! ઠીક. 'હું' નું જ આ બધું તોફાન છે!

વિષયો એકરસ રહેતા ન હોવાથી પરિણામે વિરસ થઈ જતા હોઇને પરિણામ દુઃખ આવે જ છે! ચોવીસ વર્ષના યુવાનને સંસાર કેટલો રસમય, કેટલો કાન્ત, કેટલો રમણીય અને આકર્ષક લાગે છે! પણ એનો એજ સંસાર ૮૦ વર્ષના **अंगं गलितं पलितं मुंडं दशनविहीनं जातं तुण्डम्** ને? કેટલો નીરસ, કેટલો બીહામણો, કેટલો કદૂપો અને

કેટલો અનાકર્ષક લાગે છે? આ પરિણામી વિરસતાજ દુઃખ છે તે ઉપરાંત વિષયોના વિયોગને લઈને ભોગીને તાપ-સંતાપ વારંવાર મળે છે। વિષયોનો સંયોગ વિયોગ આણે જ! ફાયદામાં એટલો કે પોતાના સ્પર્શે લેશમાત્રની વાસના મૂકતો જાય! અને એ રહેનાર વિષયના વિયોગમાં સંતોષાય નહીં એટલે વગર ચિતાએ, વગર અગ્નિએ માણસ અતૃપ્ત તૃષાના સંતાપે રીબાય છે! અને સંસ્કાર દુઃખ તો અનન્ત! કેમકે આમોક્ષ સંસ્કાર તો ભૂંસાય નહીં! વિષયોની ઉપાધિ દુઃખદાયક છે આ ઉપરાંત ગુણ-ત્રિગુણના વર્તનનો પણ વિરોધ હોવાથી વિષયો સ્વરૂપે પણ દુઃખદાયક છે જ ત્રિગુણની બનાવટ જ આખું વિશ્વ! અને વળી ત્રણે ગુણો પણ ક્ષણપરિણામી! આથી વિવેકીને માટે ઉનમાંથી ચૂલમાં પડવા જેવું જ વિષયસુખ હોય છે! આથી વિવેકમાં જ સુખ માનનાર માનવી અને મનુષ્યને જો પોતાનું કાંઈપણ ગૌરવ રહ્યું હોય કે રાખવું હોય તો એ વિવેકી જ હોવો ઘટે-વિષયમાં ઉપાધિએ અને સ્વરૂપે દુઃખને જુએ છે! આટલી વાત આગના પત્રમાં આપણે જોઈ

આમ ટૂંકમાં આખાય શાસ્ત્રાર્થનું નિરૂપણ થઈ ચૂક્યું હવે વિસ્તારપૂર્વક એની એ વાત સામાન્યમાં સામાન્ય માનવની સમક્ષ પણ ધરવી જોઈએ આથી વૈદ્ય શાસ્ત્રની પેરે હવે પછીના શાસ્ત્રને ચાર વ્યૂહમાં શાસ્ત્રકાર વહેંચી નાખે છે જેમ રોગ રોગનું નિદાન રોગનું ઔષધ, અને રોગમુક્તિ-આરોગ્ય એ ચાર મોરચામાં વૈદક શાસ્ત્રનો વિભાગ છે તેમ હેય હેયહેતુ હાન અને હાનોપાય-એ ચાર વ્યૂહે યોગશાસ્ત્રને વહેંચે છે તે પૈકી 'હેય' એટલે શું એનું નિરૂપણ કરતા આચાર્યદેવ કહે છે—

**हेयं दुःखमनागतम् ॥ १६ ॥**

**अनागतम्**=ન આવેલું-એટલે કે ભવિષ્યનું **दुःखम्**=ત્રિવિધ સંસાર દુઃખ **हेयम्**=હેય છે=ત્યાજ્ય છે

અર્થાત્ પ્રાણીમાત્રે-ખાસ કરીને માનવે ભવિમાં આવનાર દુઃખ દૂર કરવું જોઈએ કેમકે માનવની પ્રવૃત્તિ જ આપણે જાણીએ છીએ ત્યાંસુધી બુદ્ધિપૂર્વકની છે માણસ બુદ્ધિપૂર્વક વર્તતો દેખાય છે-અગર તો કહો મનાય છે! તો બુદ્ધિપ્રધાન માણસે ભાવિ દુઃખ સામે કવચ રચવા જોઈએ! ભાવિ દુઃખ જ શા માટે ત્યાજ્ય છે? આ શંકા થાય! બરોબર છે ભાવિ દુઃખ જ ટાળવું આપણા હાથની વાત છે માટે ભૂતકાલીન દુઃખ તો આપણે અનુભવી ચૂક્યા છીએ અને આથી ભોગવાતા ભૂતકાલીન દુઃખ તો આપણે ભોગવી ગયા જ છીએ ત્યાં કશા પુરુષાર્થને અવકાશ નથી

કહેવત છે કે ગઇ તિથિ તો જોષી પણ ન વાચે. વળી ચાલુ દુ:ખ તો વર્તમાન ક્ષણે ભોગવવું જ છે. ક્ષણાન્તરે એ સ્વયમેવ નષ્ટ થનાર છે. ઉપરાંત પ્રારબ્ધ તો ભોગવ્યે જ છૂટકો. આથી ચાલુ દુ:ખ પણ આપણા પુરુષાર્થ માટે અવિષય છે! અને પ્રારબ્ધની સામે તો ઈશ્વર પણ બાથ ન ભીડી શકે! એટલે બાકી રહે છે અનાગત દુ:ખ. ભાવિ દુ:ખ! આથી શાસ્ત્રકાર કહે છે કે ભાવિ દુ:ખ દૂર કરવા યોગ્ય છે–કેમકે તે આપણા પુરુષાર્થનું ક્ષેત્ર થઇ શકે છે!

આ સૂત્રમાં કેવું ભારે આશ્વાસન છે? પ્રાણીમાત્રની આવતી ક્ષણ અનન્ત શક્યતાથી ભરેલી છે. અજોડ તકથી ભરપૂર છે! ચાલુ ક્ષણ સુધી જે કાંઇ થઇ ગયું, જે કાંઈ થાય તે માટે આપણે લાચાર પણ હવે પછીની ક્ષણ આપણે માટે ખૂબ ઉપયોગી છે અર્થાત્ જ આવતી ક્ષણે કોઇપણ મુક્તાત્મા થઇ શકે છે. ફક્ત એને આવતી ક્ષણનો પૂરો લાભ ઉઠાવતા આવડવો જોઇએ. આથી કોઇપણ આત્મા ખોવાયેલ નથી. એકેએકને ભાવિમાં એકસરખી તક છે. જાગૃત એ તક ઝડપી લે છે–ઊંઘતો એને જવા દે છે. આવતી ક્ષણના આપણે માલિક છીએ તેથી જ દુનિયાને માટે અનન્ત આશા છે. અનન્ત સંભવ છે! હવે પછીનો ક્ષણની ઉપકારકતાનો પાર નથી. આથી જૂનની હાયવરાળ છોડી, વર્તમાનમાં વર્તતા રહી, ભાવિને આત્મલાભમાં ફેરવવાની વાત આપણા હાથમાં છે. અને આથી જ કોઇને રોકકળ કરવાની છૂટ નથી. કોઇને ફરિયાદી થવાની જરૂર નથી. કોઇને લાચાર થવાની આવશ્યકતા નથી. ભાવિની ક્ષણ પ્રાણીમાત્રની મુક્તિની ક્ષણ છે. અને આ કાંઇ નાનોસૂનો ફાયદો છે? આ સાલબુધ્ધિ આપણામાં હરદમ થાઓ એટલી પ્રભુ પ્રાર્થના સાથે આજે અહીં જ અટકીશું.

લિ૦ ભાઈના હિતવંદન.

---

## (૫૫)

પ્રિય ભાઈશ્રી,

દિવસ ઉપર દિવસ વહે જાય છે અને સમજાય પણ નહીં એટલું ઝડપથી આયુષ્ય, છિદ્રાળુ ઘડામાંથી પાણીની પેરે, વહ્યું જાય છે! કાળને થંભાવવાની કોની ગતિ? કાળની કારમી કથા કહેવા ઇતિહાસ સિવાય બીજું કોણ સમર્થ? છેલ્લો પત્ર અને આજનો!–વચ્ચે દિવસો વહી ગયા! ગીતાનધુ અંગે મુખ્ય મૂંઝવણ તે આર્થિક! એ ટાળવાને માટે ધનવાનોને ત્યાં જવું જ રહે! સૌ કાળમાં જ **सर्वे गुणाः कांचनमाश्रयन्ते** છે! તેમાં ય આજે

તેથી પણ વધુ! ભાગવતમાં કથાકાર કહે છે કે પરીક્ષિત રાજાએ કલિને વસવા માટે ચાર પાંચ જગ્યાઓ નક્કી કરી આપી! તેમાંની એક તે આ સોનું-પૈસા! આજે સૌને માપવાનો એક જ ગજ છે અને તે પૈસા! તમારી કને બધુંય હોય પણ પૈસા જ ન હોય તો રૂપવતી પણ સ્હેજ આંખે ખોડવાળી કન્યાની માફક, ભાવ ન પૂછાય! યુધ્ધે પ્રાણ આપનાર ઘણા છે, પણ પાત્રે ધન ત્યાગ અને ત્યાગના અર્થમાં ત્યાગ કરનારા વિરલ છે! દાન કેવડો મોટો સદ્‌ગુણ છે! માણસની મમતાને સમજપૂર્વક મોળી કરવાની એ શાસ્ત્રીય રીત છે! છતાં દાની ભાગ્યે જ કોઇ હોય છે! અને આમ તો પૈસા નથી આપતા એમ નથી, પણ અર્પણ પાછળની સમજની શુદ્ધિ હોવી ઘટે સ્થિતિ સંપન્ન સમજપૂર્વક અર્થવ્યય કરે એ દરેક યુગમાં ઇચ્છવા યોગ્ય છે. અર્થવ્યય પણ સર્જક હોવો જોઇએ. ઉત્પાદક હોવો જોઇએ. એક અગર તો બીજી રીતે ચાલુ પેઢીને કે ભાવિ પેઢીને ઉપકારક હોવો ઘટે. આજે એવી સ્થિતિ ઓછી છે. મિથ્યાવ્યય વધારે છે સત્યવ્યય ઓછો છે. અને આથી પોષવા જેવી પ્રવૃત્તિઓ શોષાઇ જાય છે. શોષવા જેવી કથીરવડની પેરે ફાલે ફુલે છે! એટલે કાંઇક યુગદર્શનની જ ખામી લાગે છે! સર્જક પ્રતિભાને અર્થોપાર્જનની સમણુંઝીકમાંથી મુક્ત કરી દેવી ઘટે. વિવેકી સમાજ પાસે એવી ઉંચી સમજની અપેક્ષા રખાય! સમાજનું એકમ જ જો સ્પષ્ટ સ્પષ્ટ સ્વતંત્ર અને સત્યમય ચિંતન ન કરી શકતું હોય તો એકમના જ અતિદેશ સમા સમાજનો શો વાંક કાઢવો? ભારતવર્ષમાં આપવાની વૃત્તિ પુષ્કળ છે. પણ ક્યાં અને કેવી રીતે તે બાબતનો રસપૂર્વકનો વિચાર ઓછો છે! અરતુ આપણી ફરીયાદે કાંઇ વસ્તુસ્થિતિમાં ફેર થોડો જ થાય! છતાં વિચારોને અવારનવાર માંજ્યા કરવા ઘટે. નહીંતર વિચારો ઉપર કાટ ચડતાં બહુ ઓછો વાર લાગે છે!

ગયા પત્રમાં ભાવિ દુઃખ દૂર કરવા યોગ્ય છે એ આપણે બુદ્ધિપૂર્વક જોયું. એનું રહસ્ય પણ જોવા યત્ન કર્યો ભાવિની ક્ષણ પ્રાણી માત્ર માટે પ્રભુદત્ત મહાન તક છે-જો ઝડપતાં આવડે તો. ખટ્‌વાંગ રાજાએ ઝડપી હતી. પરીક્ષિતે ઝડપી હતી. અને આથી તેઓનાં નામશેષ પણ ઉદ્ધારક અને પ્રેરક નીવડે છે! સૌએ ઝડપવા જેવી છે! જે કોઇ પ્રમાદ કરશે તેને ઋષિએ સનાતન ભય દર્શાવ્યો છે કે:- न चेद् इह अवेदीत् महती विनष्टिः અનામત છે ગંભિર વિનાશ-જે જાણવા જેવું નથી જાણતો તેને માટે! આથી જાણવા જેવું જાણવાની વેળાએ જ એટલે કે પુત્રાનીમાં જ જાણી લેવું રહ્યું! યુવાની, યોગદ્વારા યોગેશ્વરના દર્શન માટે છે. ઇશ્વરનો આ સંકેત જે

કોઇ જાણે છે તે સંસાર ભોગના લ્હાવા માટે યુવની ન નીચોવે. બાકી બધી રીતે પરવારીને પછી જે જીવનના મહા રહસ્યો જાણવા માટે વલખાં મારે તે દયાજનક હાસ્યરસ રેલાવે છે। શંકરાચાર્યની ભાષામાં કહીએ તો-शुष्के नीरे कः कासारः? પાણી સૂકાય પછી તળાવ કેવું? તો એ ભાવિ દુઃખ-સંસારનું કારણ શું? કેવી રીતે આ પરદેશી તત્વ આપણા ઉપર આક્રમણ કરીને આપણાં મૌલિક ઓજસને ઓલવી નાંખે છે? અર્થાત્ દુઃખ ભરપૂર સંસાર જો હેય ઠર્યો તો તે હેયનું મૂળ કારણ શું? અર્થાત્ અહીં તો મૂળમાં જ હિંગ પૂરવાની ઇચ્છા છે. ડાળપાંદડે વળગવાનો સમય નથી. હેય એવો જે સંસાર તેનું મૂળ ક્યાં? સનાતન સત્ય ઉચ્ચારતાં ભગવાન પતંજલિ ભણે છે કેઃ-

द्रष्टृदृश्ययोः संयोगः हेयहेतुः ॥१७॥

द्रष्टृ०=દ્રષ્ટા અને દશ્યનો જે संयोगः=પરસ્પર સબંધ તે हेयं०=હેય તજવા યોગ્ય જે સંસાર-દુઃખં તેનું કારણ છે.

અર્થાત્ દુઃખનું કારણ છે સંયોગ. કોનો સંયોગ? તો દષ્ટા અને દશ્યનો. તો દષ્ટા એટલે? દષ્ટા એટલે બુદ્ધિનો પ્રતિસવેદી પુરુષ. દશ્ય એટલે બુદ્ધિ વગેરે રૂપે પરિણમેલી પ્રકૃતિ. એ બે વચ્ચેનો સંબંધ એટલે કે સ્વ-સ્વામીભાવ એટલે કે માલિક અને મિલ્કત ભાવનો જે સયોગ તે.

અર્થાત્ બીજી ભાષામાં કહીએ તો દુઃખ માત્રનું મૂળ છે પ્રકૃતિ. પ્રકૃતિ અને પુરુષ વચ્ચેનો માલિક અને મિલ્કત વચ્ચેનો હોય તેવો સંબંધ। આપણે સૌ અનુભવીએ છીએ કે આ દુનિયાના તમામ પદાર્થો જાણે મારે માટે છે। આપણને ભોગની લાલસા છે. અને દુનિયાના પદાર્થો જાણે આપણી એ લાલસાને તૃપ્ત કરે છે। પદાર્થો ભોગ્ય છે એવી આપણને કાંઇક અધ્યપણે સમજ મળી ગઇ છે। આ સમજ બરાબર છે? વિચારીશું તો બરોબર નહીં લાગે। આપણે પદાર્થોના માલિક નથી. પદાર્થો આપણી મિલ્કત નથી। જે જેનું સ્વરૂપ ન હોય તે તેમાં રાચે કેમ? દુનિયાના પદાર્થો આપણું સ્વરૂપ નથી. આપણું સ્વરૂપ દુનિયાના પદાર્થો નથી. બન્ને વચ્ચે ભારે અને ગળથૂંથીનો જ ભેદ છે. એક છે જડ. બીજો છે ચેતન છતાં આવું લાગતું નથી. અને એનું જ નામ ભગવાનની માયા છે। આનું જે જેનું નથી તે તેનું જ છે એમ માનીને વર્તવાની અવિવેકી માત્રને છૂટ છે। કેમકે એમાં સજા થશે તો તે ખોટું માનનારને જ. ઇન્દ્રિયોની પ્રણાલિકા દ્વારા દુનિયાના તમામ પદાર્થો બુદ્ધિમાં પ્રતિબિંબિત થાય છે. આ તમામ સ્વરૂપ પ્રતિબિંબોને બુદ્ધિ, પુરુષ સમક્ષ ધરે છે. પુરુષ અવિવેકને લઇને-બુદ્ધિ

સાર્વેના પોતાના સનાતન કુદતી જ છૂટાછેડા હોવા છતા બુદ્ધિના ભતા થુ પ્રમાણે માની લે છે અને ન્યા તો આનન્દે છે કયા તો વનેપાત કરે છે! અને સસાર પૂર્વવત્ ચાલ્યા કરે છે! અરે! અનન્ત કાળ સુધી હજી ચાલ્યા જ કરશે કેમ વિવેક સર્વજન સાધારણ નથી! આ મૂળથી જ ગેર-સમજૂતીના પાયા ઉપર સસાર અનાદિ કાળથી ચાલી રહ્યો છે! આ ભોક્તા અને ભોગ્યનો અવિદ્યામૂલક-ગેરસમજૂતીમાથી જન્મતો જે ખ્યાલ એજ સયોગ છે અને એ સયોગ જ સસાર દુખેનુ કારણ છે સ્વરૂપની મહાવિસ્મૃતિમાથી એ સયોગગ્રથી બધાઇ જાય છે! અને સ્વરૂપની સદા સસ્મૃતિથી જ એ કાલ્પનિક પણ કેર વર્તાવનારી ગ્રથી કપાઇ જાય છે પ્રકૃતિ મારી ભોગ્ય છે અને હુ એનો ભોક્તા છુ-આ સમજ એનેજ સયોગ એ સયોગનો સદા નિયોગ થાય તોજ યોગ મળે

આ સયોગ સર્વ સાધારણ છે અને એ સર્વ સાધારણ હોઈને જ એમાં રહેલી કલ્પના સૌને જણાતી કે સમજાતી નથી અને આ સયોગ સર્વવ્યાપી હોઈને માનવમાત્રને એમાથી એક સરખી મુક્તિ મળવી જોઈએ વળી આ સયોગ પણ અવિદ્યક અને આથી જ કેવળ કાલ્પનિક હોઇને પ્રાણીમાત્ર અત્યારે પણ મુક્ત જ છે ફક્ત એ મુક્તિને સૌ દઢપણે સમજે એનુ જ કર્તવ્ય છે! આ હેતુ સૌને સમજાઓ એટલુ પ્રાર્થી આજે તો અહીં વિરમીશુ ઘડીઆળ બારની ટકટક કરે છે!

લિ૦ ભાઈના હેતવદન.

---

## (૫૬)

પ્રિય ભાઈશ્રી,

ઘણે દિવસે કુશળ પૂછુ છુ આજે યોગપત્રાવલિ તમારી એવી કલ્પના પણ ન હતી! બપોરની ગાડીએ ગીતામધુ માટે બહાર જવા નિર્ણય કર્યો હતો પણ ગાડી જ ચૂકી ગયો! બપોરના તાપમા ઘરે જવા પણ ઈચ્છા ન થઈ! એક તો સહસ્ત્ર-તાવી નાખે એટલો તાપ-અને બીજુ ઘરે પણ એનોજ! ઘરમાથી બધા મુબઇ જ ગયા છે! એ-નો અને અહીંનો? અને એક'। તો પ્રનુતે પણ ન્હોતુ ગમ્યુ! स एकाकी न रेमे-એવુ ઉપનિષદનુ દર્શન છે આથી સ્ટેશનથી લગભગ એક માઇલ દૂર ઘરે ન ઉપડતા મિત્રોને ત્યાજ બપોરનો બોજ વખત ગાળી નાખ્યો ખાસ કામ કયુ નહીં ઇચ્છા જ ઓછી હતી! આવુ ઘણી વખત થાય છે અને થઈ ગયા પછી પસ્તાવો પણ થાય પણ પછી શુ ગમતુ? 'પાછીની મનોદશા ભય કરે છે!

આળસને ઢાંકવાનો એ સુધરેલો ઉપાય છે નવરા માણસ ન ગમવાને બહાને અનેક ઉપદ્રવ ઉપજાવે છે. અને પરિણામે સમાજમા ગુન્હેગાર વૃત્તિ વિકસે છે! ખેર! ગતે જ લખવાનું ફાવે છે

ગઈ કાલે પ્રકૃતિ અને પુરુષનો અવિવેક સયોગ દુખમય સસારનુ મૂળ છે એ જોયુ પુરુષને–આપણા મૂળ સ્વરૂપને–ભોગ કે મોક્ષ બેમાથી એકે ખપતુ નથી! આપણો આત્મા સ્વય પરિપૂર્ણ છે. નિત્યાનંદિત છે. આપ્તકામ છે સમાપ્તકામ છે. અકામ છે આથી એને પ્રકૃતિજન્ય ભોગની મૂળમા જ જરૂર નથી! ભોગની મીઠાશ પણ એના આનન્દનો જ પડછાયો છે. મોક્ષ પણ એને બહારથી મળતો નથી એ મૂળમા જ મુક્ત છે કેમકે એને બધનનુ કાઈ કારણ નથી! અજવાળુ અધારાથી ઘેરાતુ નથી અને છતા આપણને ભોગ અને મોક્ષની કલ્પનાઓ પરમાર્થ સત્ય હોય એમ લાગે છે! લાગવુ અને હોવુ એ જૂદી ચીજ છે! 'લાગવુ' કેવળ જૂઠ હોઈ શકે છે 'હોવુ' એ વસ્તુસ્વરૂપ છે. આથી સત્ય છે આપણને જે ભોગ અને મોક્ષની તરસ છે તે જ મૂળમા આત્મા અનાત્માના અવિવેકને લઈને છે! આથી એ બેનો સયોગ અકુદરતી છે. વિયોગ કુદરતી છે! યોગ, પ્રકૃતિ પુરુષના સયોગનો વિયોગ કરાવે છે, એ સયોગ પણ સ્વસ્વામી ભાન સ્વરૂપનો છે એટલે કે યોગ્યતાનો સયોગ છે. ભોગ્યમા ભોગ્યત્વની યોગ્યતા છે ભોક્તામા ભોક્તૃત્વને માટે યોગ્યતા છે અને આથી એ બન્ને એકબીજાની દૃષ્ટિએ ભોગ્ય અને ભોક્તા–દૃશ્ય અને દૃષ્ટા બને છે! આ બે વચ્ચેનો આ સયોગ અનાદિ છે એટલે એની પ્રથમતા નથી! સનાતન કાળથી એ ચાલ્યો આવે છે. પણ તેથી તે અનન્ત રહેશે એવુ નથી આત્માને સ્વરૂપની સાચી સમજ આવે એટલે એ સમજ જ આ સયોગ વચ્ચે કાયમનુ ભગાણુ પડાવે છે. અને પછી બન્ને–પ્રકૃતિ અને પુરુષ સ્વસ્થ થઈ જાય છે. અત્યારની માફક પરસ્પરગર્વિત આત્મભાનવાળો રહી શકતા નથી. બસ વ્યક્તિએ કે માનવજાતે સ્વસ્થ જ થવાનું છે જ્યા સુધી પારમાર્થિક સ્વસ્થતા ન આવે ત્યાં સુધી સાચુ જીવન સ્વાસ્થ્ય પણ નહી મળે. આ ધ્રુવ નિયમ છે આપણો પ્રયત્ન એ બન્નેની વચ્ચે વિવેક પૂર્વક વિયોગ કરાવવાનો છે. બન્નેની વચ્ચે તડ પડાવી બન્નેને પોતપોતાના સ્વરૂપમા અવસ્થિત કરવાનો છે. અને એ એ બન્નેના સ્વરૂપજ્ઞાન સિવાય અશક્ય છે. તો એ બે પૈકી જે દૃશ્ય–પ્રકૃતિ ભોગ્ય તેનુ સ્વરૂપ શુ? કાર્ય શુ? પ્રયોજન શુ? આ અમરતી મહામાયા સ્વરૂપે કેવી છે? એની પ્રકૃતિ શી છે? આપણે માટે એનુ અસ્તિત્વ અને દીર્ઘકાળ કયા પ્રયોજનને સાધવાને માટે છે? આ અતિ અગત્યના પ્રશ્નનો ઉત્તર વળતાં ભગવાન પતંજલિ કહે છે –

प्रकाशक्रियास्थितिशीलं भूतेन्द्रियात्मकं भोगापवर्गार्थं दृश्यम् ॥१८॥

**भोगापवर्गार्थं**=સુખદુઃખાત્મક વિષયોનો અનુભવ એટલે ભોગ; વિવેક ખ્યાતિ એટલે અપવર્ગ–મોક્ષ. એ બે છે પ્રયોજન જેનાં તેવું **भूतेन्द्रियात्मकं**= પૃથ્વીથી માંડી તે ગંધ તન્માત્ર સુધીનાં દશ સ્થૂલ સૂક્ષ્મ ભૂતો, કાનથી માંડી- તે મહત્તત્ત્વ–બુધ્ધિ તત્ત્વ પર્યન્તની ઇન્દ્રિયો એ છે આત્મા એટલે કે પોતાનાથી અભિન્ન પરિણામ જેનું તેવું **प्रकाश०**=જ્ઞાન પ્રકાશ અને ભૌતિક પ્રકાશ એટલે પ્રકાશ, સત્વગુણ; યત્ન અને ચલન એટલે ક્રિયા. રજોગુણ; પ્રકાશ અને ક્રિયાનો પ્રતિબંધ એટલે સ્થિતિ-તમોગુણ. આ ત્રણ–પ્રકાશ, ક્રિયા અને સ્થિતિ છે સ્વભાવ અનુક્રમે જે સત્વાદિ ત્રણ ગુણોનો તેવું તે **दृश्यम्**=દૃશ્ય છે.

અર્થાત્ દૃશ્ય એટલે પ્રકૃતિ. પ્રકૃતિ એટલે સત્વ, રજસ અને તમસની સમવિષમ અવસ્થા. સૃષ્ટિકાળે એ ત્રણે ગુણો વિષમાવસ્થામાં હોય છે. પ્રલયકાળે સમ અવસ્થામાં હોય છે. અર્થાત્ સૃષ્ટિ એટલે ગુણવૈષમ્ય. પ્રલય એટલે ગુણસામ્ય. આ પ્રકૃતિ પરમાત્માની અચિન્ત્ય શક્તિ છે. એ ત્રિગુણાત્મિકા છે. તે પૈકી પ્રકાશ સત્વગુણનો સ્વભાવ છે. સૂર્યાદિ ભૌતિક જ્યોત કે બુધ્ધિ વગેરેની વૃત્તિજ્ઞાનરૂપી જ્યોતિ એનું સ્વરૂપ છે. ચલન-યત્ન-ચેષ્ટા-હીલચાલ એ રજોગુણનો સ્વભાવ છે. પ્રકાશ અને ક્રિયાનું સ્તંભન કરવું એ તમોગુણનો સ્વભાવ છે. આજની પરિભાષામાં સત્વગુણ એ ઉષ્ણતા શક્તિ, રજોગુણ એ ગતિ શક્તિ, તમોગુણ એ આકર્ષણ શકિત. બસ. આ ત્રિગુણાત્મિકા મહામાયા પ્રકૃતિ શકિત પરમાત્માની ઇશ્વરીય નિર્માણાદિ શક્તિ છે ઇશ્વમાત્રમાં કાર્ય કરતી આ મહામાયાનું ભગવાને ગીતાના ૧૪મા અધ્યાયમાં સરસ નિરૂપણ કર્યું છે। ભગવાનની પરિભાષામાં પ્રકાશ, પ્રવૃત્તિ અને મોહ–એજ ત્રિગુણનું સર્વના અનુભવમાં આવે એવું સ્વરૂપ છે.

આ મહામાયા, ઇશ્વરીય સૃષ્ટિ સંકલ્પ દ્વારા, જીવના કર્માનુસાર, ૫ચ મહાભૂત, પંચ સૂક્ષ્મભૂત તથા અંતર કે બહિઃ ઇન્દ્રિયો રૂપે પરિણમે છે અર્થાત્ પૃથ્વી, જલ, તેજ, વાયુ, આકાશ, શબ્દ, સ્પર્શ, રૂપ, રસ, ગંધ પાંચ જ્ઞાનેન્દ્રિય, પાંચ કર્મેન્દ્રિય, અગીઆરમું મન, અહંકાર અને બુદ્ધિરૂપે પરિણમે છે. આ એનું કાર્ય છે। વ્યષ્ટિ અને સમષ્ટિના શરીરથી માંડીને બુધ્ધિ પર્યન્તના તમામ પદાર્થો એ ત્રિગુણાત્મિકા માયાનું પરિણામ છે અને કાર્ય કારણથી ભિન્ન નથી હોઈ શકતું. કારણની જ અવસ્થા વિશેષ તે કાર્ય છે. આથી આ પૃથ્વીથી માંડીને તે બુદ્ધિ સુધીનાં કાર્યો એ પ્રકૃતિનો જ પોતાનાથી ભિન્ન નહીં એવો પરિણામ વિશેષ–અવસ્થા વિશેષ છે.

આ ભૂતેન્દ્રિયાદિ રૂપે વર્તી રહેલી ત્રિગુણાત્મિકા પ્રકૃતિનું પ્રયોજન શું? અર્થાત્ એની આ પ્રકૃતિ પાછળનો પ્રેરક હેતુ શો? ભોગ અને અપવર્ગનું જીવમાત્રને દાન દેવું એ એની અસ્તિનું પ્રયોજન છે. ભોગ એટલે સુખદુઃખનો અનુભવ. અપવર્ગ એટલે કેવળ ભાવ-મોક્ષ. પ્રાણી માત્રના અનુભવ માત્રને જો છેવટની અસરની દૃષ્ટિએ તપાસીશું તો તે કાં તો સુખદાયી કે કાં તો દુઃખદાયી જ હશે. પરિણામે અસરની દૃષ્ટિએ જ પ્રયોજન નક્કી થાય. અર્થાત્ પ્રાણીમાત્રને સુખદુઃખનો અનુભવ આપવા માટે પ્રકૃતિની અસ્તિ છે. ભોગથી કંટાળે ત્યારે તેમાંથી છૂટવાનો ઉપાય શોધે આ ભોગની ચૂડમાંથી છૂટવાનો એક માત્ર ઉપાય વિવેક જ્ઞાન છે. એટલે કે આત્મા અને અનાત્માની ભિન્નતાનું દૃઢ જ્ઞાન છે. એ વિવેક જ્ઞાન પણ સાત્વિક વૃત્તિ વિશેષ જ છે એટલે એટલે કે પ્રકૃતિની જ બનાવટ છે. પણ એ પ્રકૃતિ અને પુરુષને એકબીજાથી અલગ પાડતી હોઇને અને છેવટે પુરુષને સ્વમહિમામાં પ્રતિષ્ઠિત બનાવતી હોઇને એને અપવર્ગ કહે છે. અપવર્ગ એટલે મોક્ષ : **अपवृज्यते=कैवली क्रियते अनेन इति अपवर्गः**–અર્થાત્ જે કેવળ–એકાકી–અમિશ્રિત કરી મૂકે તે અપવર્ગ. પ્રકૃતિ સાથે પુરુષની ભેળસેળ થઇ થઇ ગઇ છે, આ પ્રકૃતિની ભૂલભૂલામણીમાંથી પુરુષને એકાકી, કેવળ, એક અને અદ્વિતીય રાખતી જે વૃત્તિ તે મોક્ષ. આમ મોક્ષ પણ પ્રકૃતિનો જ છે. ભોગ પણ પ્રકૃતિનો જ છે! પુરુષે તેને પોતાના ઉપર 'વ્હોરી' લીધો છે. આરોપી લીધો છે. અને એ આરોપિત અવસ્થામાં પોતાને ભોગી અને અપવર્ગેચ્છુ માને છે! અર્થાત્ આત્મા સ્વરૂપે જ ભોગાસ્પૃષ્ટ અને મુક્ત છે. ભોગ અને અપવર્ગનો એના ઉપર આરોપિત સદ્ભાવ છે! જય અને પરાજય જેમ યોદ્ધાઓના જ હોય છે પણ રાજા ઉપર તેનો આરોપ થાય તેમ ભોગ અને મોક્ષ યદ્યપિ છેવટે તો બુદ્ધિનો જ છે પણ તેનો આરોપ તેટલો પુરુષ ઉપર થાય છે. આમ તત્ત્વજ્ઞાનાદિ પણ વૃત્તિરૂપ હોઇને પુરુષને તેમની સાથે લાગતું વળગતું નથી. બસ. ભોગ અને અપવર્ગ આપવાં એ પ્રકૃતિનું પ્રયોજન છે.

તો આ સૂત્રનું રહસ્ય શું? રહસ્ય એ કે પ્રાણીમાત્ર મુક્ત જ છે. કોઇ આ સંસારમાં સ્વરૂપે બધ્ધ કે મુક્ત નથી. બંધ અને મોક્ષ આપણી અણસમજને લઇને આપણામાં આપણે લાદીએ છીએ. આપણે સ્વરૂપે સદા રહેનાર, શુદ્ધ, બુધ્ધ અને મુક્ત સ્વભાવ જ છીએ. આટલું જાણવું અને એ જાણવા પ્રમાણે જીવનને વળાંક આપવો એટલું જ સૌનું એકમાત્ર કર્તવ્ય છે. દૃશ્યમાત્ર સર્વ સાધારણ છે. જીવમાત્રને માટે એક સરખાં પ્રયોજનવાળું છે. સૌનાં શરીરાદિમાં પણ પ્રકૃતિનાં તે તે તત્ત્વો જ ભરેલાં છે. અને આથી

પ્રાણીમાત્રમા જેમ આત્મદૃષ્ટિએ તફાવત નથી તેમ પ્રકૃતિ દૃષ્ટિએ પણ મૂળમાં તફાવત નથી. ત્રિગુણનું વત્તાઓછા પ્રમાણમાં સૌનામાં મિશ્રણ છે. અને ત્રિગુણ આપણુ મૂળ સ્વરૂપ નથી તો ત્રિગુણની વત્તીઓછી માત્રા એ વિષમતાના પ્રસાર માટેનું કારણ નથી. પ્રાણીમાત્રમા રહેલી મૌલિક એકતા અને કુદરતી વિવિધતાના સાચા મૂલ્યાંકન આ સૂત્ર આપણને શીખવી શકે—જો એને એના મૂળ રૂપે સમજીએ તો. બસ. દૃશ્યનું સ્વરૂપ, કાર્ય અને પ્રયોજનનો જાણકાર સ્થિતપ્રજ્ઞ થઈ જાય. અને આ કાંઈ નાની સૂની વાત છે! માનવજાતિ જો આ વિવેકને અપનાવે અને સમાજ કે સંસ્કૃતિના પાયામાં એને રાખે તો ભાવિ વિશ્વરચના સરળ થઈ જાય ઠીક તો આજે અહીં જ.

લિ. ભાઈના હેતવંદન.

---

# (૫૭)

**પ્રિય ભાઈશ્રી,**

અનેક સ્નેહીઓના પત્ર આવે છે તેમાં પૂછાવે છે કે અત્યારે તો રજા છે એટલે યોગપત્રાવલિ વગેરેનું લખાણુ ઠીક ઠીક ચાલતુ હશે! આવુ હોવુ જોઈએ એ કબૂલ પણ આ "જોઈએ" શબ્દ જ ભયંકર નથી? જે *જગતમાં આપણે જીવવાનુ અને વર્તવાનુ રહ્યું છે તેની રચના જ એવી છે* કે જેથી આપણુ "જોઈએ" એ જડતુ જ નથી! 'જોઈએ' એટલે આદર્શ. 'છે' એટલે વસ્તુસ્થિતિ! આદર્શ તો ક્ષિતિજ જેવો છે. પાસે જાઓ જાઓ ને આઘે સરકે! આવી રતુ એમ લાગે ને લાખો ગાઉ દૂર ને દૂર જ હોય! "આમ હોવુ જોઈએ" મા રહેલી ભવ્યતા સમજાય એવી છે. છે તે ઠીક નથી એવો એમાં રહેલો ઠપકો અને આત્મસુધાર તરફનુ વલણ પ્રશંસનીય છે. પણ 'જોઈએ' અને 'છે'ની વચ્ચે જ પુરુષાર્થનુ અપાર ક્ષેત્ર છે 'છે' તે જ્યારે 'જોઈએ' તેવું થાય ત્યારે જ વિકાસ પૂર્ણ બને. ત્યારે જ આત્માને ચેન કે કળ પડે. આથી 'જોઈએ' શબ્દના બહુમૂલ્ય અંકાયા હશે. બાકી વસ્તુસ્થિતિ એનાથી ઉલટી જ છે! સંસારના પ્રચંડ તાપમા જેમ જીવન તેમ આજકાલના ઉગ્ર તાપમા વખત લગભગ એમ જ જાય છે! ધારું છુ તેટલુ નથી જ લખી શકાતુ. એ કબૂલાત કરતા શો સંકોચ? અધ્યાત્મ જીવન તો પાપનો પણ પ્રસન્ન હૈયે એકરાર માગે આથી 'જોઈએ'ને સ્મારક તરીકે સ્વીકારી માનવે થાય

તેટલું 'છે'માં આગળ જવું ! એ દષ્ટિએ વિચ્છિન્નાવસ્થાના કલેશની પેરે, જ્યારે જ્યારે લખવાનું સ્હેજ દીલ થાય ત્યારે તેટલું નિમિત્ત મળતાં પ્રકટ કરવું રહે છે !

ગઈ કાલે આપણે દશ્યના સ્વરૂપનું આલોચન જોયું. તેના કાર્યોનું નિરૂપણ ભાળ્યું. તેના પ્રયોજન વિષે નિઃશંક થવા યત્ન કર્યો. હવે એ દશ્ય—ત્રિગુણાત્મિકા પ્રકૃતિના વિકારો—કેટલી અવસ્થા વિશેષમાં પ્રકટ થઈ શું કાર્ય કરે છે તે જાણવું રહે છે. એ જણાવતાં પતંજલિ ભણે છે.—

**विशेष-मविशेष-लिंगमात्र-अलिंगानि गुणपर्वाणि ॥ १९ ॥**

**વિશેષ**.=આકાશાદિ પાંચ મહાભૂતો પાંચ જ્ઞાનેન્દ્રિયો, પાંચકર્મેન્દ્રિયો અને ઉભયાત્મક ઇન્દ્રિય રૂપી મન—આ સોળ વિકારો તે વિશેષ; પાંચ સ્થૂલભૂતો—તન્માત્રાઓ અને શ્રોત્ર વગેરે અગીઆર ઇન્દ્રિયોના કારણરૂપ અહંકાર—આ છ તે અવિશેષ; તન્માત્રાઓ અને અહંકારના કારણરૂપ મહત્તત્વ તે લિંગમાત્ર અને એ મહત્તત્વનું પણ કારણ ત્રિગુણાત્મિકા પ્રકૃતિ તે અલિંગ બસ આ ચાર **गुणपर्वाणि** સત્વ રજ અને તમોગુણના પર્વો—ગાંઠો—અવસ્થા વિશેષ છે.

અર્થાત્ આ સૂત્રના શબ્દો કેવળ પારિભાષિક છે. પ્રશ્ન એ છે કે ત્રિગુણાત્મિકા પ્રકૃતિના કયા કયા વિકારો છે? કયા કયા રૂપે એ દશ્ય છે? બસ. એ પ્રશ્નના જવાબ રૂપે આ સૂત્ર છે. દુનિયાના તમામ સ્થૂલ સૂક્ષ્મ પદાર્થોનો આટલામાં સમાવેશ થઇ જાય છે. તે પૈકીના "વિશેષ" પદાર્થો કયા? એમની વિશેષતા તે શી? તો વિશેષ શબ્દ અહીં પંચ મહાભૂતો, અને અગીઆર ઇન્દ્રિયોનો વાચક છે એમ સમજવું. આકાશ, વાયુ, તેજ, પાણી, પૃથ્વી એ પાંચ ભૂતો કાન, ચામડી, આંખ, જીભ અને નાસિકા એ પાંચ જ્ઞાનેન્દ્રિયો. ઇન્દ્રિય એટલે ઇન્દ્ર=જીવાત્માનું ચિહ્ન એટલે કે જીવાત્મા છે એ બતાવનારું લક્ષણ અર્થાત્ જીવના બાહ્ય જગતના આકાશાદિ પદાર્થોના શબ્દાદિ ગુણોને જાણવાના સાધન તે જ્ઞાનેન્દ્રિય. તેજ મુજબ પાંચ કર્મેન્દ્રિય તે વાક્, હાથ, પગ, ગુદેન્દ્રિય અને જનનેન્દ્રિય. જ્ઞાનેન્દ્રિય સાથે જ્ઞાનેન્દ્રિય બનતું અને કર્મેન્દ્રિય સાથે કર્મેન્દ્રિય થતું મન એ અગીઆરમી ઇન્દ્રિય છે. આ સોળ પદાર્થને યોગની પરિભાષામાં વિશેષ કહેવામાં આવે છે. શાન્ત ઘોર મૂઢતારૂપી વિશેષ ધર્મોથી ખચિત હોઇને એમને વિશેષ કહેવામાં આવે છે. અગર તો એમ સમજો કે આ સોળે પદાર્થો સદા કાર્ય રૂપેજ હોય છે. કોઇ તત્વાન્તરની ઉત્પત્તિનાં કારણરૂપ બનતાં નથી. આથી જે કોઇ બીજાનાં

કાય છે પણ પાત કાઇના કારણ નથી તેને સાંખ્ય અને યોગની પરિભાષામાં વિશેષ કહે છે અગીઆર ઇન્દ્રિયો અહંકારના સત્વપ્રધાન અંશમાંથી પેદા થાય છે. પંચ મહાભૂતો પંચ તન્માત્રામાંથી જન્મે છે આમ એ પદાર્થો કોઈ બીજા પદાર્થોમાંથી ઉદ્‌ભવે છે પણ બીજા કોઇ તત્ત્વાન્તરના સ્વયં કારણરૂપ થતા નથી આથી એમને વિશેષ-કાર્યમાત્ર કે વિકાર એમ અહીં કહેવામાં આવે છે.

શબ્દ તન્માત્રા, સ્પર્શતન્માત્રા, રૂપ તન્માત્રા, રસતન્માત્રા અને ગંધ તન્માત્રા એ પાચ સૂક્ષ્મ ભૂતો કહેવાય છે. 'તન્માત્ર' એટલે 'ફક્ત તે.' એટલે કે દરેક મહાભૂતની મૂળ અમિશ્રિત અવસ્થા. આપણી સમક્ષ જે આકાશાદિ પાંચ મહાભૂતો જણાય છે-તે તે ઇન્દ્રિયો દ્વારા પકડાય છે તે પાંચે મિશ્રિત અવસ્થામાં હોય છે તે પાંચની જે અમિશ્રિત કેવળ અવસ્થા તેને તન્માત્ર કહેવામામાં આવે છે. આ પંચ તન્માત્રાઓ પંચ મહાભૂતોનું કારણ છે. અને સાંખ્ય શાસ્ત્રની પ્રક્રિયા અનુસાર એ અહંકારના તમઃ પ્રધાન અંશમાંથી ઉદ્‌ભવે છે. યોગની પ્રક્રિયા અનુસાર એ પાંચે અહંકારના જ નાનાં ભાંડુઓ અને મહત્તત્વના ફરજંદો છે એમ મનાય છે આ પાંચ તન્માત્રાઓ અને અહંકાર અવિશેષ કહેવાય છે એટલે કે આગલા સોળ પદાર્થોના કારણરૂપ મનાય છે. સત્વગુણની શાંતતા-રજોગુણની ઘોરતા કે તમોગુણની મૂઢતા એમાં સ્પષ્ટ પકડાતી નથી માટે કહો કે તે અવિશેષ છે. અગર તો એ એક બાજુથી આકાશાદિનાં કારણ છે તેથી અવિશેષ છે એમ માનો.

સમષ્ટિ બુધ્ધિ-મહત્તત્વને લિંગમાત્ર કહેવામાં આવે છે. એ બુધ્ધિમાંથી અહંકારાદિ તમામ તત્વો જન્મે છે. એ બુધ્ધિ પણ એના કારણરૂપ પ્રકૃતિમાં લીન થઈ જતી હોઇને તેને લિંગમાત્ર કહેવામાં આવે છે.

અને એ બધાંયના મૂળ કારણ રૂપ, પણ સ્વયં કારણરહિત જે ત્રિગુણાત્મિકા પ્રકૃતિ તેને અલિંગ કહેવામાં આવે છે. એ ક્યાંયે લય પામતી નથી. પ્રલય કાળમાં પણ તેની સરૂપ પરિણામ પરંપરા ચાલ્યાજ કરે છે.

આમ મૂળ પ્રકૃતિ, બુદ્ધિ, અહંકાર, પાંચ તન્માત્રાઓ, અગીઆર ઇન્દ્રિયો અને પાંચ સ્થૂલ મહાભૂતો-આટલાં ચોવીસ તત્વોજ આ જગતમાં છે. પાંચ મહાભૂતોથી માંડીને તે પ્રકૃતિ સુધીના તમામ પદાર્થો પ્રત્યક્ષાદિ પ્રમાણોથી સાબિત થઈ શકે છે એટલું જ નહીં એમાં કોણુ કોનું કાર્ય અને કોણુ કોનું કારણ એ પણ પ્રમાણપૂર્વક સ્થાપિત થઇ શકે છે. અને આ ઉપરાંત વિશ્વભરમાં એક પણ પદાર્થ નથી-સિવાય કે ચેતન આત્મા.

પ્રકૃતિ સહિત ચોવીસ બુદ્ધયાદિ તત્ત્વો અને પચ્ચીસમો પુરુષ–આ પચ્ચીસ તત્વોનો જે પ્રયોજનપૂર્વકનો મેળો–મહાસંમેલન તેજ વિશ્વ ! તેમાં પણ વિકારોને–કાર્યોને–કારણની જ અવસ્થા વિશેષ માનીએ એટલે ચોવીસ તત્વોમાં પણ છેવટે કાર્યકારણ ભાવની દૃષ્ટિએ પ્રકૃતિ જ મૂળ તત્વ ગણાય. આથી છેવટે બેજ તત્વો આ દુનિયામાં છે. એક પુરુષ, બીજુ પ્રકૃતિ. અને હજી સ્હેજ આગળ વધીએ તો બે તત્વો પણ જગતમાં નથી. એકજ તત્વ છે અને તે પુરુષ–ચેતન–સચ્ચિદાનંદ સ્વરૂપ પરમાત્મા જ એક માત્ર અદ્વિતીય અજોડ–અપ્રતિમ–અનન્ય–અતુલ્ય–અખંડ તત્વ છે. પ્રકૃતિ પણ પરમાત્માની શક્તિ સ્વરૂપેજ છે. એમાં પરમાત્માનો ફક્ત સત્તા અંશ તેટલોજ જોવામાં આવે છે. જીવાત્મામાં સત્તા અને ચિદંશ જોવામાં આવે છે. પરમાત્મામાં સત્, ચિત્ અને આનન્દ એ ત્રણે અંશો વિદ્યમાન છે અને આથી જ કેવળ સત્તામયી પ્રકૃતિથી જીવને ચેન નહીં પડે. સત્તા તો જીવમાં પણ છે. પોતાનામાં પણ એને ચેન નહી પડે કેમકે એનામાં પ્રકૃતિ કરતાં ચિદંશ વધારાનો છે. પણ આનન્દ અંશ અપ્રફુટ છે. અને આથી જ એનામાં ખૂટતા આનન્દ અંશને પ્રાપ્ત કરવા એના પ્રયત્ન છે. યોગદ્વારા એ નિરોહિત અંશ પ્રકટ થાય છે. પરમાર્થ દૃષ્ટિએ પ્રકૃતિ પણ પુરુષ સ્વરૂપ જ છે પણ તે તો છેક છેવટની મજલે. જડનો શાસ્ત્રીય અર્થ મંદતમ ચેતન એટલો જ થાય છે–જેમ અંધકાર એટલે પ્રકાશનું મન્દતમ સ્પન્દન–જેમ ઠંડી એટલે અતિ ઓછી ગરમી તેમ જડ એટલે અતિ અસ્પષ્ટ અનુદ્‌ભૂત ચેતન. કેવલાદ્વૈતની કેડી અહીંથી શરુ થાય છે અને તે પ્રમાણપૂર્વક સાબિત થઇ શકે છે. પણ તે આપણો અહીં વિષય નથી. આ વિશેષાદિ તત્વોની શાસ્ત્રીય ચર્ચા જ આપણો અહીં વિષય છે. અર્થાત્ પ્રકૃતિનો જ વિસ્તાર તે બાકીનાં ત્રેવીસ તત્વો. અને સૌમાં ઓછાવત્તા પ્રમાણમાં આજ તત્વો કામ કરી રહેલાં છે. એક વાત અહીં લક્ષમાં રહો. પ્રકૃતિ, પ્રધાન, અવ્યક્ત, અલિંગ વગેરે નામો તેટલાં જ જૂદાં છે ! પણ વસ્તુ એક જ છે. ત્રણ ગુણોની સામ્યાવસ્થા એટલે પ્રધાન એટલે કે પ્રલયાવસ્થા અને એ ત્રણે ગુણોની પરમાત્માના ઇક્ષણથી જીવમાત્રના કર્માનુસાર જે વિષમાવસ્થા તેજ સૃષ્ટિ. એટલે કે વિશેષ–અવિશેષ અને લિંગમાત્ર–ટૂંકમાં દેખાતી અનન્ત અપાર સૃષ્ટિમાં મૂળમાં ત્રણ ગુણો જ છે. અને તે સત્વ રજસ્ અને તમસ્. એ ત્રણ ગુણોની પ્રયોજન પૂર્વકની અવસ્થા વિશેષ તે વ્યક્તિ અને સમષ્ટિગત સૃષ્ટિ છે. પ્રયોજન એટલે ભોગ અને અપવર્ગ. પુરુષના–દરેક જીવાત્માના ભોગ અને અપવર્ગને સાધવાને માટે જ પ્રકૃતિની આ વિષમ અવસ્થા છે. પ્રકૃતિની વિષમાવસ્થા ટાળી તેને સમ અવસ્થામાં રહે એવું કરવું અને જાતે જાતમાં

નાચતો આવ્યો છે. તે પીવડાવે એટલું પાણી પીતો આવ્યો છે. તેના હાસ્યે હસતો, રુદને રડતો, ભ્રૂવિલાસે મલકાતો, ભ્રૂભંગે કરમાતો આવ્યો છે। માયાની માધુરીભરી ગોદમા-સોડમા સૂઇ સૂઇને એ સ્વરૂપ વિસર્યો છે. વીસરેલાને યાદ દેવરાવવી, ભૂલેલાને રસ્તો દેખાડવો, ગતાધિળાને દૃષ્ટિદાન દેવા એ તો મહાપુરુષોનુ જીવનવ્રત છે. ભગવાન પતંજલિ એ મહાપુરુષોની હારમાના એક છે. અવસ્થાઓ સહિત દૃશ્ય પ્રકૃતિનું સ્વરૂપ દર્શાવી હવે આપણુ-દ્રષ્ટાનુ-પુરુષનુ-ભાન ભૂલેલાનુ-માયાની ભુલભુલામણીમાં ભચકાતાનું મૂળ સ્વરૂપ બતાવતા કહે છે:—

द्रष्टा दृशिमात्रः शुद्धः अपि प्रत्ययानुपश्यः ॥ २० ॥

द्रष्टा-દ્રષ્ટા જોનારો પુરુષ दृशिमात्रः-કેવળ જ્ઞાન સ્વરૂપ છે, અને शुद्धः अपि-શુધ્ધ છતા પણ प्रत्ययानुपश्यः=બુધ્ધિની વૃત્તિને અનુસરીને જોનારો છે।

અર્થાત્ દ્રષ્ટા એટલે કે દૃશ્ય પ્રકૃતિને જોનારો પુરુષ કેવળ ચેતન સ્વરૂપ છે અર્થાત્ આપણું સ્વરૂપ છે કેવળ ચેતન. આપણે કેવળ જ્ઞાન સ્વરૂપ છીએ આ જ્ઞાન તે બુદ્ધિની વૃત્તિ સ્વરૂપ જ્ઞાન નથી. અર્થાત્ બુદ્ધિની વૃત્તિ પરપરા રૂપી જે જ્ઞાન તે તો વૃત્તિ છે. આપણે તો એ વૃત્તિના પણ પ્રકાશક છીએ ટૂંકમાં આપણુ સ્વરૂપ અનન્ય પ્રકાશ્ય-સ્વપ્રકાશ અને અન્ય પ્રકાશક છે આપણને કોઇ અજવાળતુ નથી. આપણે જાતે જ જાતને અજવાળીએ છીએ આપણે સ્વયંજ્યોતિ છીએ. અને આપણામાં રહેલી એ સ્વયંજ્યોતિને પ્રકાશવા માટે આપણે કોઇ બીજી જ્યોતિની અપેક્ષા નથી. આનું નામ અનન્ય પ્રકાશ્ય અને સ્વપ્રકાશ છે. એ ઉપરાંત આપણું સ્વરૂપ અન્ય પ્રકાશક છે. અર્થાત્ જે વૃત્તિજ્ઞાન આપણુ સ્વરૂપ નથી, કેમકે વૃત્તિઓ તો ક્ષણ પરિણામી છે. એ ક્ષણ પરિણામી વૃત્તિઓના ઉદય અને અસ્તના અધિકારી પણ આપણે રહી જતા નથી આ અખંડ પ્રકાશના એજ આપણું સાચું સ્વરૂપ છે. પ્રતિક્ષણે બદલતુ જ્ઞાન એ આપણું સ્વરૂપ નથી. પણ એ બદલાતાં જ્ઞાનને પણ જે અખંડપણે પ્રકાશિત કરે છે. અને અપરિણામી રહીને જે પરિણામી વૃત્તિઓને એક સરખી રીતે અજવાળે છે તે જ્ઞાન સ્વરૂપ સ્વરૂપ છે એ જ ચેતન આપણુ સ્વરૂપ છે અને એજ

વાત "द्रशिमात्रः" માં યોગસૂત્રકાર કહેવા માગે છે. સૂત્રમાંનો "માત્ર" શબ્દ એ સૂચિત કરે છે. માત્ર એટલે ફક્ત ફક્ત જ્ઞાન જ. એટલે કોઈપણ કાર્યકારણભાવ વિનાનું–ધર્મો સિવાયનું જે જ્ઞાન તે આપણું સ્વરૂપ છે. આમ સ્વરૂપે આપણે શુધ્ધતમ–અમિશ્રિત ચેતન સ્વરૂપ છીએ. આપણે દ્રષ્ટા છીએ. તો દ્રશ્યની સાથે આપણો સંસર્ગ નથી એમ જ સિધ્ધ થાય. વાત બરોબર છે. દ્રશ્ય સાથે આપણો પોતાનો યોગ કે સંસર્ગ નથી જ. કેમકે દ્રશ્ય અશુદ્ધ છે. આપણે શુદ્ધ છીએ. શુદ્ધ અને અશુદ્ધ–પુરુષ અને પ્રકૃતિની વચ્ચે સ્વરૂપે સંબંધ નથી જ. અને એટલું જ જાણવું એ આ શાસ્ત્રનું મુખ્ય પ્રયોજન છે. જો આમ જ છે તો પછી આપણામાં આ દ્રષ્ટાપણું આવ્યું ક્યાંથી? દ્રશ્યના સંસર્ગ સિવાય દ્રષ્ટાપણું સંભવે નહીં. કેમકે દ્રષ્ટાપણું દ્રશ્ય સાપેક્ષ છે. એ વાત પણ યોગ્ય છે અને અહીં જ સૌ ભૂલનું મૂળ શરુ થાય છે. દ્રષ્ટા કેવળ જ્ઞાન સ્વરૂપ છે. શુદ્ધ છે. એટલે કે વૃત્તિજ્ઞાનનો મૂળમાં એ આશ્રય નથી. છતાં એ દ્રષ્ટા થાય છે તે બુદ્ધિ સાથેના તાદાત્મ્યને લઈને. બુદ્ધિરૂપી દર્પણમાં પુરુષ પ્રતિબિંબિત થાય છે. પદાર્થો બુદ્ધિસ્થ હોય છે. અને બુદ્ધિમાં પ્રતિબિંબિત ચેતન જાણે બુદ્ધિસ્થ પદાર્થો સાથે સંબંધવાળું થતું હોય એવું લાગે છે. અર્થાત્ બુદ્ધિ અને પુરુષ વચ્ચેના સ્વરૂપ ભેદના અવિવેકને લઈને બુદ્ધિની વૃત્તિ સાથે તદ્રૂપ થઈ જતો પુરુષ દ્રષ્ટા બને છે. આ દ્રષ્ટાપણું એના–બુદ્ધિ સાથેના પુરુષના–ભેદજ્ઞાનના અભાવને લઈને જ આરોપિત છે. બાકી સ્વરૂપે તો પુરુષને દ્રષ્ટાપણું નથી જ. બુદ્ધિ સાથેની એની ધાલમેલને લઈને–તદ્રૂપતાને લઈને એના ઉપર એ દ્રષ્ટત્વનું આરોપણ કરી લે છે. આથી આ પુરુષ બુધ્ધિના–પ્રકૃતિના નાચે નાચતો હોય છે. આથી સ્વરૂપે કેવળ જ્ઞાનમાત્ર અને શુધ્ધ–પ્રકૃતિથી અસ્પૃષ્ટ હોવા છતાંય પુરુષને આ દ્રષ્ટા અને દ્રશ્યપણાની ઝંઝટ લાગે છે. અવિવેકનો કેટલો ભયંકર સીતમ હોય છે તે આ સૂત્ર ઉપરથી જણાશે. સ્વરૂપના વિસ્મરણમાં કેવી ભવોભવની યાતના ભોગવવી પડે છે તેનો અહીં ઉલ્લેખ છે. જ્ઞાનમાત્ર ચેતનની શુધ્ધ ક્રિયા છે. પણ અવિદ્યાને લઈને એણે પોતાના ઉપર કેવી કેવી કલ્પનાઓ લાદી છે તે આના ઉપરથી સમજી શકાશે. મૂળમાં પ્રાણીમાત્રનું સ્વરૂપ એકસરખું–સર્વત્ર અવિરામ છે. છતાં ગેરસમજને લઈને સૌ

પોતાને બીજાથી જૂદા માનીને કેવી ભેદગથી વિકૃતિઓ ઉપજાવી શક્યા છીએ?
સૌમા રહેલા મૌનિ- અવિરોધના દર્શન કરી તેના ઉપર સસ્કૃતિના સર્જનના
પાયા માડવાનો વખત શુ હજીએ નથી આવ્યો? આ દષ્ટિએ આપણે સૌ
સૌ રીતે એક છીએ અજ્ઞાન પણ સૌમા સમાન છે જ્ઞાન પણ સૌમ
સમાન છે મૌ પ્રકૃતિના જ સમવિષમ આવિષ્કારો છે દરેક સમવિષમ
પ્રકૃતિના આવિર્ભાવમા દષ્ટાનુ પણ સ્વરૂપે એકત્વ છે! ચોવીસ કરતા કોઈને
કને કશુ વધારે નથી! આ અદર રહેલો આત્માનો અવિરોધી સમન્વય
જ્યા સુધી આપણે નહીં ભાળીએ–નહીં સ્વીકારીએ–વર્તનમા ઉતારવાને આગ્રહે
નહીં બનીએ–ત્યા સુધી માનવજાતના યુગે યુગે એકના એક જ પ્રશ્નો જૂદ
જૂદા સ્વરૂપે આવીને આપણને પજવવાના છે આથી આ સર્વધર્મ
સમન્વયની–સર્વ સસ્કૃતિના સમન્વયની–સૌમા રહેલા તાત્વિક અવિરોધને
સૌમા રહેલ મૌલિક સામ્યની દષ્ટિ હવે તો આપણે સ્વીકારવી જોઈએ
ગેરસમજૂતીને લઈને અમસ્તુ દુખી તો માણસ જ થાય! ભાઈ! વે
વધારવા કરતા વહાલ જ વધારવુ ઘટે એ આનો–આ સૂત્રનો મર્મ સમજું
સમજાશે આપણને સમજાઓ આગળ હવે પછી કુશળ હશો એજ

નિ૰ **ભાઈના હેતવદન.**

# (૫૯)

પ્રિય ભાઈશ્રી,

બપોરે એક પત્ર લખ્યો. ગમે તે નિમિત્તે અને સાચે જ મહર્ષિની સંગતિ હૃદયશોધક નીવડે છે. ચિત્ત પાવન નીવડે છે. બપોરનો પત્ર પૂર્ણ કર્યા બાદ એક સ્નેહીને ત્યાં ગયો. રાતે દસ વાગી ગયા! મોડું થયું કેમકે ત્યાં પણ સત્સંગની જ વાતો હતી! પરિણામે યોગનો નશો જ કહોને–એ પણ માદક જ છે ને!–હજી ઉતર્યો નથી અને એ હૃદયની પ્રફુલ્લ અવસ્થા સદા ટકતી હોત તો? પણ ખેર! જે પ્રકૃતિના ક્ષેત્રમાં આપણે વર્ત્તવાનું છે તે સ્વરૂપે જ ક્ષણે ક્ષણે બદલાય છે: એટલે એક એકલા અને અટૂલા આત્માને છોડીને કોઈ વસ્તુ સદાને માટે એક જ સ્વરૂપે ટકતી નથી. આ કુદરતનો મહાસુંદર નિયમ છે! જો વસ્તુમાત્ર પરિવર્તનશીલ ન હોત તો જગતની સુંદરતા મરી ગઈ હોત. જગતમાં કંટાળા સિવાય બીજું કાંઈ ન હોત. એટલે ભગવાને સૃષ્ટિ ઉપજાવતાં પહેલાં જે દીર્ઘ તપ કર્યું હતું તે બરોબર જ છે! જો સૂર્ય ફેરવાતો ન હોત-એક ને એક જ જગ્યાએ હોત તો જગત ગંધાઈ ઉઠયું ન હોત! જો ચન્દ્ર પરિવર્તનશીલ–પરિવ્રાજક ન હોત તો! સૂરજ–ચાંદ–તારા–પૃથ્વી–અરે અણુ અણુ ફેરવાતાં રહે છે એ સરસ જ છે! એકલો શીયાળોજ હોત? એકલો દીર્ઘ ઉનાળો જ વર્ત્તતો હોત તો? એકલી વર્ષાજ હોત તો? સૃષ્ટિના સૌંદર્યની દુર્દશા ન થાત! પરમાત્મા સૌંદર્યમૂર્તિ છે. સૌંદર્યનિધાન છે. આથી એની સૃષ્ટિની વિગતમાત્ર–વસ્તુમાત્ર–અણુમાત્ર સુંદર જ છે! આપણને વિરાટનું સૌંદર્ય પીછાનવા માટેનું હૃદય નથી એટલે ક્ષણપરિણામી જગતનું એ જ કારણે ભારે સૌંદર્ય છે એ સમજાતું નથી. ગાનારાઓ તો ગાઇ ગયા છે કે **क्षणे क्षणे यत् नवतां उपैति तदेव रूपं रमणीयताया**="ક્ષણે ક્ષણે જે નવતા ધરે છે સ્વરૂપ છે તે (જ) રમણીયતાનું." આથી ક્ષણ પરિણામિતાનું સૌંદર્ય આપણે માણવું રહ્યું. પરમાત્માએ જે કાંઇ કર્યું છે તે તેની પૂર્ણ પ્રતિભાનો જ વિસ્મયકારક ચમકારો છે ને! અસ્તુ.

બપોરે દ્રષ્ટા પુરુષનું સ્વરૂપ આપણે ભાળ્યું. કાગળ ઉપર તેમ અંતરમાં પણ જો તે દેખાય તો તો તે ભાગ્યની શી વાત? દ્રષ્ટા-પુરુષ અને દૃશ્ય–પ્રકૃતિ એ બે વચ્ચે સ્વસ્વામિભાવનો સંબંધ છે. એ સંબંધને જ સ્પષ્ટ કરતાં હવે એક ભવ્ય સત્ય ભગવાન પતંજલિ ઉચ્ચારે છે:–

## तदर्थ एव दृश्यस्य आत्मा ॥ २१ ॥

तदर्थः एव=તે દ્રષ્ટાને અર્થે જ दृश्यस्य=દૃશ્યનુ स्वरूपम्=સ્વરૂપ છે-આત્મા છે

અર્થાત્ આ દૃશ્ય-પ્રકૃતિનો આત્મા પુરુષાર્થે જ છે. બીજી ભાષામા કહીએ તો દૃશ્યનુ પ્રયોજન શુ? પ્રકૃતિ પ્રકૃતિને માટે છે? જવાબ છે—ના. પ્રકૃતિ પ્રકૃતિ માટે હોઈ શકતી નથી માટે નથી એ પુરુષને માટે જ હોઈ શકે છે માટે પુરુષને માટે જ છે. પુરુષને અર્થ એટલે? જવાબ આગળ અનેક વખત આવી ગયો છે પુરુષના ભોગ અને અપવર્ગ રૂપી બે અર્થો-પ્રયોજનોને સાધવાને માટે પ્રકૃતિનુ અસ્તિત્વ છે. અને એ બુદ્ધિપૂર્વક સમજાય એવી ચીજ છે. આપણો ક્ષણે ક્ષણ અનુભવથી વ્યાપ્ત છે કોઈ પણ ક્ષણ અનુભવ વિનાની હોઈ શકતી નથી. આ અનુભવ તે કયા તો ભોગનો કે કયા તો મોક્ષનો. આપણા તમામ અનુભવો કયા તો સુખ દુ:ખ મોહના ભોગથી વીંધાયેલા કે કયા તો અપવર્ગ—મોક્ષથી વીંધાયેલા હશે. આ ભોગ શબ્દની વ્યાપ્તિ અપાર છે. દુનિયાનો એકેએક ભોગ અનુભવના ક્ષેત્રમા આવી જાય છે. જેનો અનુભવ થાય તે અનુભવ કરનારથી હમેશાં જુદો હોય છે। અનુભવ પોતાને માટે તો નથી એટલે કે સુખ અને દુ:ખ, સુખદુ:ખને માટે તો હોઈ શકતા નથી. ટચલી આગળી જેમ પોતાના ઉપર ચાલી શકતી નથી તેમ સુખ કે દુ:ખ પોતાને માટે હોતા નથી. પણ પોતાનાથી ભિન્ન કોઈ અનુભવ-કર્તાના વેદનાને માટે છે। ભોગનો અનુભવ છે આથી ભોગ્યનો ભોગ કોઈ ભોક્તા માટે જ છે। આથી આખીય પ્રકૃતિનુ અસ્તિત્વ જ તેનો ભોગ કરનાર પુરુષ માટે જ છે। અર્થાત્ પ્રકૃતિની પ્રવૃત્તિ-મહત્તત્વ વગેરે રૂપે પરિણામ પરંપરાની પ્રવૃત્તિ, પ્રયોજનવાળી છે, નકામી નથી. એ પ્રયોજન તે પુરુષને કયા તો સુખદુ:ખાદિનો અનુભવ આપવો કે છેવટે અપવર્ગ-મોક્ષ આપવો એ છે.

અને આ સૂત્રનું આંતર રહસ્ય જરા સ્પષ્ટતાથી સમજવા જેવું છે. પહેલા તો 'तदर्थ' ને જરા વળાંક આપો. तदर्थ એટલે? तत् એટલે પરમાત્મા તેને ખાતર-તેના વિનોદને ખાતર જ પ્રકૃતિનો આત્મા છે। એટલે કે મગમા તો પ્રકૃતિ અને તેનો પરિવાર પરમાત્માની લીલામાત્ર છે। પરમાત્મા પણ દ્રષ્ટા તો છે જ. પરમાત્માને પ્રસન્ન કરવા-એટલે કે તેની ઇચ્છા પ્રમાણે વર્તવા માટે પ્રકૃતિનુ અસ્તિત્વ છે। આ અર્થની મૂળમા કદાચ કલ્પના ન પણ હોય. પણ જો એ અનાયાસપણે નીકળતો હોય તો કરવામા વાંધો નથી મહાત્માઓની વાણીના અર્થ વિસ્તાર અને રમણીયતાને આરો છેડો નથી.

પરમાત્માની લીલામાત્ર માટે પ્રકૃતિનુ અસ્તિત્વ છે એ જેને નજર ગળે ઊતરે તેને માટે तदर्थ એટલે પુરુષાર્થે પ્રકૃતિ છે એ અર્થ હો પણ અહીં પણ ઊડો વિચાર કરતા ઉપનો અર્થ જ નીકળશે પ્રકૃતિ પુરુષને માટે છે સો કયા પુરુષને માટે ? જો આપણે તટસ્થ વિચાર કરીએ તો દુનિયાના તમામ જીવોને માટે પ્રકૃતિ છે અને જે તમામ માટે સામાન્ય છે તે કોઇ એકની એકલી ન હોવી ઘટે આનો જ અર્થ જીવો અને જીવવા દો એમ કહે છે અને આપણી મૂઝવણ એ છે કે આપણે એકલાએજ જીવવુ છે અને બીજાને જીવવા દેવુ નથી આથી જે કોઇ એમ સમજે કે પ્રકૃતિ પુરુષ માત્ર માટે છે-સૌનો એના ઉપર એક સરખો હક્ક અને અધિકાર છે-એમ સ્વીકારે છે અને પ્રમાણિકપણે સ્વીકારે છે તે પોતાની એમાથી-એ હક્કના ભોગવટામાથી બાદબાકી કરી લે તો જ સૌનો એને ભોગવવાનો હક્ક એ સ્વીકારે છે એમ સાબીત થાય કેમકે ભોગમાત્ર હિંસાવિદ્ધ-પરકાને-બીજાને ભોગે જ મળે છે! અર્થાત્ જ એમાથી એનો ત્યાગજ સભવે તોજ સમજાય કે પ્રકૃતિ પરમાત્માને અર્થે વર્તે છે આ સમજ આવે એટલે મોક્ષ તેનાથી આઘુ નથી હોતુ

વળી પ્રકૃતિનો ઉપદેશ પુરુષે સ્વીકારવા જેવો છે! જડ જેવી જડ પ્રકૃતિ પણ પરોપકારિણી જ છે! તો પછી પુરુષ તો ચેતન છે એ સ્વાર્થી કેમ બને ? પ્રકૃતિના તમામ ગુણો પરાર્થે જ છે! તો પછી જીવ પણ આ એટલુ સૌજન્ય ન દાખવે ? પરાર્થે જ તેણે જીવવુ રહ્યુ જીવાત્માને માટે પરાર્થ એટલે પરમેશ્વરાર્થ જીવાત્માએ પ્રકૃતિ જેમ પુરુષાર્થ માટે છે એટલે પુરુષ માટે એ કશુ છૂપાવતી નથી પણ જાત પાથરી દે છે-પ્રિય સમક્ષ જેમ પ્રિયાને ખાનગી નથી -સાગરમા જેમ ગગા સમર્પિત થઇ જ જાય છે-તેમ પુરુષે પણ પરમાત્માર્થે જાત પાથરી દેવી ઘટે પરાર્થે વર્તતી પ્રકૃતિ પુરુષ માટે રસમય ઉપદેશથી ભરપૂર છે!-જો એ ઉપદેશ સાભળવા જેટલો એ નમ્ર હોય-એ ઉપદેશ સાભળવા જેટલો એ ઓછુ ધણીપણુ સ્વીકારનો હોય તો!

સામાન્ય વ્યવહારમા પણ આજ મહા સિદ્ધાન્ત ઓતપ્રોત જણાશે સ્ત્રી મોટે ભાગે પરમાર્થી છે, પુરુષ સ્વાર્થી છે હુ અને તમે પુરુષ છીએ એટલે જ આપણુ અભિમાન આ સ્વીકારથી ન ઘવાઓ બાકી સ્ત્રીના સ્વાર્પણની ગાથા સમક્ષ પુરુષ સદાય ઝાખો જ છે! સ્ત્રીને ગુરુપદે સ્થાપી પુરુષે ઘણુ શીખવાનુ છે-વ્યવહારમા પહેલા અને પરમાર્થમા પછી પણ પુરુષનુ 'અહ' એટલુ રહેલુ પીગળે એવુ ક્યા છે ?

પુરુષને આ ધણીપણાનો કેવળ મેલો અને ગંદો ખ્યાલ વ્યવહારમાં અને પરમાર્થમાં અશુધ્ધ બનાવે છે. બન્ને દશામાં એ ખ્યાલ જ એને દુષ્ટ બનાવે છે. ખરી રીતે જોતાં તો માનવ ભાષામાંથી "ધણી-ધણીઆણી-કે ધણીપણું", એ શબ્દો જ હમેશને માટે ભૂંસી નાખવા જેવા છે। એ શબ્દોએ માનવ ઇતિહાસને કલંકિત કર્યો છે-શોભાહીન રાખ્યો છે-કદ્રૂપો બનાવ્યો છે. ધણી શબ્દ આમ છતાંય જો વાપરવો જ હોય તો તે પરમાત્માને માટે જ વાપરવો ઘટે આથી દૃશ્ય પ્રકૃતિ પુરુષાર્થે છે એમ જ્યારે મહર્ષિ પતંજલિ કહે છે ત્યારે સત્ય સાથે પુરુષની લાજ પણ એટલી જ સ્પષ્ટતાથી પણ રહસ્યમય રીતે કહે છે. આ અર્થમાં જો આ સૂત્ર માનવજાત સમજે તો કલ્યાણ વધુ નજીક આવે। આપણને સૌને આ ગંભીર અર્થ સ્પષ્ટ થાઓ અને આપણી વ્યક્તિગત અને સમષ્ટિગત માનસ ગંદકી ધોવાઓ એટલી આશા. બસ તો બાગના ટકોરા પડું પડું થઇ રહ્યા છે. પ્રભુકૃપાએ આગળ હવે પછી. એજ.

લિ૦ ભાઈના હેતવંદન.

---

## (૬૦)

પ્રિય ભાઈશ્રી,

આજનો પત્ર સ્થાનાન્તરેથી લખાઈ ગયો છે. યુગાન્તર-દેશાન્તર-કાલાન્તર-અવસ્થાન્તર-દેહાન્તર-જન્માન્તર વગેરે અંતરો તો જીવનમાં થયા જ કરે, નથી જ થતો સ્વભાવાન્તર. ન થવું જોઈએ ધ્યેયાન્તર. ન ઘટે આદર્શાન્તર. નથી યોગ્ય હૃદયાન્તર. બીજાં ગમે તે અંતરો આવો. ધ્યેય-આદર્શ અને હૃદયનું અંતર ન થવું ઘટે. બધાં અંતરો આવે પણ ધ્યેયાદિના અંતર ન થાય તો માણસ શોભે. ધ્યેય વગેરેનાં અંતરો થાય અને સ્થળાન્તર વગેરે ન થાય તો મનુષ્ય મેહનો નથી. આથી અને આજે સ્થલાન્તરથી યોગપત્ર લખાય. પણ તેમાં ભાવ કે હૃદયનું અંતર તો નથી જ.

અને આમ છતાં પણ વાતાવરણ બદલાતાં મન પૂરું ન બદલાય તો પણ ગમે જ તો અંતર તરફ દોરે યોગની સાધના આત્માના એકાંતની અપેક્ષા રાખે છે। જો એ એકાંતમાં ફરવાનાં, વિહરવાનાં, રહેવાનાં કે રમવાનાં ન આવડે તો યોગમાં વિક્ષેપ પડવાનો સંભવ છે. આત્માના એકાંતમાં જતાં આવડે તો યોગ સરળ થાય. અને જેમ સરળ થાય તો આત્માના એકાંતમાં, જરી બીકમાં-કુટુંબમેળાની બીકમાં-પણ સહજપણે ઈતરી જવાય આથી છેવટે યોગ એ તો સ્વાધીન મનની રમત

છે. પાણીમાં ગળાબૂડ રહેતું કમળ, ભર વરસાદમા પણ સહેલાઇથી મસ્તક ઉન્નત રાખી શકે છે. પત્રક્ષત્રને પાણીથી અણઓટયુ રાખી શકે છે. કાદવમાં જન્મીને પણ ગાલ ઉપર ગુલાબી રગ રાખી સરોવરનુ સૌંદર્ય વધારી શકે છે, યોગ એ કમલ-સદેશ છે! પુરુષને પ્રકૃતિનો સપૂર્ણ અસ્પર્શ રહેવો એ યોગનું છેવટનુ ફળ છે. અને એ અવસ્થા તેજ છેવટનુ આત્માનું એકાત છેને? એકાંતમાં આપણા સિવાય કોઈ હોતુ નથી. આત્મા સિવાયનું બીજું કશું ન હોવુ—ન લાગવું એજ યોગનુ છેવટનુ રસમય ફળ છે અસ્તુ

દૃશ્ય માત્ર પુરુષાર્થે જ છે આત્માને ભોગ અને મોક્ષ આપવા માટે જ છે. એજ એનું પ્રયોજન છે એ આપણે ગઈ કાલે જોયુ એ વિચારનું કાવ્ય-અને ધ્વનિ પણ આપણે જોયાં. પણ શકાને કાંઈ અંત છે? પ્રશ્નને કાંઇ અવધિ છે? નવો પ્રશ્ન ઉઠે છે. અને તે પણ અગત્યનો. જો પ્રકૃતિનુ અસ્તિત્વ પુરુષાર્થે જ હોય-પુરુષના ભોગ અને અપવર્ગને સાધવા એજ જો એની પ્રવૃત્તિ પાછળનો આશય હોય તો તો જે પુરુષને એ ભોગ અને અપવર્ગ પૂરો આપી ચૂકે-તેની સમક્ષ વર્તવાને-ચાલુ રહેવાને તેને કશુ પ્રયોજન નથી. પાણીથી તરસ છીપ્યા બાદ જેમ પાણી નિષ્પ્રયોજન છે-અન્નથી ભૂખ ટળ્યા પછી અન્ન જેમ નકામુ છે તેમ પ્રકૃતિદ્વારા ભોગ અને અપવર્ગ મળી ચૂક્યા બાદ પ્રકૃતિની હસ્તી ટળી જવી જોઇએ. અને એમ થાય તો એક પુરુષના ભોગ અને અપવર્ગ ખતમ થતાં દુનિયાના તમામ જીવાત્માઓ શુધ્ધ હોઇને મુક્ત થઈ જાય. એટલું જ નહીં, સંસારનો પણ ઉચ્છેદ થઇ જાય. અને પૂર્વે એવા અનેક ભવ્ય પુરુષો થઇ ગયા છે જેઓએ મોક્ષ મેળવ્યો છે એટલે કે પ્રકૃતિની ચેષ્ટા તેમને માટે ખતમ થઇ ગઇ હોવી જોઇએ અને આપણને પણ તેમના યોગનો લાભ મળ્યો હોવો ઘટે. પણ આપણે તો ખાસ્સા ગળાબૂડ સસારમાંજ ખૂચી બેઠા છે! મોક્ષ અને આપણી વચ્ચે તો અનાદિકાળ પૂર્વે હતું તેટલુજ અતર આ ક્ષણે પણ છે! તો પછી આ પ્રશ્નનો શો ઉત્તર? ભગવાન પતજલિ સમાધાન આપતાં કહે છે કે-

कृतार्थं प्रति नष्टं अपि अनष्टं तत् अन्य साधारणत्वात् ॥२२॥

तत्=બુદ્ધિરૂપે પરિણામ પામેલુ ત્રિગુણાત્મક દૃશ્ય-પ્રધાન कृतार्थं प्रति= સંપન્ન થઈ ચૂક્યો છે જેમનો ભોગ અને મોક્ષ એવા પુરુષ માટે नष्टं अपि= નાશ પામી ચૂક્યું છે છતાં अन्यसाधारण=કૃતાર્થની પેરે અકૃતાર્થ પુરુષને માટે પણ એ સમાન હોવાથી अनष्टम्=સામાન્ય રીતે એ નાશ પામેલુ નથી.

અર્થાત્ શંકા ઉચિત છે. કૃતાર્થ પુરુષ માટે તો દૃશ્ય નષ્ટ થાય છે જ; એટલે કે તે જીવાત્મા પૂરતો પ્રકૃતિનો દેહાદિ પરંપરાનો પ્રવાહ અટકી જ જાય છે. કેમકે હવે દેહાદિની ઉત્પત્તિને માટે કશું કારણ રહેતું નથી. દઢ વિવેક જ્ઞાનના પરિણામે તેવા પુરુષના ભાવિજન્મ વગેરેનું કારણ જ નાશ પામે છે. આથી તે પુરુષ પૂરતો પ્રકૃતિનો દેહાદિભાવે વિશેષ આવિર્ભાવ હોતો નથી. તે હમેશને માટે મુક્ત થાય છે. પણ તેથી દુનિયાનાં તમામ જીવો મુક્ત થઈ જતા નથી. કેમકે પ્રકૃતિ તો સૌને સમાનપણે ભોગ અને અપવર્ગ આપવાને ઈશ્વરાજ્ઞાથી પ્રવર્તે છે. જેના ભોગ અને મોક્ષરૂપી પ્રયોજનો સિદ્ધ થયાં નથી એવા પુરુષને માટે તો તેની પરિણામ પરંપરા-દેહાદિભાવે તેનો આવિર્ભાવ થાય જ કેમકે અન્ય જીવો હજી કૃતાર્થ નથી થયા ધરાયેલને માટે અન્ન નિરર્થક હોઇ શકે પણ તેથી ધરાયેલ સિવાયના બીજા ભૂખ્યાને માટે તો તે સાર્થક જ છે। અતરસ્યાને માટે પાણી નકામું થય તેથી તરસ્યાને માટે નકામું થોડું જ છે? આથી કોઈ એક મુક્ત થાય તેથી બીજા બધાય મુક્ત થાય એવું નથી. સાંખ્ય અને યોગશાસ્ત્રની પ્રક્રિયા મુજબ પ્રકૃતિ એક છે. જીવો અનેક છે। આથી જ્યાંસુધી એકે એક જીવ કૃતાર્થ નહીં થાય ત્યાંસુધી પ્રકૃતિ, માતાની પેરે તેને ભોજન આપ્યા જ કરશે. અને જીવો અનન્ત છે. તેમની સૌની મુક્તિ અનન્ત ભાવિકાળના ગર્ભમાં છે. અને ભાવિકાળ પ્રલય પર્યંત ખૂટવાનો નથી. જીવોની સંખ્યા પણ ખૂટવાની નથી અને આથી સસારનો ઉચ્છેદ પણ થવાનો નથી. વ્યક્તિનો મોક્ષ સંભવે છે. સમષ્ટિનો અહીં જે અર્થમાં છે તે અર્થમાં મોક્ષ નથી. સમષ્ટિનું તો મોક્ષ તરફ વલણ જ કરવું રહે.

વળી અહીં પ્રકૃતિનો નાશ એટલે તાત્વિક નાશ એવો અર્થ ન સમજતો. અહીં નાશ એટલે તે કુશલ પુરુષ પૂરતો કાર્યારંભનો અભાવ. હવે તે કુશલ-કૃતાર્થ-મુક્ત પુરુષને જન્મવાની સામગ્રી નથી. માટે તે જન્મતો નથી. આથી જ મરતો નથી. એટલે કે પ્રકૃતિનાં શરીરાદિ બુદ્ધિ સુધીનાં કાર્ય કારણભાવના આવિર્ભાવ માટે કૃતાર્થ હોવાથી શક્યતા જ નથી. એટલે તેવા પુરુષો પરમાત્મ સ્વરૂપે જ રહે છે। બાકીના બધાયને માટે પ્રકૃતિ છે તેવી જ રહે છે। ક્યાંયે પાંગળીને વરાળ થઈ જતી નથી. અર્થાત્ વ્યક્તિ ધારે તો પ્રકૃતિની પરિણામ પરંપરાને થંભાવી શકે છે. અને આ જેવું તેવું છે? દરેક વ્યક્તિમાં મુક્ત થવાની શક્યતા છે. આજનો બદ્ધ આવતી કાલનો મુક્ત છે. આજનો અકુશળ આવતી કાલનો કુશળ છે. આથી સૌને કૃતાર્થ થવાની પ્રભુએ સમાન તક જગતની યોજનામાં રાખી છે. અને તે વિવેકદ્વારા જ.

આ સિવાય नान्य पन्था विद्यते अयनाय. જગતની યોજનાનું કેટલું સરસ રહસ્ય છે-તે આ સૂત્ર ઉપરથી સમજાઇ શકે છે વળી પારકાની પંચાત છોડી જાતની પંચાતમાંજ રોકાયેલ રહેવાની એટલે કે સ્વકર્તવ્યનો નિર્ણય અને તે મુજબ અમલ માગેનું આમાં રહસ્ય સમજુને જણાશે અને સૌ પોતાના એકમાત્ર કર્તવ્યમાં-પ્રધાન કર્તવ્યમાં-મોક્ષ પ્રાપ્ત કરવાના કર્તવ્યમાં લાગી જતા હોય તો? દુનિયાની મોટા ભાગની ઉપાધિ ટળી ન જાય? ઠીક તો સમય પૂરો થઇ ગયો છે એટલે આજે અહીં જ અટકીશું

લિ૦ ભાઇના હેતનંદન.

---

## (૬૧)

પ્રિય ભાઇશ્રી,

વ્યુત્થિત થયેલ જીવ જેમ અભ્યાસવશે પાછો સમાહિત થાય અનાત્મ લોકમાંથી જેમ આત્મલોકમાં આવી જાય તેમ નનમાડથી આજે ગતે વાપી આવી ગયો છું દુન્યવી કર્મોમાં મન રોકાઇ જાય પછી તેને એકઠું કરવું જરા મુશ્કેલ થાય છે-વેરાઇ ગયેલ પાનાની પેરે બાહ્ય વૃત્તિથી વિક્ષિપ્ત ચિત્ત જો યોગાભ્યાસ કર્યો હોય તો, ક્ષિપ્ત અવસ્થામાં આવી જાય છે અને તેને ઊંચી ભૂમિકાએ ચડાવતા જરા કાઠું લાગે છે ચડનારને પૃથ્વી પણ આડે આવે છે પડનારને પૃથ્વી પણ મદદ કરે છે આથી યોગારૂઢ થવા ઇચ્છનારે તો નિશ્ચયવશે તમામ પાર્થિવ બોજા કે આકર્ષણોથી પર થવું રહે છે જેને પાર્થિવ આ ધંધો અનાકર્ષક નથી થયા તેને માટે યોગ એ જાદુ જ રહેશે. યોગ તરફ તેની અભિરુચિ જ નહીં થાય! આથી યોગાભ્યાસીએ તો રોજ રોજ અપ્રમત્ત રહીને અભ્યાસમાં યથાશક્તિ યથાવકાશ લીન રહેવું જોઇએ વ્યુત્થિત અવસ્થા જેટલી જ સમાધિ અવસ્થા જ્યારે સહજ, અકૃત્રિમ સ્વેચ્છા માત્રે હાજર થાય ત્યારે યોગ વિદ્યાનો સાચો ચમત્કાર સમજાય છે! જેટલો ભોગનો, તેનો સોમો ભાગ પણ જો યોગનો અભ્યાસ કરવામાં આવે તો તેનું કલ્યાણ નજીક આવે આથી યોગારૂઢ થવા ઇચ્છનારે તો સતીને ગુરુપ આપવું જોઇએ કુલવધૂની દીક્ષા લેવી જોઇએ કુલવધૂ બધું કરે પણ પતિપ્રાણા થઇને યોગાભ્યાસી બધું કરે પણ યોગપ્રાણ થઇને જીવમાત્રે પરમાત્માનો યોગ કરવો હોય તો કુમારી થવું નવોઢા થવું પ્રૌઢા થવું કર્મયોગ જીવની કુમારી

અવસ્થા છે એ યોગ્યતા મેળવવાની સાધના છે. ભક્તિયોગ એ નવોઢા અવસ્થા છે. જ્ઞાનયોગ એ પ્રૌઢાવસ્થા છે. અને એ સૌ અવસ્થામાં, આત્માની પેઠે, પાતંજલયોગ ઓતપ્રોત છે. પાતંજલ યોગ સિવાય બીજો એકે યોગ સિદ્ધ થતો નથી. અને આથી જ તો આપણે ભગવાન પતંજલિનો પીછો પકડયો છે. અસ્તુ.

ગઇ કાલે આપણે જોયું કે એકની મુક્તિથી સૌની મુક્તિ થતી નથી. જીવમાત્રને માટે મુક્તિ એ અંગત સાધનાનો પ્રશ્ન છે. પ્રકૃતિનો નિષ્પક્ષપાત ઉપકાર છે. આથી કૃતાર્થ પુરુષ સમક્ષ એ નિવૃત્ત થઇ જતી હોવા છતાં હજી જે અકૃતાર્થ છે–જેમના ભોગની અવધિ આવી નથી અને જેમને મોક્ષ હજી આઘેં જ છે–તેમના કલ્યાણાર્થે પ્રકૃતિ વર્તે જ જાય છે. તો આમ દ્રષ્ટા અને દૃશ્યના સ્વરૂપને અંગેનો વિચાર પૂર્ણ થાય છે. હવે એ દ્રષ્ટા અને દૃશ્યનો જે સંયોગ ઉપર કહ્યો–જે સંયોગ આ બધીય ઉપાધિનું મૂળ છે–એ સંયોગ શું? એ સંયોગનું સ્વરૂપ શું? ઉત્તર વાળતાં ભગવાન સૂત્રકાર કહે છેઃ–

**स्व स्वामिशक्तयोः स्वरूपोपलब्धिहेतुः संयोगः ॥ २३ ॥**

**स्वस्वामिः**=સ્વશક્તિ એટલે બુધ્ધિરૂપે પરિણામ પામેલી ભોગ અને અપવર્ગવાળી દૃશ્ય પ્રકૃતિ. સ્વામિશક્તિ એટલે ચેતન પુરુષના **स्वरुप**–સ્વરૂપના સાક્ષાત્કારમાં કારણરૂપ જે સંબંધ–સ્વસ્વામી ભાવ લક્ષણ જે સંબંધ તે **संयोग**=સંયોગ છે.

અર્થાત્ સ્વશક્તિ એટલે પ્રકૃતિ અને સ્વામી શક્તિ એટલે પુરુષ. સ્વ એટલે પોતાનું, પોતાની મિલકત, ધન. પ્રકૃતિ એ પુરુષનું ધન છે, મિલકત છે, ભોગ્ય છે. પુરુષ પ્રકૃતિનો સ્વામી છે, ધણી છે. ભોક્તા છે. યથાશક્ય જીવમાત્રને ભોગ અને અપવર્ગનાં ભોજન દેવાં એ પ્રકૃતિનો ઉદ્દેશ છે. પ્રકૃતિનાં સ્વરૂપનું દર્શન થાય-પુરુષને પ્રકૃતિનાં સ્વરૂપનાં દર્શન થાય–એને જ ભોગ કહેવામાં આવે. પુરુષને પોતાનાં સ્વરૂપનાં દર્શન થાય એને અપવર્ગ–મોક્ષ કહેવામાં આવે છે. પરંતુ પ્રકૃતિનાં સ્વરૂપનું દર્શન કે પોતાના સ્વરૂપનું દર્શન, પુરુષ પ્રકૃતિના સંબંધથી જ થાય છે. પ્રકૃતિના સંબંધ સિવાય ઉભય દર્શન શકય નથી. આથી સૂત્રકારે પ્રકૃતિ અને પુરુષ બંન્નેના સ્વરૂપનાં સાક્ષાત્કારના કારણને સંબંધ કહ્યો છે.

આ તો થઈ શાસ્ત્રીય પરિભાષાની વાત. આપણે આમાં શું સમજવું ? ૮ સ્પષ્ટપણે સમજવા યત્ન કરીએ. પ્રકૃતિ અને પુરુષ બન્નેના સ્વરૂપના સાક્ષાત્કારના કારણરૂપ જે સંબંધ તે સંયોગ. અર્થાત્ પ્રકૃતિ દૃશ્ય છે. દૃશ્ય માત્ર દ્રષ્ટાને માટે છે. દૃશ્ય દ્વારા દ્રષ્ટાને ભોગ અને અપવર્ગ રૂપી ઉપકાર મળે છે. એ ઉપકાર મેળવનાર તે દ્રષ્ટા. એ ઉપકાર કરનાર તે દૃશ્ય. અર્થાત્ દેહથી માંડીને તે બુદ્ધિ સુધીના સાધનો દ્વારા જીવાત્મા આ જગતમાં સુખદુઃખના ભોગરૂપી ભોજન આરોગે છે. અને એ બધાં દ્વારા જ જ્યારે યોગ્ય બને ત્યારે પોતાનો મોક્ષ પણ એ ઓળખે છે. આ ભોગ અને મોક્ષ બન્ને પ્રકૃતિનાં જ છે. પ્રકૃતિથી જ થાય છે સ્વરૂપે આત્માને નથી તો ભોગ નથી તો મોક્ષ. એ તો સદાય નિત્ય, શુદ્ધ, બુદ્ધ, મુક્ત સ્વભાવ છે. મોક્ષ એને મળવાનો નથી. મોક્ષ એને સ્વયંસિદ્ધ જ છે। પ્રકૃતિ જ જાતે બંધાય છે. જાતે છૂટે છે. જાતે જ ભોગવે છે. જાતે જ મુક્ત થાય છે. પ્રકૃતિ સાથે કોઈ અધન્યપળે જીવે પોતાનો સ્વસ્વામી ભાવ સંબંધ બાંધી લીધો છે–અને તેથી વફાદાર પતિની પેરે એ પ્રકૃતિના જ ભોગ અને મોક્ષને પોતાના ઉપર આરોપી લે છે. અને આરોપિત વસ્તુના ગુણધર્મ કર્મથી જેના ઉપર આરોપણ થાય છે તેને લેશમાત્ર પણ સ્પર્શ થતો નથી. કરોડો વર્ષ સુધી કોઈ દોરડીમા સાપનું–અને સાપના ગુણધર્મ કર્મ વગેરેનું આરોપણ કર્યા કરે તો તેમ કરવાની તેને સરીયામ છૂટ છે। પણ તેમ અનન્તકાળ સુધી કર્યા કરવાથી પણ સાપનો એકે ભાવ દોરડીમાં વસ્તુગત્યા નથી જ આવતો. જ્યાં સુધી દોરડીમાં સાપ માનીને જેને ચમકવું હોય, ડરવું હોય, દલિક ચડાવવી હોય, માંદા પડવું હોય ત્યાં સુધી તે તેમ કરવાને મુખત્યાર છે. તેવું જ પ્રકૃતિ અને પુરુષની બાબતમાં જાણવું. મોક્ષ એટલે શું ? આત્માની સ્વરૂપાવસ્થિતિ. બુદ્ધિ વગેરેથી કેવળ ભિન્ન આત્માની પોતાની પોતાના મહિમામાં સ્થિતિ એટલે મોક્ષ. આત્મા તો સંસારકાળે પણ સ્વરૂપમાં–પોતાના મહિમામાં જ રહે છે. આપણને કોઈક ધન્યપળે–પરમાત્માની–શાસ્ત્રની–ગુરુની અને આપણી પોતાની કૃપાથી એ સૂઝે છે. આ સૂઝ પણ પ્રકૃતિની–એટલે કે બુદ્ધિની જ–સમજણની જ એક અતિ ઉચ્ચ સાત્વિક અવસ્થા છે. અને ગમે તેવી ઊંચી પણ એ ગુણમયી જ અવસ્થા છે. એ અવસ્થા ઉપર કહ્યું તેટલી કૃપાથી સાંપડે એટલે આપણને જાણે મોક્ષ મળતો હોય–નવો મોક્ષ આવ્યો હોય એમ લાગે છે. બાકી મોક્ષ તો હતો જ. રાજસ તામસ વૃત્તિઓની અટલ ભીડમાં છૂપાયો જ હતો. રાજસ તામસ વૃત્તિઓની વિભેર અવસ્થામાં, અને સાત્વિકવૃત્તિની ઉદારતમ અવસ્થામાં, પારદર્શક અવસ્થામાં આ દર્શન થાય છે. થયેલું દર્શન દર્શનના માહાત્મ્યે જ સ્થિર થાય છે. અને પ્રકૃતિ પોતે જ પોતાને

છોડવે છે. સત્વગુણમયી થઈને રજસ્તમસના છાયાગ્રહમાંથી જાતને મુક્ત કરે છે. વચલી અવસ્થામાં ગુણસંગને લઈને આત્માને ગમે તેવું માની લેવાની ખોટી ટેવ પડી ગઈ છે! અવિદ્યાના ઓથારે પીડાયેલ આત્મા પોતાના ઉપર સમાગ્નો અધ્યાસ કરી ગતદિન સ્વરૂપવિસ્મૃતિના નરકાગારમાં રુંધાય છે! આ સૂત્ર એના એ ઓથારને, સૂર્યકિરણ જેમ ધુમ્મસને, તેમ ઉરાડી મૂકવા કહે છે. અપવર્ગ-મોક્ષનો આટલો જ અર્થ છે. અને ભોગ? ભોગ એટલે પ્રકૃતિનો સંસર્ગ. એ સંસર્ગે પ્રકૃતિની વિકૃતિઓ સાથે લટું થઈ જવાની ટેવ. શબ્દ સ્પર્શાદિરૂપે પ્રકૃતિનો જ વિલાસ છે. એ શબ્દાદિ પ્રકૃતિની પરિણામ પરંપરાને ઇન્દ્રિયો દ્વારા, મનમાં લાવવી, મન પછી અહંકારમાં મુદ્રિત કરી, બુદ્ધિમાં ખાલી કરવી-અને સુખદુઃખ વગેરે રૂપે પરિણત બુદ્ધિથી પોતાની જાતને જૂદી ન જોતાં તેજ સ્વરૂપે આપણે છીએ એમ માનીને વર્ત્યા કરવું એટલે કે સુખ આવે કે ખીલી ઉઠવું-દુઃખ આવે એટલે કરમાઈ જવું-હસવું અને રડવું-આવા અપ્રામાણિક ખેલ કર્યા કરવા અને એ ખેલમાં લીન રહેવું એનું જ નામ ભોગ છે. આ પણ પ્રકૃતિની જ લીલા છે, બસ આ ભોગ અને અપવર્ગ ત્યાં સુધી જ રહે છે જ્યાં સુધી પુરુષ સ્વરૂપમાં જાગૃત થયો નથી. જાગૃત થયો નથી એટલે કે ઊંઘે છે. અને એ મહાનિદ્રાને લઈને પોતે સ્વામી અને પ્રકૃતિ એનું 'સ્વ' એમ માનીને ચાલ્યા કરે છે. સૂત્રકાર કહે છે કે આ જાતની જે માન્યતા તેજ સબંધ છે. તેજ સંયોગ છે. એને સ્વસ્વામીભાવ લક્ષણ કહો, કે ભોગ્યભોક્તૃત્વ લક્ષણ કહો, દૃશ્યદૃષ્ટૃત્વભાવ-લક્ષણ કહો, કે યોગ્યતાલક્ષણ કહો-આ માન્યતા સબંધ છે.

આ સ્વભાવના મહાપ્રકારના કારણરૂપ જે સંયોગ તે યોગ્યતા લક્ષણ સંયોગ સમજવો. જડ પ્રકૃતિમાં ભોગ્ય થવાની યોગ્યતા. ચેતન પુરુષમાં ભોક્તા થવાની યોગ્યતા છે. એ સૂચવવા સૂત્રમાં "શક્તિ" શબ્દ વપરાયો છે.

અને આ યોગ્યતાલક્ષણ સંબંધનાં મંડાણ ક્યારે થયા હતાં એમ જો કોઈને શંકા થાય તો? શંકા યોગ્ય છે પણ એનો જવાબ જ જૂદો છે. એ સંયોગની પ્રથમતાની ખબર જ નથી. એ અનાદિ છે. કેમકે એ અનાદિ અજ્ઞાનની વાસનામાંથી જન્મ્યો છે એટલે એ ક્યારે જન્મ્યો એનાં ઘડીપળ મૂહુર્ત કોઈ જોઈ જન્મ્યો નથી-નિશ્ચય કે એક ઇશ્વર

તો પછી જે અનાદિ હોય તે અનન્ત પણ હોય જ ને? બરાબર છે. અનાદિ હોય તે અનન્ત હોવો ઘટે. પણ અહીં એવું નથી. આ સંયોગ નિમિત્તમાંથી જન્મે છે. એનું નિમિત્ત છે અજ્ઞાન. એટલે નિમિત્ત જતે જાય તે નિમિત્તમાંથી જન્મેલો સંયોગ પણ જાય જ. આ અર્થ પછી તેજ માને

દીકરો નહીં જન્મે એ સિદ્ધ જ છે! આથી નિમિત્તનો અભાવ થતાં અનાદિ છતાં આ સંયોગ અનન્ત નથી. સાન્ત છે. અર્થાત્ સૌનો ભાવિ મોક્ષ અનામત છે જ. વિલંબ ફક્ત અજ્ઞાનની વર્તમાનતાનો જ છે. અજ્ઞાન જો ભૂતકાલીન થઇ જાય તો ભોગ નષ્ટ થાય અને અપવર્ગ જન્મે.

અને એનું–અજ્ઞાનનું હરીફ્ કોણ?–જ્ઞાન જ. અંધારું અજવાળે જ ઓસરાય એને માટે બીજો ઉપાય નથી જ અને આથી જ સમ્યક્ દર્શન ઠીક ઠીક–સાચી સમજ પ્રાણીમાત્રને આપવી જ જોઇએ. આ એક જ સ્થળે પ્રાણીમાત્રનો એક સરખો અધિકાર છે. જવાહરલાલ નહેરુ ભલે સૌથી ન થવાઓ–પણ અજ્ઞાનની ચૂડમાથી તો સૌએ મુક્ત થવું જ જોઇએ.

આ સૂત્રનો ધ્વનિ જો સૌ સમજે તો? માનવજાતને કઇ પળે સાચી સમજની જરૂર નથી? ભાઇ! આજે હજારો સમાચાર પત્રોનાં પ્રકાશન થાય છે. હજારો રેડિઓનાં પ્રવચન થાય છે. કરોડો લોકો લખી વાંચી જાણે છે. પણ જે અગત્યનું–સૌથી અગત્યનું તે તો સૌ વીસરતા લાગે છે. સવારના સમયે દૈનિક સમાચાર પત્ર માટેની તાલાવેલી જોવામાં આવે છે. પણ સાચી સમજણ માટે નરી ઉદાસીનતા જ દેખાય છે. ઠીક આપણને આપણું કરવામાં મસ્તી હો. છેવટે જીવમાત્ર આપણું જ સ્વરૂપ છે ને! સૌ મૂળ રૂપે મુક્ત છે–એ વિચાર જ આત્માનન્દમાં મસ્ત રહેવા માટે, અને કરોડો આપણા જ જેવા ભાન ભૂલેલા જીવો માટે, આ દયામય પ્રકાશની પ્રેરણા આપવા માટે બસ નથી! ઠીક તો આપણને આપણા કર્તવ્યમાં પરમાત્મા દૃઢ રાખો. વધુ હવે પછી.

લિ૦ ભાઇના હેતવંદન.

---

## (૬૨)

પ્રિય ભાઇશ્રી,

ગઇ કાલે રાતે શરુ કરેલો પત્ર આજે સાંજે પૂરો કર્યો. રાતે પાછો લખવા બેઠું છું. સ્હેજ માથું દુઃખવાની ફરિયાદ કરું! આજે બપોરથી જ સ્હેજ શરીરમાં જાણે કસર છે! ઠીક. શરીરની બનાવટ જ એવી છે! માણસના હાથમાં એ શરીર આવે ત્યારે એ ગમે ત્યારે બગાડી શકે છે. ઇશ્વરના હાથમાં જો એ રહે તો કદી ન બગડે. ઇશ્વરે શરીરની રચના પાછળ ભારે પ્રતિભા ખર્ચી છે, ભારે જહેમત ઉઠાવી છે. એક જ વાત સમજોને. ઘડીઆળ બનાવનાં

પરમાત્માને પળ પણ લાગતી નથી. માનવ શરીરનું, માતાના ઉદરમાં ઘડતર કરતા, ઇશ્વર જેવા ઇશ્વિરને, પણ નવ મહિના લાગે છે! અને એ નવ મહિનામાં તો એ રચનાની કારીગરીની અવધિ બતાવે છે. આથી જ શરીર જેવી ભારે સુદૃઢ રચનાને માણસે ન બગાડવી ઘટે. પણ આપણે એને બગાડીએ જ છીએ જાણી જોઇને બગાડીએ છીએ. અને જેનું શરીર બગડે તેનુ જીવન ન સુધરે. તે પૃથ્વી ઉપર ભાર જેવો થઇને જ રહે! નથી સમજાતું કે માણસજાત શી પ્રગતિ કરે છે! કરોડો વર્ષથી એ ખાતી આવી છે. અને હજી એને ખાવાની કળા હસ્તગત નથી થઇ! છેવટે ખાવામાં જ એ ખવાઈ નથી જતો! દુનિયાના રોગમાત્રને જઠરાગ્નિની મંદતા સાથે સીધો કે આડકતરો સંબંધ હશે. હુ વૈદ્ય નથી એટલે છેવટનું તો કેમ લખી શકું પણ સામાન્ય અક્કલ આમ કહે છે. આદિવાસી માનવ કરતાં અદ્યતન માનવ કાંઈ ખાસ સાચી રીતે સુધર્યો હોય એમ લાગતું નથી. બાકી આદર્શ સ્થિતિ આજે તો એ હોવી જોઈતી હતી કે દુનિયામાં આયુર્વેદ નકામો ગણાતો હોત. માંદગી એ પ્રજ્ઞાપરાધની–પછી તે વ્યક્તિગત કે સામુદાયિક–પણ અવધિ જ છે. ભીષ્મ પિતામહની પેરે સ્વાધીન મૃત્યુ એ તો આદર્શ જ ગણાય! ભગવાને ગીતાના આઠમા અધ્યાયમા પ્રાણ ત્યાગની જે કળા શીખવી છે તે અનુસાર તો ભાગ્યે જ કોઇ પ્રાણ તજતો હશે! ભગવાને તો પ્રયાણકાલે અચલ મન, ભક્તિભાવપૂર્વક હૃદય, યોગાભ્યાસ બલ, અને ભવામાં પ્રાણ ઉત્થાપનપૂર્વક પ્રાણત્યાગની વિધિ બતાવી છે! એ રીતે મરવામાં પણ માનવનું ગૌરવ છે. માનુ છું કે આપણે જીવવાની કળા જ ખોઈ બેઠા છે એટલે મરવાની કળા હસ્તગત નથી કરી શકતા! જે યોગ્ય જીવે નહીં તે બરોબર મરે કેવી રીતે? જીવનને મોત સાથે ભારે સંબંધ છે! આથી દવાખાનાં વગરનો સમાજ એ સાચી પ્રગતિવાળો સમાજ ગણાવો જોઇએ. અદાલત વિનાનો સમાજ એ સુધરેલો સમાજ ગણાવો જોઇએ. જે પ્રજાના જીવનમાં દર દસમે ઘરે દવાખાનું હોય અને આઠમે ઘરે વકીલ હોય તેનું શારીરિક અને માનસિક આરોગ્ય જોખમાયેલું છે એમ માનવું રહે છે! અને છતાં દવાખાનાં વધ્યે જ જાય છે. એટલું જ નહીં એ ધંધાને ખૂબ પ્રતિષ્ઠિત માનવામાં આવે છે. કોઈ વ્યક્તિ–ધંધો કે શાસ્ત્ર પ્રત્યે આમાં સૂગ નથી પણ આપણી જીવનસરણીને ક્યાંક દર્દ થયું છે! એ દર્દના ઉપરનાં ચિહ્નોનુ આ તો નિદાન માત્ર છે. તન–મન–મતિ અને આત્માનું પૂર્ણ અને પ્રજાવ્યાપી કે માનવજાતિ–વ્યાપી આરોગ્ય મેળવવું હોય તો યોગશાસ્ત્રને શરણે જવું રહ્યું. ભલા! મફતમાં ઉપલા બધાંય આરોગ્ય મળે!! સંત સંસ્કૃતિના માર્ગે જગત નહીં ચાલે ત્યાંસુધી આ બધુંય અરણ્ય રુદન જ છે ને! ઠીક. તો આપણે યોગના વિચાર તેટલા તો કરીએ.

આગલા સૂત્રમાં પુરુષ અને પ્રકૃતિના સ્વરૂપના સાક્ષાત્કારના કારણરૂપ સંયોગ આપણે યથામતિ ચર્ચ્યો. પણ અગત્યનો પ્રશ્ન બીજો જ છે. આત્મા સ્વરૂપે મુક્ત જ છે–એ ભલે હો. લાગતું કેમ નથી? આપણને સાચે જ શું આપણી મુક્તાવસ્થાનો અનુભવ થાય છે? આપણે તો શાસ્ત્રના પાના ઉપર મોક્ષ વાંચીએ છીએ. જીવનમાં અનુભવતા નથી. આથી આપણે માટે તો સંયોગ એ હકીકત છે. એ પ્રકૃતિ પુરુષના સંયોગનો વિયોગ શોધવા નીકળ્યા છીએ. અને એ વિયોગ કરાવવામાં પશુબળ તો કામ આવતું નથી. પ્રકૃતિ અને પુરુષનો સંયોગ બે વ્યક્તિના જેવો સંયોગ હોત–એકબીજાને બાથમાં લઇને ઉભેલી બે વ્યક્તિ જેવો સંયોગ હોત તો એકલા નહીં તો બેચાર જણા મળીને પણ બળજબરીથી એ સંયોગમાં તડ પડાવી હોત. પણ અહીં તો વાત જ અનોખી છે. અહીં તો સમજ–અને સાચી સમજ જ એક માત્ર સહાયકારિણી છે. એ સમજ સાચી દિશામાં વિચાર કરવાથી જ આવે છે. સંયોગ છે એ વાત ચોક્કસ. તો એ સંયોગનું કારણ શું?–સમજ આ પ્રશ્ન પૂછે છે! પ્રકૃતિ અને પુરુષની વચ્ચે જે આ અનાદિ ભોગ્ય–ભોક્તાભાવનો સંબંધ છે–એનું નિમિત્ત શું? એની જનેતા કોણ? ઉત્તર વાળતાં ભગવાન પતંજલિ કહે છેઃ—

**तस्य हेतुः अविद्या ॥२४॥**

**तस्य**=તેનો–ભોગ અને અપવર્ગના કારણરૂપ સંયોગનું. **हेतुः**=નિમિત્ત છે **अविद्या**=અનાદિ વાસનાથી ચાલતું આવતું અજ્ઞાન.

કેટલું નાનું સરખું સૂત્ર છે? પણ ટેટામાં વડ સમાયેલ છે! નિષ્પ્રપંચ આત્માને પ્રપંચની જાળમાં ગૂંચવી ગૂંચવીને, રુંધી રુંધીને, ગુંગળાવી ગુંગળાવીને બેજાર બેજાર કરી મૂકતો જે આ સંયોગ છે તેનું મૂળ કારણ છે અવિદ્યા. અવિદ્યા, અજ્ઞાન, વિપર્યયજ્ઞાન, મિથ્યાજ્ઞાન, ભ્રાન્તિજ્ઞાન, અવિવેક, ભ્રમ વગેરે શબ્દો તેટલા જ જૂદા છે. બધાયનો અર્થ એક જ છે. અજ્ઞાન એટલે ઉંધું જ્ઞાન. જ્ઞાન તો ખરું પણ જેમાં જેવું જોઇએ તેવું નહીં પણ તેથી ઉલટું જ્ઞાન. સમજણો થયો તે દિવસથી 'હું અમુક છું' એમ માનીને હું વર્તી રહ્યો છું. જેમ હું તેમ જ તમે. અને તેમજ આપણે બધા. આપણને આપણી જાતને લગતું જે કાંઈ જ્ઞાન છે તે પોણીસો ટકા ઉંધું જ છે. હું માણસ છું. લાંબો છું, ટૂંકો છું, હષ્ટપુષ્ટ છું, કૃશ છું, મૂર્ખો છું, પંડિત છું, પરણેલો છું, કુંવારો છું, અપ્રજ છું કે અતિપ્રજ છું, શિક્ષક છું, વકીલ છું, ડૉક્ટર છું, ગૃહસ્થ છું કે સંન્યાસી છું–આ અને આવું બધુંય જ્ઞાન કેવળ નાપાયાદાર છે. તાત્વિક દૃષ્ટિએ શેખચલ્લીમાં અને આપણામાં ફેર હોય તો

એટલે જ કે શેખચલ્લી કાલ્પનિક છે અને આપણે હકીકતમાં શેખચલ્લી છીએ ! અને પ્રાણીમાત્ર-ખાસ કરીને માનવમાત્ર આ જાતના વિતર્કમા વર્તી રહ્યુ છે જો વિચારીએ તો આપણે જે છીએ તે કહેવાય એવુ નથી અને જે કહેવાય એવુ છે તે છીએ નહીં ! બસ, આજ અજ્ઞાનની બલિહારી છે છીએ તેને છૂપાવે અને નથી તેવુ બતાવે ઊંધા પાટા બંધાવીને સંસારને અનન્તપણે વિના અટકે ચલાવ્યા કરવો એ અજ્ઞાનનુ મહાપરાક્રમ છે ! પ્રકૃતિ અને પુરુષ એ બેજ તો તત્ત્વ છે, તે બેમા આપણુ સ્વરૂપ શુ ? પ્રકૃતિ કે પુરુષ ? જો પુરુષ આપણુ સ્વરૂપ છે-અને એમાં શંકા તો ઓછો ડાહ્યો જ કરે-તો આપણે આપણા સ્વરૂપમા કાં નથી ? બસ આપણા સ્વરૂપમાથી આપણને જાણે ગબડાવી પાડી, પરરૂપમા-પ્રકૃતિમા આપણને તન્મય રાખવા એ અજ્ઞાનની એકમાત્ર અને અનન્ય રમત છે ! સંયોગ હોઈ શકે જ નહીં ! છતા તે છે જ એમ આપણી પાસે પ્રતિપળ કબૂલાવે અને તે પ્રમાણે વર્તાવે એ અજ્ઞાનની સરમુખત્યારી નહીં તો બીજુ શુ ? જુલમ અને સીતમ નહીં તો શુ ! બસ અનાદિ કાળની આ અજ્ઞાન વાસનાથી આપણે એટલા તો ઘેરા રંગાયેલ છીએ કે આપણુ સ્વરૂપજ્ઞાન જેવી પણ કોઈ ચીજ છે એ પણ સ્વીકારવા આપણને રુચિ નથી ! કુંભકર્ણ એક જ ન હતો માનવજાતનો મોટો ભાગ કુંભકર્ણ જ છે ! બસ તો આજે હવે કુંભકર્ણીનો આશ્રય અને શરણ શોધવાનો સમય આવી ગયો છે

લિ૦ ભાઈના હેતવંદન.

---

## (૬૩)

પ્રિય ભાઈશ્રી,

રાતે ૧૧ ના ટકોરા થયા છે ને હાથમાં કલમ લીધી છે ઈતર કાર્ય-અકાર્યમાં દિવસ વહીજ જાય છે. અને ભગવાન પતંજલિનુ મિલન રાતેજ થાય છે ! એક રીતે મને એ ખૂબ ગમે છે કેમકે સુતી વખતે એવા મહાપુરુષની સોબતનો રંગ તો લાગે બાકી મારા જેવા સામાન્ય માણસના ચિત્તને તો શેવાળ-લીલવાળા તળાવના પાણીની ઉપમા અપાય. થોડો વાર હાથ પાણીમા હલાવો એટલે તત્કાળ પૂરતી લીલ આઘીપાછી થઈ જાય-વેરાઈ જાય ! હાથ ઉપાડી લ્યે ને થોડો વખતમા પાછી પથરાઈ જાય ! સાંસારિક રસિકોની લીલ ચિત્તના તળાવમાં ખૂબ હોય પતંજલિ જેવાનો થોડો વખત હાથ ફરે એટલે લીલ દૂર થયેલી લાગે પણ પછી હતા ત્યાંને ત્યાં જ ! કદાચ યોગા

અપવાદોને બાદ કરતા બધાંને જ આવું થતું હશે! પણ બીજા વિષે તો હું શું જાણું? માણસ કેટલું અલ્પજ્ઞ જીવડું છે. અમસ્તું જ 'હું સમજું છું' એમ લવારા કરે છે. બાકી એ જે કાંઈ સમજતો હશે તેનાથી જે નથી સમજતો તે જ વધારે નથી? છતાં જ્ઞાની હોવાની એની હાસ્યજનક ટેવ છૂટતી નથી. ખરી વાત તો એ કે જે દુનિયામાં સર્વજ્ઞ ભગવાન વસે છે ત્યાં મહાયોગી પણ બારાખડી જેટલું જ જાણે છે! કદાચ ઈશ્વરનું આખું અસ્તિત્વ જ હાસ્યરસ ભરપૂર હશે? આપણે ઘણું જાણીએ છીએ એવો જ્યારે ઢોંગ કરીએ છીએ ત્યારે ભગવાન ખીલખીલાટ ને સમાય નહિ એટલું હસતો હશે. સાચેજ. જાણકાર અજાણ્યુ છે. અને અજાણ જાણકાર છે! ઠીક. એ તો જે હશે તે આ દુનિયા એક ખૂબ સરસ વસ્તુ છે એટલું નક્કી. કેમકે અહીં વંધ્યાપુત્રોજ પરણે છે. ઠુંઠાઓ જ હાર ગૂંથે છે. આંધળાઓ જ વરઘોડે હાજર રહે છે. પાંગળાઓજ નાચે છે. ને બહેરાઓજ ગીત ગાય છે!! શીલ જરા ઓછી કે આછી કે આઘીપાછી થાય છે તેટલો વખત તો આનન્દ. અને એજ લાભ! ઠીક. તો પતંજલિ મુનિને મળીએ.

ગઇ કાલે અવિદ્યા એ સંયોગનુ મૂળ છે એ આપણે જોયું. આમ અત્યાર સુધી આપણે હેયનું સ્વરૂપ ભાળ્યુ. હેય એટલે ભોગ્ય એવો સંસાર. હેયનું કારણ નિહાળ્યું. કારણ સહિત સયોગ પણ વિલોક્યો. હેય, હેય કારણ, હાન અને હાનોપાય—એમ ચાર મોરચે આપણે શાસ્ત્રને વહેંચ્યું છે. તે પૈકી હાન એટલે શું એ જાણવું હજી બાકી છે. એ જણાવતાં ભગવાન પતંજલિ કહે છેઃ-

तद् अभाभात् संयोगाभावः हानं, तद् दृशेः कैवल्यम् ॥२५॥

तत् अभावात्=તેના અવિદ્યાના, સંયોગના કારણભૂત અવિદ્યાનો અભાવ થતાં संयोगाभावः=બુદ્ધિ અને પુરુષના સંયોગનો છૂટકો અભાવ થાય हानं=તેને જ હાન કહે છે. तत्=તે હાન જ दृशेः=જ્ઞાન સ્વરૂપ પુરુષનું कैवल्यम्=અદ્વિતીયભાવ-અમિશ્રભાવ-મોક્ષ છે.

અર્થાત્ વિપર્યય જ્ઞાનરૂપ અજ્ઞાન જ સૌ દુઃખના મૂળમાં છે. એ અવિદ્યાનો અભાવ થવો જોઇએ. એ અવિદ્યાનો નાશ તો કેવી રીતે સંભવે! ઉત્તર વારંવાર આવ્યો છે અને હજી અનેકવાર આવશે. અજ્ઞાનનું કાસળ જ્ઞાન જ કાઢે. વિવેક ખ્યાતિ-સમ્યગ્દર્શન-વિદ્યા જો જન્મે તો અજ્ઞાન આપઘાત કરે. અને અજ્ઞાન આપઘાત કરે તો તેના વફાદાર બીજા સેવકો પણ ન જીવે. કેમકે અજ્ઞાન જ તો સંસાર કુટુંબનો ભરણપોષણ કરનાર છે. સૌની પુષ્ટિ

કરતું એ અજ્ઞાન જો મૂળમાંથી જાય તો એનાં ફૂરજંદો કૃશ થાય અને છેવટે પુષ્ટિના અભાવે ખલાસ થઇ જાય. અને એમ જ્યારે થાય ત્યારે સંયોગનો અભાવ થાય. કેમકે નિમિત્તની ગેરહાજરીમાં નૈમિત્તિક પણ ન જ જન્મે. આમ વિદ્યાનો ઉદય અને અજ્ઞાનનો અસ્ત થાય તેને જ શાસ્ત્રીય પરિભાષામાં હાન કહે છે. અને એમ જ્યારે થાય ત્યારે પુરુષનો દુચ્છેદ–કે દુઃસંગ છૂટે. અને જ્ઞાનસ્વરૂપ પુરુષની આત્મામાં–પોતાની પોતાનામાં જ પ્રતિષ્ઠા થાય. એ અવસ્થાને જ કૈવલ્ય કહે છે. કૈવલ્ય એટલે એકલાપણાનો ભાવ! ફક્તપણાનો ભાવ! પછી ફક્ત પોતે જ પોતાનામાં વર્તે છે! તે અદ્વિતીય થાય છે! દ્વિતીયપણું એ શોભા નથી, કલંક છે. આત્મદેવની એ ભારે વંચના છે. એ તો પ્રિયપાત્રને આપેલું મહાદુઃખ છે. એ આગન્તુક છે, પણ પછી ઘરમાલિક થઇને બેસે છે! બસ કેવળ ભાવમાં નિત્ય વિહાર, સહજ વિહાર, અકૃત્રિમ સંચાર એટલે જ મોક્ષ છે.

આ કેવળભાવ શક્ય છે કેમકે દ્વૈતભાવ આત્માનું સ્વરૂપ જ નથી. અને જે સ્વરૂપ ન હોય તે આરોપિત સદ્ભાવવાળું જ હોય! આથી યદ્યપિ વ્યવહારમાં પુરુષને બંધ મોક્ષ છે એમ કહેવામાં આવે છે પણ સ્વરૂપે તે બંધ કે મોક્ષ તેને નથી. જો એને બંધ હોત અને સ્વરૂપે જો એ બંધાતો હોત તો તો કોઈ દિવસ એ ન છૂટત. કેમકે બંધ એનું સ્વરૂપ થાત. અને સ્વરૂપનો કદી વિયોગ હોતો નથી. આપણને આપણો વિયોગ હોતો નથી. કેમકે આપણે મૂળમાં જ અદ્વિતીય છે. સાચી સમજથી અવિદ્યા ઓસરી જાય. અવિદ્યા ઉડી જતાં સંયોગ ખતમ થઇ જાય. સંયોગ દૂર થતાં દ્રશ્ય સાથેનો બુદ્ધિ સંબંધ લુપ્ત થાય છે. અને આ બુદ્ધિનો લોપ એ જ તો મુક્તિ છે. બાકી મોક્ષ એટલે કે સ્વરૂપમાં કાંઇ અતિશય થાય છે–કાંઇ વધઘટ થાય છે–એવું નથી. વળી જ્યાં સંયોગ નિવૃત્ત થાય એટલે દુઃખ નિવૃત્ત થાય. અને દુઃખની નિવૃત્તિની સાથે જ બ્રહ્માનન્દનો ઉપભોગ શરુ થાય છે. આથી સંયોગનો ઉપશમ એટલે જ હાન. અને તેનું જ નામ મોક્ષ છે. કૈવલ્ય છે. પ્રાણીમાત્રે આ સ્થિતિ મેળવવાની છે. આજે નહીં તો કોટિ યુગ પછી પણ. નો. પઠ. જ્ઞાનાચ. પં. મહિં: આપણને સ્વરૂપમાં મહાલવાની સાચી લગની નથી. અને આથી આપણને દુઃખાવસ્થામાં પણ સુખાભાસ લાગ્યા જ કરે છે. પ્રભુકૃપાથી સૌને એ સાચી સમજણનો યોગ થાઓ. એટલું પ્રાર્થી આજે તો અટકીએ. બસ. તો કુશળ હશો.

લિ૦ ભાઈના હિતવંદન.

પ્રિય ભાઈશ્રી,

છેલ્લો પત્ર તા. ૧૭-૫-૫૦ ની ગતે લખ્યો હતો. વચ્ચેના છ દિવસો મહર્ષિ પતંજલિના સંસર્ગ સિવાયના જ ગયા! હવે તો કાંઈ એવી જાણે ટેવજ પડી ગઈ છે કે જો આ પત્ર ન લખાય તો કંઈક ભારે ખોટ જાય છે! એ ખોટ પૈસાએ ન પૂરાય. બીજા કામે ન પૂરાય મિત્રો સાથેની વાતચીતથી કે પ્રિયાના ચિંતનથી પણ ન પૂરાય!! દિવસ ઉપર દિવસ જાય ને આપણે આપણા પ્રિયના વિયોગે જ રુંધાઈએ છીએ સિવાય કે યોગ આપણા સાચા પ્રિયનો યોગ નથી. અને પ્રિયનો જ જ્યાં વિયોગ ત્યાં સુખ કે ચેનનો યોગ ક્યાંથી! આપણો સૌનો પ્રિય છે પરમાત્મા. સાચો પ્રિય તે જ છે. એના વિના આપણો કોઈ સાચો વ્હાલો નથી. અને વિવેક એમ કહે છે કે આપણે પ્રીતિ બાંધીએ તો પ્રભુ ઉપર જ બાંધવી ઘટે. વ્યક્તિ ઉપર મમતાભરી પ્રીતિ એ સૂક્ષ્મ હિંસા છે. કેમકે એક વ્યક્તિના ઉપર અનેકનો અધિકાર હોય. મમતા હોય. જેને મળે તે રાજી થાય. બીજા દૂભાય! અને જે પ્રાપ્તિમાં આરે આરે પણ બીજાની દૂભવણી હોય–પછી જોઈએ તો તે લગભગ અદૃશ્ય કેમ ન હોય–એ પ્રાપ્તિ મોહવિદ્ધ જ છે! એ પ્રાપ્તિ સાચી પ્રાપ્તિ નથી–ખોટ છે. આથી પ્રીતિનું પાત્ર કોઈ વિશેષ ન હોવું ઘટે સામાન્ય જ હોવું ઘટે. સામાન્યના ઉપર સૌનો અધિકાર. અને પરમાત્મા જેટલો સર્વસામાન્ય તો કોઈ પદાર્થ જ નથી! તમો કે હું કે કોઈ ગમે તે બીજો જીવ પરમાત્માને ચાહે એટલો ચાહી શકે છે. તે સિવાયના બીજા કોઈને એ ગમે તેટલો ચાહી શકતો નથી. ચાહવા જાય તો અનેક મર્યાદાઓનો સ્વીકાર કરવો પડે. ન કરે તોય ગુન્હો. અને પ્રેમને મર્યાદા શી? જે પ્રેમ મર્યાદા સ્વીકારે તે પ્રેમ નથી. એટલે શિષ્ટતા માત્ર હોઈ શકે. સાચો પ્રેમ મર્યાદાથી પર હોય છે! કેમકે તેમા સ્વાર્થની માત્રા પણ હોતી નથી. પ્રેમના સૌ ગુણગાન ગાય છે. પણ જો તમો કોઈને ઊંડરથી અને સાચી રીતે ચાહવા માંડો એટલે તમો ગુન્હેગાર થવા માંડો છો! પ્રેમને આચાર ભૂમિમાં ઉતરેલો જોવા બહુ થોડા રાજી છે! અને આથી જ પરમાત્મા જ એક ચાહવા જેવો થાય છે. કેમકે તે સૌને સમાન છે! કોઈને–વ્યક્તિને પણ ચાહો તો તેનામાં રહેલા પરમાત્મા ઉપર જ પ્રીતિ ઢોળતી રહી! એ સિવાય ક્યાંયે ઢળેલી પ્રીતિ, પાપસ્પર્શે પુણ્યની પેરે, અભડાઈ જાય છે! વ્હાલા બધો! સૌમાં રહેલા પરમાત્માને ચાહવાની રીત તેજ યોગ છે! ચાહવામાં રહેલી ભવ્યતા પણ જો સૌમાં રહેલા પરમાત્માને ચાહો તો જ સમજાય એવી છે! ભગવાન

બુદ્ધ જ્યારે સૌને પ્રેમથી જોતા હશે ત્યારે જગદાત્મા કેટલો પ્રસન્ન અને નિર્ભય થયો હશે Love thy neighbour as thyself, એમ જ્યારે મહાત્મા ઈશુએ ઉચ્ચાર્યું હશે ત્યારે સંઘર્ષભૂખી દુનિયાએ કેટલી રાહત અનુભવી હશે? एको देव सर्वभूतेषुगूढ़, એ જ્યારે ઋષિએ અનુભવ્યુ હશે ત્યારે અણુમોઅમ'મા ગરતી પામર દુનિયા માટે કેટલો મંગળમય ઉલ્લાસ પસર્યો હશે? સૌમા રહેલા પરમાત્માને ચાહવા માડવો એ વિશ્વ શાન્તિનો મુખ્ય ઉપાય છે વિગ્રહને નામશેષ કરી મૂકવાની એ રામબાણ જડીબુટ્ટી છે ભાઇ! ચાહનાર માણસ-જીવ જેટલી ભવ્ય ચીજ આ જગતમા કાઈ નથી! ચાહ મેળવવા કરતા પણ આપવામા જે મઝા છે તે વળી કાઇ ઓર જ છે! આપવામાં જ પ્રાપ્તિ છે-સાચી પ્રાપ્તિ છે! લેવામા જ ખોટ છે! ભાઈ! આતરજીવનના હિસાબ જ જૂદા છે! ઠીક તો એ ચાહવા માટે પણ યોગ જ જરૂરી છે! તો આપણે મૂકીતુ જ-યોગનુ રહ્યુ ત્યાથી અનુસધાન કા ન કરીએ!

આપણો આત્મા-આપણુ સ્વરૂપ કેવળ થઈ શકે છે એકલુ અને એકાન્ત થઇ શકે છે અને આપણે આપણી અદ્વિતીયતા જેવી જ રહી મેળવવી જ નહી એ તો સિદ્ધાત છે. દ્વિતીય થવુ એ દુ:ખના જ મડાણ છે-શુ જીવનમા કે શુ સસારમાં અનુભવી તો પોતાની અજોડ એકલતામા રાચે કેમકે ત્યાં જ સાચી શાન્તિ-સાચુ સુખ-સાચી પ્રીતિ છે દૃશ્ય પ્રકૃતિની પકડમાથી છૂટી-અને આપણે સ્વરૂપની સમજણે તેને છોડી જાતમા જાતે જાતનો આનન્દ ભોગવતા યાવજ્જીવ રહેવુ, અને દેહત્યાગ પછી આપણી સ્વરૂપાવસ્થિતિમા જ વસવુ એનુ જ નામ હાન છે એ 'હાન' આપણે ગયા પત્રમા જોયુ

અવિદ્યાને ધોવી-સયોગને ઉજ્જડ કરવો અને એમ કરી સાચો પુરુષાર્થ પ્રાપ્ત કરવો એટલે કે 'હાન'ની પ્રાપ્તિ એ આપણુ ધ્યેય હરે છે તો એ ધ્યેયને હાસલ કરવા ઉપાય શો? અર્થાત્ પ્રકૃતિ અને પુરુષના આ અવિદ્યાથી પેદા થના-જીવના-અને જકડના સંયોગને ટાળવાનો ઉપાય શો? જવાબ વાળતા દયાદનિધાન મહર્ષિ પતજનિ કહે છે -

विवेकख्याति अविप्लवा हानोपाय. ॥ २६ ॥

अविप्लवा = વિપ્લવ વિનાની विवेकख्याति — [illegible]
हानोपाय.= હાનનો ઉપાય છે

અર્થાત્ કૈવલ્ય-સમજમા છૂપાયું છે. મોક્ષ મળવવાનો અફર ઉપાય છે, અને તે વિવેકખ્યાતિ. આ સિવાય બીજાં બધાય સાધનો ફાંફાં છે, વ્યર્થ છે. નિરર્થક કાળક્ષેપ છે. વ્યક્તિએ કૈવલાદ્વૈત અનુભવવું હોય કે સમગ્ર માનવજાતિએ અનુભવવું હોય, બન્નેને વિવેકી સમજવાળા હોવું રહેશે. વિવેકખ્યાતિને અપનાવ્યા સિવાય વ્યક્તિના કે સમષ્ટિના પ્રશ્નોનો છેવટનો અને પૂર્ણ સમાધાનમય ઉકેલ નહીં જ આવે. યુદ્ધ એ મોક્ષ એટલે કે સંસાર શાન્તિનો ઉપાય નથી. શસ્ત્રનું પ્રતિપળ રાષ્ટ્રિય પાયા ઉપર ઉત્પાદન એ શાંતિનો ઉપાય નથી જ. શસ્ત્ર સંન્યાસ પણ વિવેકખ્યાતિની અપેક્ષા રાખે છે. સામુદાયિક વિવેકખ્યાતિ જ દુનિયાના તમામ પ્રશ્નોનો સાચો ઉકેલ આણી શકે. ગઇ કાલે પણ એજ ઉપાય હતો આજે પણ એજ છે આવતી કાલે પણ એજ હશે એના સ્વીકારમાં જેટલો વિલંબ તેટલો વ્યક્તિશાંતિ કે વિશ્વશાંતિમાં વિલંબ અને આથીજ આજની દુનિયાની શાંતિ મુત્સદ્દીઓ નહીં જ આણી શકે. સંતો અને સતો જ એ લાવી શકે. કેમકે મુત્સદ્દીઓ પાસે વિવેકખ્યાતિની ઉણપ છે. સતો પાસે ઉણપ નથી. સતોની દોરવણી નીચે, નિર્ણય પ્રમાણે, જો રાજપુરુષો વર્તે અને ગુરુ સમક્ષ જેમ શ્રદ્ધાળુ અને વિનીત શિષ્ય વર્તે તેમ વર્તે તો જ વિશ્વશાંતિ હકીકત થઈ શકે! જ્ઞાન કે જગતના મોક્ષનો એટલે કે સાચા આનન્દની પ્રાપ્તિનો અને તમામ દુઃખની નિવૃત્તિનો એકમાત્ર ઉપાય છે—વિવેકખ્યાતિ!

તો એ વિવેકખ્યાતિ એટલે શું? વારંવાર એનો અર્થ આવી ગયો છે. વિવેકખ્યાતિ એટલે સત્ય સમજણે આંકી આપેલા વસ્તુમાત્રનાં સાચાં અને અફર મૂલ્યાંકનો, જે મૂલ્યાંકનમા સોના કે ચાંદીના ભાવની પેરે વધઘટ ન થાય, દેશે, કાળે કે નિમિત્તે જે પરિવર્તિત ન થાય, કાળવિદ્ધ પ્રેમની પેરે જે મોળાં નહી પડી જાય, જે સનાતન રહે—તેવાં મૂલ્યાંકનો. એ મૂલ્યાંકનો આંકવાનો મૂળ પાયો છે વિવેક. વિવેક એટલે આત્મા અને અનાત્માની વચ્ચે ભેદ, એ ભેદ કરી તેમાં આત્મા કોણ અને અનાત્મા કોણ એનું વર્ગીકરણ. તેમાથી પછી આત્માની પસંદગી અને અનાત્માનો ત્યાગ. અર્થાત્ આત્મા અને અનાત્માને લગતી સાચી સમજ એટલે વિવેકખ્યાતિ—સાચી કે ખોટી પણ સમજ જ વસ્તુમાત્રનાં મૂલ્યાંકન માંડે છે અને મૂલ્યાંકનો પ્રમાણે માણસ વર્તે છે! દેહ અને તેમાં રહેલી પ્રકૃતિની તમામ વિકૃતિઓ અને આપણું સ્વરૂપ—આત્માના સાચાં મૂલ્ય સમજાય તો કોણ પ્રકૃતિની સમક્ષ લાચાર બને? દીન થાય? ગૌરવ ગુમાવે? દયામણી સીકલ લઈ ઉભે? તો વિવેકજ્ઞાનથી આત્મા અને અનાત્માનાં મૂલ્યાંકનો માંડી આત્માને જ વ્યવહારમાત્રમા પ્રસ્થાપિત કરવાની—મૂલવવાની જે કળા તે વિવેકખ્યાતિ છે.

અને આ વિવેકજ્ઞાન કોને નથી ? સૌ આત્મા અનાત્માને લગતી ચર્ચા કરે છે નિશાળો, કોલેજો કે પ્રવચન સ્થળોમાંથી આત્મા અને અનાત્મા જૂદા છે, ધર્મે, ગુણે, કર્મે, શાને, એ બે વચ્ચે જરા પણ સામ્ય નથી, એટલુ જ નહીં વૈષમ્ય છે એમ કોણ નથી જાણતુ ? વળી શાસ્ત્રનો અભ્યાસ કરવાથી પણ આ બધુ તો સમજાય છે ! હા સમજાય છે અને તે બરોબર છે જો એ બરોબર છે તો પછી એ શાસ્ત્ર લખવાની જરુર જ નથી ! કેમ ? કેમ શુ ! આ શાસ્ત્ર લખ્યા પછી, વચાયા પછી, ભણાયા પછી, પ્રવચનદ્વારા છણાવટ કર્યા પછી પણ માણસનો સસાર પહેલા જેટલો જ ન સૂકાયેલ જોવામા આવે છે શાસ્ત્ર ભણ્યા એટલે સસાર સૂકાતો નથી, અને આમ જો એ સૂકાતો ન હોય તો પછી એ બધાની જરુર જ નથી ! વિવેકખ્યાતિ તો છે જ અને છતા સસાર પણ છે તમો તો કહો છો કે વિવેકખ્યાતિ આવે એટલે સસાર વિદાય લે હા, વિદાય લે અમો એમ જ કહીએ છીએ–અને ભારપૂર્વક કહીએ છીએ–વિવેકખ્યાતિ છતા જો સસાર ન જ ગયો તો જાણજો કે એ વિવેકખ્યાતિ ન જ હતી થોડુ દેખાય માટે જ બગનુ હસ થઇ જાય એમ કોણ કહે બાકી વિવેકખ્યાતિ આવે એટલે સસાર જાય જ એ ધ્રુવ સિદ્ધાંત છે તો એ વિવેકખ્યાતિ કેવી હોવી ઘટે ? જવાબ છે–अविप्लवा–આ વિશેષણનુ રહસ્ય જાણી લે તેને ઉપરો પ્રશ્ન મૂઝવી નહીં શકે. વિપ્લવ એટલે ડામાડોળ સ્થિતિ અવિપ્લવ એટલે અડોલ સ્થિતિ. અકમ્પ સ્થિતિ–અવિચળ સ્થિતિ વહાણ જેમ સૂકાનીવાળુ હોય તો બરદરીએ પણ હંકારી શકાય તેમ વિવેકખ્યાતિ પણ અવિપ્લવ હોય તો સસારના ભરદરીએ પણ નિર્ભયપણે હંકારી શકાય છે ! તો આ ડામાડોળ વિવેક-ખ્યાતિ એટલે શુ ? ડામાડોળ જ્ઞાન એટલે સશય અને ઉલટા જ્ઞાનની–અજ્ઞાનની દુર્ગંધવાળુ જ્ઞાન–જ્ઞાન જ્યાસુધી સશયવાળુ હોય, અજ્ઞાનની દુર્ગંધે લપટાએલુ હોય ત્યાસુધી એ સ્થિર થતુ નથી એટલે કે આચારભૂમિકાએ તેને ઉતારવા જેટલુ મજબૂત થતુ નથી ! આથી વિપ્લવ એટલે કે ઉલટ તો જન્મજન્મની વાસનાથી તન્મોળ થએલુ મિથ્યાજ્ઞાન જ છે અને એ મિથ્યાજ્ઞાન જ સાચ જ્ઞાનની કાલિમા છે સશય અને ઉલટા જ્ઞાન સિવાયનુ જે સમ્યક્ જ્ઞાન તે જ વિવેકખ્યાતિ છે એટલે કે તાત્ત્વિક-જ્ઞાન છે અને આવુ જ્ઞાન ત્યારે જ થાય ત્યારે તે વસ્તુના સાક્ષાત્કારમાથી જન્મેલુ હોય ! અર્થાત્ જ આત્મા અને અનાત્મા–પ્રકૃતિ અને પુરુષ–દૃશ્ય અને દ્રષ્ટાનુ જે સાક્ષાત્કારાત્મક જ્ઞાન તે જ "અવિપ્લવ વિવેકખ્યાતિ" છે આનો અર્થ એ કે અનુભવ સિવાયનુ જ્ઞાન, સ્વપ્નની વિદ્યાની પેરે, ઉત્તી ઘડીએ દગો છે આથી આત્મા અને અનાત્માનુ વાચિક જ્ઞાન કે શાબ્દીક જ્ઞાન કામ નહીં આવે કલ્પનાના લાડુએ

કે વાતનાં વડાંએ કોઇ ધરાતું નથી. અને આથી જ સાક્ષાત્કારનાં મૂલ્ય છે. અર્થાત્ ભૂમિકાક્રમે જોઇએ તો પહેલાં આત્મા—અનાત્માનું શ્રવણ, પછી મનન, પછી નિદિધ્યાસન અને અંતે દર્શન આવે. એ દર્શનાત્મક જ્ઞાન જ આચાર પ્રેરક બની શકે. કેમકે એ જ્ઞાન તત્ત્વસ્પર્શી છે. એ સિવાયનું જ્ઞાન છેહ દેનારું નિવડે. અહીં દર્શનાત્મક સમજની વાત છે. અને એ સાધનાનો વિષય છે. જીવનભર જે સાધના કરે અને યોગ્ય દિશામાં સાધના કરે તેને અવશ્યમેવ આ જ્ઞાન મળે. છેવટની જ્ઞાનભૂમિકા તે અવિપ્લવ વિવેકખ્યાતિ છે. વિવેકી સમજથી વાસનાસહિત મિથ્યાજ્ઞાનનો નાશ થાય છે. મિથ્યાજ્ઞાન મરતા સંયોગનું અવસાન થાય છે. અને સંયોગનું અવસાન થતાં દુઃખત્રયનું અવસાન થાય. અને દુઃખત્રય જતાં જ બ્રહ્માનન્દની પ્રાપ્તિ થાય છે. એટલે કે કેવલાદ્વૈત સ્થિતિમાં રમાય છે.

વિવેકી સમજ જ દુઃખત્રયના નાશનો એકમાત્ર ઉપાય છે, એ એના ઉપરથી સમજાવું જોઇએ, એટલે કે એ વિચારસરણીને અનુસરીને જીવનનો ક્રમ ગોઠવાવો જોઇએ. અને વ્યક્તિની પેરે સમષ્ટિને પણ આજ ન્યાય લાગુ પડે છે. દુનિયાભરના પુસ્તકો કે શાળાઓ, કે કોલેજો, કે મહાવિદ્યાપીઠો, શિક્ષકો કે આચાર્યો, વિવેકને પોષે ત્યાં સુધી જ અર્થવાળા છે. વિવેકથી વેગળા થતાં આ બધાય સૌભાગ્ય વગરના છે. માનવજાતની શિક્ષણપ્રથામાં આ મૂળ વિવેક જો પાયામાં રાખવામાં આવે તો અગાધ અંધારામાં અફળાતું, જગત થોડા વર્ષે પણ પાછું અજવાળું જુએ. વિવેક કે અવિવેકમાંથી જ વસ્તુનાં મૂલ્યાંકનો જન્મે છે. એ મૂલ્યાંકનો ઉપરથી જ વર્તન થાય છે. વર્તનથીજ સંસ્કૃતિ ઘડાય છે, વ્યક્તિ અને સમષ્ટિ સુખ કે દુઃખ મેળવે છે. આજની ભારે અર્થશૂન્ય દોડધામ આ વિવેકના અંધાપાને આભારી છે. માણસજાતની નેતાગીરી આજે ગઢ ભૂલેલી છે. અને આથી દુનિયા આજે શાંતિરહિત થઈ છે. અને આ હેતુથી જ આવા સત્પથદર્શક શાસ્ત્રો કે વિચારકોના વિચારોથી દુનિયામાં સાચા અર્થમાં ક્રાન્તિ આવશે. પ્રભુ એ દિવસ જલ્દી આણો—અસ્તુ. વધુ હવે પછી.

લિ૦ ભાઈના હેતવદન

(૬૫)

પ્રિય ભાઈશ્રી, [illegible]

બીજી બધી ટપનો પતાવીને આપને લખવા બેઠો છુ અત્યારે સમય થોડો જ છે કેમકે ગીતામધુ અંગે બીલીમોરા પ્રેસમા છ ની ગાડીએ જવુ છે છતા થો_ પણ લખાય અને એ રીતે સમયનો ઉપયોગ થાય એ લોભે લખી રહ્યો છે, હૈયુ પણ કાઇ બળબળ થયા કરે છે ઘણી વેળા એવુ થાય છે આપણને કારણ નથી જ સમજાતુ અને આથી નિષ્કારણે જ હૃદય જલ્યા કરે છે ક્યાક પરમાત્માની દૂભવણી થઇ હશે નહીતર અપ્રસન થવાનુ કશુ કારણ જ નથી સિવાય કે પરમાત્માની દૂભવણી, ઉદાસીનતા કદી હોઇ શકતી જ નથી સ્વરૂપે જો આપણે આનંદમય છીએ તો પછી ઔદાસીન્ય કોઇક પણ ઠેકાણે થએલા આત્માપરાધનુ જ ફળ હશે આ લખવા બેઠો છુ, ત્યારે પણ હૃદય કોઇ ઊંડી અનન્મત વેદના અનુભવી રહ્યુ છે કદાચ પરમાત્મા નથી જોયા તેની એ સજા તો ન હોય! પણ જાણે રડુ રડુ એમ થઇ રહ્યુ છે કોઈ ઉચ્ચ વસ્તુને માટે મન મૂંઝારો અનુભવતુ હશે? કે પછી કોઇ દુન્યવી ઇચ્છાભંગથી એ દૂભીનુ થઇ લાચાર બની આવુ ઉદાસ થયુ હશે? ભાઇ! રડવાનો પણ એક અનેરો આનંદ છે કાઇ અદૃશ્યનુ અદમ્ય આકર્ષણ હોય જીવનની પેલે પાર કોઇ રમણીય પણ પડદા પાછળનુ બોલાવી રહ્યુ હોય, કાઇક સરસ જાણે નોતરી રહ્યુ હોય પણ તેની નિકટ પહોચાતુ ન હોય, જાણે કૃતાર્થતા આવી પહોચી હોય ને છેલ્લી પળે સરકી જતી હોય એવી કાંઇક વેદના થાય છે જાણે રડીને સમુદ્ર ભરી દઉં જાણે મહાનલની આગે સળગીને સૌને સળગાવી દઉં જાણે ઘટઘટમા પ્રસરી જઈ સર્વમય થઇ રહુ અને જગતને કરુણાના કમંડળુથી પળપળ નવરાવુ—પ્રેમની સરિતાએ—પ્રેમની મંદાકિનીમાં ન્હાવુ અને ન્હવરાવવુ—આવુ બધુ થાય છે વ્હાલા ભાઇ! પ્રહ્લાદની માફક પરમેશનો પ્રેમ પરિરંભ—પ્રેમાલિંગન પામ્યા સિવાય—જાગતી અવસ્થામા તેની રૂપમાધુરી અને સ્પર્શમાધુરી અનુભવ્યા સિવાય—તેના પાવન સ્પર્શે રોમાચ અને મનોનયન વાણીની લયમય સ્તબ્ધતા અનુભવ્યા સિવાય—તેની ગોદમા બેસવાનુ પરમ સૌભાગ્ય પામ્યા સિવાય કોને ચેન પડે? '—ધા કૃષ્ણ' બોલ બોલતા મહાયોગી શુકદેવને છ મહિનાની દીર્ઘ સમાધિ થઇ જતી આત્મલોકમાં અચાનક સરી પડતા તેમને આનંદમા લાવવા પ્રયત્નો કરવા પડતા ભગવાન રામકૃષ્ણ પરમહંસ—'મા' કહેતા સાથે બહિર્ભાન ભૂલી જતા! મહાચેતનમા ગરકાવ થઇ જતા! ચિત્રવત્ સ્તબ્ધ થઈ જતા! 'હરિબોલ' કહેતાં સાથે જ ચૈતન્ય મહાપ્રભુ સમાધિલીન થઇ જતા! સૌમા રહે તો હરિને

જ્ઞાનની સપાટી પર છતા કરી દેતા! હૃદયપલટો કરી નાખતા! અહંની કઠોરતાને-લોખંડી દૃઢતાને પીગળાવી નાખતા! પ્રિયના નામસ્મરણમાત્રે આ મહાત્માઓના નેત્રમાથી ગંગોત્રી જમ્નોત્રી વહેતી! આવુ આપણુને ન થાય ત્યા સુધી શુ ચેન? શી કળ! પરમાત્માનો મહાપ્રેમ આપણને જ્યા સુધી રસમય ન કરી મૂકે ત્યા સુધી શો આનન્દ! તે આપણને તેના વિરહે ન રડાવે, પાણીથી પાતળા ન કરી મૂકે તો શી મઝા? આગળ પણ એક વેળા લખ્યુ જ હતુ કે પરમાત્માને પામવો હોય તો ગોપીને ગુરુ કરો આપણામા ગોપી ન જન્મે ત્યા સુધી યોગ પણ વાઝીઓ જ જાણજો લૂખા અને નીરસ જ્ઞાનને કેનાગ શુ કરવુ! જે જ્ઞાન પ્રિયના મહામહિમાને છતો કરી આપણને ઓગાળી ન નાખે તે જ્ઞાન પણ અજ્ઞાનનુ જ પાસુ સમજજો બ્રહ્માનુભવી નીરસ કેવી રીતે રહી શકે? પ્રેમશૂન્ય કેવી રીતે ટોઈ શકે? ભક્તિરહિત કેમ સભવી શકે? એક દેહભાનમા રુંધાયેલા આત્મા ઉપર આટલી અતૂટ પ્રીતિ છે! તો જેને સૌમા મારો જ આત્મા રમી રહેલો છે એ સાક્ષાત્ સમજાય તેને પ્રાણીમાત્ર ઉપર અતૂટ પ્રીતિ વછૂટે કે નહીં! અને એજ પ્રીતિ યોગની ચરમ ભૂમિકા છે પાતજલ યોગ પ્રેમયોગની પ્રસૂતિ કરી કૃતકૃત્ય થઇ જાય છે! જ્યા સુધી પ્રેમયોગ ન પેદા થાય ત્યા સુધી પાતજલ યોગ વધ્ય છે પ્રેમ અને પ્રેમ જ ફક્ત સૌ યોગોનો એક યોગ છે! સાગર જેમ નદીઓની તેમ ઉપાયમાત્રની સગમભૂમિ છે-પ્રેમ યોગ એ પ્રેમયોગની ઉપેક્ષા જ આજે ઉદાસીનતા હશે? ઠીક તો એ પરમપ્રેમની અવસ્થાનુ જ શાસ્ત્રીય નામ છે "अविप्लवा विवेकख्याति" ગયા સૂત્રમા એ વિવેક ખ્યાતિ જ સસારરોગનુ એકમાત્ર વારણ-મારણ કે તારણ છે એ જોયુ એ વિવેક ખ્યાતિને પ્રાપ્ત કરી ચૂકેલ માનવ મહાત્મા યોગીની સમજ કેવી હોય છે એનો આંતરપ્રકાશ કેવો હોય છે? એ બતાવવુ એ હવે પછીના સૂત્રનો આશય છે એની સમજમા આપણી સમજે તન્મય થવુ રહે છે કેમકે આપણે પણ એ પ્રેમની મહાદશામા જવાનુ છે! અર્થાત્ આદર્શનુ સતત સ્મરણ ધ્યેયવીરને માટે અનિવાર્ય છે તો માનવ આત્મા વિકાસમા ક્યાં સુધી જઇ શકે છે એ બતાવતા ભગવાન પતજલિ કહે છે-

तस्य सप्तधा प्रान्तभूमि· प्रज्ञा ॥ २७ ॥

तस्य=તેની વિવેકખ્યાતિ સપન્ન ભગવાન યોગીની सप्तधा=સાત પ્રકારની प्रान्तभूमि·=છેવટની प्रज्ञा=બુદ્ધિ થાય છે

અર્થાત્ વિવેકી માણસની છેવટની સાત પ્રકારની સમજ હોય છે. અહીં વિવેકી એટલે આત્માનો સાક્ષાત્કાર પામેલ પુરુષ. અર્થાત્ સાચા અર્થમાં પંડિત. જેની આત્મા અને અનાત્માને લગતી સમજણમાં સંશયની કાંકરી નથી, ઉલટાં જ્ઞાનની ગંધ નથી અને તે ઉપરાંત તત્ત્વને અડકી આવેલી જેની સમજ છે-તે માણસના હૃદયમાં સાત પ્રકારની જ બુદ્ધિ હોય છે અને તે બુદ્ધિ પણ પ્રાન્તભૂમિ હોય છે. પ્રાન્તભૂમિ શબ્દ લગભગ પારિભાષિક છે. ભૂમિ એટલે અવસ્થા. પ્રાન્ત એટલે અત્યંત છેડાવાળી. જે છેડે પહોંચ્યા પછી આગળ જવાનું રહેતું નથી, તેને પ્રાન્ત કહેવાય. સમજણની પણ છેવટની ભૂમિકા હોય છે એ છેવટની ભૂમિકાને મેળવ્યા બાદ આગળ કશું મેળવવાપણું રહેતું નથી.

તો એ સાત પ્રકારની પ્રજ્ઞાની પ્રાન્તભૂમિ કઈ? વિષયના ભેદે પ્રજ્ઞાના પણ ભેદ પડે છે. જિજ્ઞાસા, જિહાસા, પ્રેપ્સા, ચિકીર્ષા, શોક, ભય, વિકલ્પ આ સાતની નિવૃત્તિરૂપી ફળવાળી આ પ્રજ્ઞા હોય છે.

અર્થાત્ રાજસ તામસ વૃત્તિનો છેક નિરોધ થઈ જતાં અને સત્ત્વગુણનો ચોવીસે કલાક સ્થિર ઉભરો થતાં સ્થિર વિવેકી સમજણ માણસને મળે છે. એ સમજ પૈકી પહેલાં તો જિજ્ઞાસાની નિવૃત્તિ થાય છે. જિજ્ઞાસા એટલે જાણવાની ઈચ્છા. હેય=સંસાર જાણવા જેવો હતો. એમાં જાણવા જેવું શું હતુ? આ પ્રશ્ન સ્વાભાવિક છે. જવાબ પણ તેટલો જ સરળ છે. પ્રકૃતિ અને તેના પરિવારમાં આવતી એકે એક વસ્તુ હેય છે. કેમકે એના સંસર્ગે પરિણામ સંસ્કાર અને તાપ દુઃખનો આપણને લાભ મળે છે! તે ઉપરાંત ગુણોના વર્તનમાં પ્રતિપળ વિરોધ હોય છે! આથી– "દુઃખમેવસર્વં" એટલું જાણવા જેવું હતું. અને સંસારનું આજ તત્ત્વજ્ઞાન છે ને! જેને એ દુઃખમય નથી જ લાગ્યો તેને માટે એ હેય-ત્યાજ્ય નથી જ. તેને તો એ રમણીયતાનું આગાર લાગે છે. રસનો દરીયો લાગે છે. અને આટલો જ વિવેકી અને અવિવેકી વચ્ચે તફાવત છે ને? વિવેકી તો દુઃખગર્ભ સુખને પણ દુઃખ જ સમજે છે. આ ભીતરમાં–સુખના હૃદયમાં રહેલું જે દુઃખ છે તે વિવેકનેત્રેજ જણાય એવું છે.

સમાધિ સુધી પહોંચેલા આ વિવેકી યોગીને જ આ વાત દીવા જેટલી ચોખ્ખી દેખાય છે. અનુભવાય છે. એને હવે એ સમજાવવા શાસ્ત્રના આધારની જરૂર નથી. હવે એ જાત અનુભવે, જાતની નજરે જોઈ શકે છે કે દુઃખી છે આ દુનિયા. પણ તમાચો મારીને મોઢું લાલ રાખવાની એને જૂની ટેવ છે! સમજણની ભૂમિકાએ યોગીને આનો અફર નિશ્ચય થઈ ચૂક્યો હોય છે.

અને આથી જ એ અંતરમાં જાણી જાય છે કે દુઃખરૂપ સંસાર હેય છે, અને તેને મેં જાણી લીધો છે. હવે એ હેયને લગતું મારે કશું વધુ જાણવા જેવું રહ્યું નથી. સંસારને લગતું વધુ જાણવા જેવું રહ્યું નથી એ જ આ સમજની સીમાદોરી છે। અર્થાત્ વિવેકની નજર અનાત્મા દુઃખદાયી છે એ સમજી જાય છે અને તે પ્રમાણે તેના જીવનમાં મૂલ્ય આંકે છે. દુઃખને કોઈ વેચાતું લેવા થોડું જ ઇચ્છે? સંસાર જો દુઃખ છે અને આપણે જો સુખના ગરજુ જ છીએ તો દુઃખનો સ્વાભાવિક ત્યાગ આપણા મનના વલણમાં હોય છે! આથી સમજુ સંસારના સ્વાભાવિક, અકૃત્રિમ, સહજ ત્યાગ માટે સદા તૈયાર હોય છે. અને સંસાર મનોમય છે. વાસનાની રંગોળી છે. વિવેકજ્ઞાનનો જેનામાં સંસ્કારે, પ્રભુકૃપાએ, આત્મકૃપાએ કે કોઈપણ અન્ય નિમિત્તે ઉદય થઈ જાય તે સંસારની કિંમત હેય તરીકે જ આંકશે. આપણને આવું લાગે છે? જો કુદરતી દુઃખના પાશમાંથી છૂટવાની વૃત્તિ થાય તો જાણજો કે કે વિવેકજ્ઞાન આપણામાં આવી ચૂક્યું છે!

જિહાસાની નિવૃત્તિ બાદ બીજી અવસ્થા, સમજણની સીમાદોરી તે જિહાસા નિવૃત્તિ છે. જિહાસા એટલે ત્યાગ કરવાની ઇચ્છા. શું ત્યાગવાની ઇચ્છા? તો હેયનું કારણ શું? અવિદ્યા વગેરે પાંચ ક્લેશો. ત્યાગ કરવા યોગ્ય એ પાંચે ક્લેશોને એવો વિવેકી તજી ચૂક્યો છે. વિપ્લવ-વિવેક વગેરેના વિરોધી મોરચાઓ ઉપર દૃઢપણે ઝઝૂમી તેણે અવિદ્યા અસ્મિતા વગેરેને મૂળમાંથી જ ઉખેડી નાખ્યાં છે! હવે, એને આગળ ત્યાગવાનું કશું બાકી રહેતું નથી આ છે એની સીમાદોરી. તજી ચૂક્યો છે હેયના હેતુઓને. હવે આગળ કશું તજવા જેવું નથી, એ એને દૃઢપણે જાત અનુભવે સમજાઈ જાય છે! આમાં પણ વિવેકના મૂલ્યાંકનો જ છે। અવિદ્યા વગેરે દુઃખના કારણો છે. માટે સુખાર્થીથી એ બધાંનો સંગ્રહ ન જ થાય. વિદ્યા વગેરે સુખનાં કારણો છે. આથી સુખાર્થી માટે એમનો સંચય ધર્મ છે. એ આ યોગી કરી ચૂક્યો છે. પરિણામે ક્લેશોનો સદાને માટે ત્યાગ જ રહે છે.

સમજણની-ત્રીજી સીમાદોરી તે પ્રેપ્સા-નિવૃત્તિ. પ્રેપ્સા એટલે પ્રાપ્ત કરવાની ઇચ્છા. શું પ્રાપ્ત કરવાની ઇચ્છા? તો હેયહેતુનું હાન! એટલે દુઃખના કારણનો નાશ. એ પણ એક જાતનો દૃઢતમ નિશ્ચય જ છે! નિરોધ સમાધિદ્વારા આવો યોગી નિશ્ચય કરી લે છે કે પ્રકૃતિ અને પુરુષના સંયોગનો અભાવ એટલે જ હાન છે! આથી આગળ એને કશું વધારે નિશ્ચિત કરવાનું રહેતું નથી. આ તે એની સીમાદોરી.

રહ્યા છે! તેની સાથે મારુ ચિત્તસત્ત્વ પણ લીન થતુ જાય છે! મસારીનુ દેવાળુ ફૂન્તુ જાય છે! હવે કોઈ પ્રયોજન રહેતુ ન હેવાથી એ ગુણોનો ભાવિમા કદી બુદ્ધિ વગેરે વિશેષરૂપે ઉત્પાદ થવાનો નથી આ નિર્વિચિકિત્સ=નિઃસશય જ્ઞાન એ મહાજાગૃત અવસ્થા છે! પોતાની ચાનુ દેહને અતે જરૂર અનન્ત મુક્તિ થવાની જ છે!–આવો નિઃસશય બ ન નિશ્ચય તેના હૃદયમા સદા હાજર હોય છે! અને આથી એને હવે ભાવિનો ભય નથી કૃતાર્થ જીવન માટે તો "महतीविनष्टि" નો ભાવિભય અનાગત હોય છે! **द्वितीयाद् वै भय भवति**–બીજાથી નિશ્ચય ભય થાય છે! હવે અહીં તો અદ્વિતીયતાનો અનુભવ છે! અને આથી ભયને ભય લાગવા માડે છે! આજસુધી જે ભય એને જન્મોજન્મ પજવતો હતો તે ભયજ હવે એનાથી નાસે છે! અને એની છાયામાથી સદાને માટે ભાગે છે! વનગજની પેઠે એવો આત્મા કેવળ નિર્ભય થઈ જાય છે! અને સૌથી જબરો ભય તે મોતનો અહીં તો હવે મોત જ મરી જાય છે!

અને આ છ એ ભૂમિકાને અતે–પરિણામે આવે છે તે સ્વરૂપાવસ્થાન ચિત્તવિલયની અવસ્થામા પુરુષ ગુણાતીત થાય છે સ્વરૂપમા અને સ્વમહિમામા તે નિત્યસ્થિત બને છે ચિદેકરસ થાય છે! કેવળ થાય છે અને કેવળ-અમિશ્રિત–ગુણસગરહિત થયેલો તેવો આત્મા પરમાત્માની સાથે સગમ પામે છે! આ છે છેવટની ભૂમિકા આથી આગળ ક્યાયે કોઈએ કદીએ જવાનુ જ નથી પરમાત્માનો સાક્ષાત્કાર અને તદ્રૂપે જીવતાજીવત અને ત્યા બાદ નિરન્તર અવસ્થિતિ એ માનવઆત્માના વિકાસની અવધિ છે! અહીં હવે વિકલ્પ નથી વિપરીત કલ્પના નથી ભ્રમ નથી સદેહ નથી સાક્ષાત્ જાને જ્ઞાનમાં રહેવાનુ છે! આથી આ ચરમ ભૂમિકા છે! આ ત્રણે ભૂમિઓ સહજ છે અગર તો કહો પ્રભુકૃપા લભ્ય છે આ છે લી અવસ્થાઓ પ્રાપ્ત થતા ચિત્તની પકડમાથી ચિત્ત–આત્મા મુક્ત થાય છે! અને આથી જ એ ત્રણને–ત્રણના સમુચ્ચિત સ્વરૂપને 'ચિત્તવિમુક્ત' નામે યોગીઓ ઓળખે છે!

બસ આ સાત પ્રકારની પ્રાન્તભૂમિ પ્રજ્ઞા જેને મળે તેજ આત્મા નિર્વિકલ્પ છે તેજ જીવન્મુક્ત છે તેજ કુશળ છે તેજ અશરીરી આત્મા છે તેજ ક્ષત્રિયવરિષ્ઠ છે!

ભાઇ! આ તમ્મર આવે એટની ઉંચાઈ જોતા આપણને નિરાશા થવાનો પણ સંભવ છે! આટનુ ઉંચે જોતા જતાજ આપણને ચકરી આવવાનો સંભવ છે! આપણે ક્યા? એ પ્રશ્ન થઇ આવવાની શક્યતા છે! આપણે એ અવસ્થાએ ક્યારે? આ મુંઝવણની સંભાવના છે! પણ તેથી જ-એની ઉંચાઇને કારણે જ એને માટે યત્ન કરવા જેવો છે! અરે! **हतभगो हि नागाना श्लाघ्यो गिरिविदारणे**-હતનો ભંગ છે ધન્ય હાથીનો ગિરિદારણે-સમજવાનુ તો એ છે કે આપણે ભલે એટલા ઉંચા આજે નહીં જઇ શકતા હોઇએ-પણ માનવ આત્મા આટલી ઉંચાઇએ જઈ શકે છે એજ ઓછુ પ્રેરક છે? કાળા માથાનો માનવી કેટલી પ્રગતિ સાધી શકે છે! વળી આટલે ઉંચે ગયા સિવાય છૂટકો જ નથી! રોકળ કરતા પણ જવાનુ જ છે અને હસતા હસતા પણ જવાનુ જ છે! ત્યા ગયા સિવાય આરો નથી માનવ માને કે ન માને એણે જન્મેજન્માતરમા પણ પરમાત્માનુ મિલન કરવાનુ જ છે! તો પછી આજથી જ કા નહીં? જેટલુ ચાલ્યા તેટલુ તો સહી અહીં તો ભગવાનની ભાષામા કહીએ તો **नेहाभिक्रमनाशोऽस्ति** અને વળી **प्रत्यवायो न विद्यते ।** એટલુ જ નહી-**स्वल्पमपि अस्य धर्मस्य** હોય તો **त्रायते महतो भयात्**-મમ આજ છે પ્રેમની ચરમસીમા જે કોઈ પ્રેમયોગમા પૂરો પાવરધો નહીં થાય તેનો ભેય નાશ નહીં પામે! બસ તો અજે અહીં જ વિરમીએ પ્રભુકૃપાએ આગળ હવે પછી એજ

લિ ભાઈના હેતનંદન.



# (૬૬)

પ્રિય ભાઈશ્રી,

યોગની ધૂનમાં વ્યવહાર પણ વિસરી જવાય છે ને? તમારું કુશળ તો આજે કેટલાયે દિવસથી પૂછાતું જ નથી. યોગ તો સર્વદેશીય દક્ષતા આપે! સમપ્રમાણતા જો કળાના સૌન્દર્યનો પાયો હોય તો જીવનકળાના સૌન્દર્યમાં યોગ સમપ્રમાણતા દેનારો હોવા જ જોઈએ. આથી વ્યવહાર કે પરમાર્થ—બન્નેમાં દક્ષતા હોવી જ જોઈએ. યોગી એટલે એકાંતવાસી જ. દુનિયાથી દૂર દૂર ગુફામાં જ વસતો. સંસારથી સદા અળગો જ. જરા જરામાં દુન્યવી વ્યવહારને ભાંડતો જ. હંમેશાં સંસારને નિન્દતો કે અવમાનતો જ—આવી કંઈ વિચિત્ર કલ્પના યોગી વિષે સામાન્ય જનતા સેવે છે. બાકી વસ્તુગત્યા તો આવું નથી જ. યોગની કસોટી જ તો વ્યવહારમાં છે! યોગ માનવને કર્તવ્યમાં અખંડ એકાગ્રતા આપે. ફલમાં અખંડ અનાસક્તિ આપે. કરવામાં મઝા આપે. ભોગવવે તટસ્થ કરે. અને આથી યોગ એ દિવાળીની માફક, દિવસે એક વખત—નક્કી કરેલે વખતે જ ન હોવો ઘટે. તિથિની માફક રોજ હોય—અને ક્ષણેક્ષણ હોય. યોગીને તો પળેપળ દિવાળીની જ પળ. પળેપળ પુત્રોત્પત્તિનો જ ઉત્સાહ. પળેપળ મધુરજનિનો જ અખૂટ અને નવલ આનન્દ. પળેપળ સ્મિતની જ પળ. પળેપળ લાભની જ પળ. ચાલુ ગાડીએ કઈ પળ પ્રગતિની નથી? આથી યોગી તો વ્યવહારમાંએ સુંદર. પરમાર્થમાંએ સુંદર. જન્મમાં યે સુંદર. મરણમાં યે સુંદર. સૌભાગ્યમાં યે સુંદર. વૈધવ્યમાં પણ સુંદર! યોગ જીવનના સર્વદેશીય સૌન્દર્યનો પાયો છે! યોગીની ખૂબીજ કોઈ ઓર છે! આ સૌન્દર્યધામ યોગ એ જીવનની એકમાત્ર સાધના હોવી ઘટે. ઠીક, તો ગઈ કાલે જ્યાંથી એ અધૂરી રહી ત્યાંથી આજે હવે આગળ ચાલીએ ને? ચાલનાર કોઈક દિવસ પણ નિશ્ચિત ધામે પહોંચશે. ચાલતી અશ્વે નહીં તો કીડીના વેગે તો ચાલીએ. ખેર!

ગઈ કાલે યોગીજનને પ્રાપ્ત થતી સાત પ્રકારની 'પ્રાન્તભૂમિ પ્રજ્ઞા' જોઈ. માનવ આત્મા કેટલો વિકાસ સાધી શકે છે એ શક્યતાને આપણે નિહાળી. આજ પણ માણસ ધારે તો કેવલ થઈ શકે છે. પણ એ ધારતો

નથી. ધારે તો કરતો નથી. કરે તો યોગ્ય કરતો નથી. યોગ્ય કરે તો ટકતો નથી. ટકે તો છેવટ સુધી ટકતા થાકી જાય છે! પ્રયત્નને તો વિરામ ચિહ્ન હોઇ જ ન શકે પ્રાન્તભૂમિ પ્રજ્ઞાને મેળવી શકે એવું મનુષ્ય જીવનભર ક્ષુદ્ર ખ્યાવોમાં જ ગમ્યા કરે-પાર્થિવ આકર્ષણોની જીવલેણ માધુરીમાંથી છૂટવા યત્ન જ ન કરે, ભગવાનની ભાષામાં "एतावा इति निश्चितः" ના છેક નાના કૌંસમાંથી નીકળવા જ ન ઇચ્છે-એ કેવી કરુણતા છે? જાણી જોઇને, માણસ દુ:ખી થાય છે. એને સુખ ગમતું નથી. એટલે કે સુખની કિંમત આપવા એ તૈયાર નથી. અને દુ:ખની કંટાળો આપે એટલી ફરિયાદ પળેપળ કર્યે જ જાય છે! આથી વધુ પતન કયું?

પણ આમ કેવળ પાણી ચઢાવ્યે યોગ થોડો જ સિદ્ધ થાય? હવે તો વિવેકખ્યાતિ મેળવીને જ વિરમવું ઘટે. અને વિવેકખ્યાતિ કાંઇ બજારૂ તો ચીજ નથી. પૈસા આપીને ખરીદાય એમ નથી. કોઇની આપેલી કામ આવતી નથી. કોઇની તૃપ્તિએ અહીં કોઇ તૃપ્ત થતો નથી. તો હાનના ઉપાયરૂપ વિવેકખ્યાતિ કેવી રીતે મેળવાય? કેવી રીતે માનવમાત્રની પહોંચમાં એ આવે. અર્થાત્ વિવેકખ્યાતિને પ્રાપ્ત કરવાનો ઉપાય શો? ભગવાન પતંજલિ કહે છે:-

**योगांगानुष्ठानात् अशुद्धिक्षये ज्ञानदीप्तिः आविवेकख्यातेः ॥२८॥**

**योगांग०**=યોગના અંગોના આચરણથી **अशुद्धि०**=અશુદ્ધિનો નાશ થતાં **आविवेक०**=વિવેકખ્યાતિ પર્યન્ત **ज्ञानदीप्तिः**=જ્ઞાનની ચમક થાય છે.

અર્થાત્ જ હવે શરૂ થતું પ્રકરણ આપણા જેવા સામાન્ય માનવો માટે અતિ અગત્યનું છે. વિવેકખ્યાતિ, મેળવવાનો એકજ ઉપાય છે- અને તે યોગનાં અંગોનું અનુષ્ઠાન. યોગનાં આઠ અંગો છે. તે તમામ આગળ આવનારાં છે, એ આઠે આઠ અંગોનું વિધિપૂર્વક આચરણ કર્તવ્ય છે. શાસ્ત્રમાં કહેલી રીતે એ આઠેઆઠ અંગોનું આચરણ અહીં વિહિત છે. આથી યોગાંગની આચરણ ભૂમિકાએ પણ શાસ્ત્રીય પ્રયત્ન કરવો જોઇએ.

જેમ જેમ માણસ યોગના અંગોનું નિષ્ઠાપૂર્વક અને વિધિપૂર્વક આચરણ કરે છે તેમ તેમ તેના હૃદયની અશુદ્ધિઓ ક્ષીણ થતી જાય છે. અને જેટલા પ્રમાણમાં તે અશુદ્ધિઓ ધોવાય તેટલા પ્રમાણમાં જ્ઞાનની-સાચી સમજની ચમક પણ વધતી જાય છે.

તો એ અશુદ્ધિઓ કઈ? પાપ અને પુણ્ય મલિન પાપ પર્યાયી અવિદ્યા જ મુખ્ય અશુદ્ધિ છે જેમ જેમ યોગના અંગોનુ આચરણ સંચિત થતુ જાય છે તેમ તેમ, સૂર્યના કિરણે અંધારની પેરે અજ્ઞાનની ગદકી દૂર થતી જાય છે। અને જેમ જેમ અજ્ઞાન વેરાતુ જાય તેમ તેમ તે પ્રમાણમા જ્ઞાનની ચમક વધતી જાય છે જ્યારે અશુદ્ધિ ધોવાઇને શૂન્ય થાય છે ત્યારે જ્ઞાનની ચમક ખીલીને પૂર્ણ થાય છે। આ જ્ઞાનની ચમકની છેવટની હદ તે વિવેકખ્યાતિ છે પરિપૂર્ણ સમ્યક્ જ્ઞાનની નિર્મલતમ અભિવ્યક્તિ તેજ વિવેકખ્યાતિ છે। આમ યોગના અંગોનુ આચરણ અશુદ્ધિના વિયોગનુ કારણ છે કુહાડો જેમ છેદવા યોગ્ય વૃક્ષના વિયોગનુ કારણ છે તેમ તે ઉપરાંત એજ પ્રાપ્ત કરવા યોગ્ય વિવેકખ્યાતિની પ્રાપ્તિનુ કારણ છે ધર્મ જેમ સુખની પ્રાપ્તિમા કારણ છે તેમ આથી તમામ યોગોના અંગોનુ આચરણ જ આપણે માટે ધોરીધાટ છે। યોગાંગોનુ આચરણ જ આપણે માટે આત્મદર્શનનો રાજમાર્ગ છે। સ્વરૂપમાં વિરાજવા માટે યોગાંગનુ અનુષ્ઠાન જ એક માત્ર ઉપાય છે

જો વ્યક્તિ યોગાંગનુ સેવન કરે તો વ્યક્તિને અને સમષ્ટિ જો કરે તો સમષ્ટિને આ શુદ્ધિ અને શુદ્ધિ સાથે સાચા જ્ઞાનની નિર્મલ પ્રગટતાનો લાભ મળે છે। અને આથી જ માનવ જાતિએ જો શુદ્ધ થઇ સાચી સમજથી સંપન્ન થવુ હોય તો **શ્રેયસામેવ. પથા** છે।

આટલુ જો સમજાય અને સ્વીકારાય તો માનવ સાચી પ્રગતિ કે ક્રાંતિ આણી શકે સાચી અને અફર, વસ્તુમાત્રના યથાર્થ મૂલ્યાંકન કરતી સમજ જ તારક છે। જીવનના દરેક ક્ષેત્રમા વ્યાપેલી અશુદ્ધિને દૂર કરવાનો આજ માર્ગ છે અર્થાત્ જ કેળવણીના ક્ષેત્રમા જ ધરમૂળથી આપણે ફેરફાર કરવો ઘટે વ્યક્તિ કે સમાજ જીવનનો પાયો જ યોગાંગોના આચરણ ઉપર હોવો ઘટે જો એના પાયા ઉપર સમાજ રાષ્ટ્ર કે માનવ જાતિનુ ચણતર થાય તો સાચી સંસ્કૃતિનો રાજપ્રાસાદ ચણાય। અશુદ્ધિના ઉપર રચાયેલ સમાજ કે પ્રજા કે માનવજાતિ પતનોન્મુખ જ છે શુદ્ધિની નીંવ ઉપર મંડાયેલ સમાજ પ્રગતિ શીલ શીલ અને સુખસંપન્ન બને છે આથી આચરણ એ અગત્યનુ છે જે કરે તે પામે છે અને આજ કારણે યોગાંગોનુ આચરણ એક માત્ર સમષ્ટિ કે વ્યક્તિને માટે ધર્મ છે પ્રભુ આપણને શુદ્ધ કરો બસ તો ૧૦॥ યાચ્યા છે

લિ ભાઈના હેતવંદન

# (૬૭)

પ્રિય ભાઈશ્રી,

હૈયાના ઊંડાણમાં જાણે યોગ સિવાય કશું ન કરીએ તો ઠીક એવો ભાવ રહ્યા કરે છે. અને પ્રત્યક્ષ વ્યવહારમાં જાણે પ્રતિપળ યોગના વેરીઓની જ મુલાકાત થતી અનુભવાય છે. સંસારનો આખોય ઇતિહાસ એ રાગદ્વેષની જ બહુરંગી અને બહુરૂપી કથા છે ને? શાસ્ત્ર કહે છે પ્રતિપળ યોગ વ્યાપ્ત રહો. દુનિયા કહે છે–પ્રતિપળ રાગદ્વેષાદિમાં રમતા રહો. જીવને અને તેમાંયે ખાસ કરીને જાગૃત થવા ઇચ્છતા જીવને આવો જાણે દ્વિપત્નીક યોગ થાય છે! અને એ બે–સંસાર અને યોગ–એ બેની વચ્ચે, એ બેના સંઘર્ષની વચ્ચે, જાણે જીવ ખેંચાતો રહે છે ઘડિયાળના લોલકની પેરે ક્વચિત્ યોગ તરફ તો ક્વચિત્ સંસાર તરફ ઢળે છે! સંસાર એ જૂની પત્ની છે! યોગ એ નવી છે. નવી તરફ વધુ ખેંચાણ, વધુ ભાવ, વધુ આકર્ષણ થવું જોઈએ. ઓછામાં ઓછું વ્યવહાર ભૂમિએ તો આ જોવામાં આવે છે. પણ અહીં તો એથી ઊલટું જોવા મળે છે. જૂની પત્ની જ જીવને એવી તો ખેંચે છે કે નવી તો બીચારી હેમતાઈને–છંડાઈને જોતી જ રહી જાય છે! જૂની પાસે જીવને કાબૂમાં રાખવાના ભલા ભલા ઉપાયો છે અને નવી તો અણુખર્ચ્યું સામર્થ્ય માગે. અતૂટ વફાદારી માગે! જીવ તો ખર્ચાઈ ગયેલો. પરવારીને નવીને શોધવા નીકળેલો! એટલે અશક્ત! જુવાનીનું જોમ જે ગુમાવે તે યોગને શું સાધે? કોણ જાણે કેમ પણ આપણા લોકોમાં એક એવી માન્યતા ઘર ઘાલીને બેઠી છે કે ભગવાન તો ઘડપણમાં જ ભજાય. ઊંચા જીવનની વાત તો સંસારના કામરોડાંગમાંથી પરવારીને જ કરાય! જુવાની તો ભોગમાં જ વટાવાય! અને ઘડપણે યોગ વગેરેની કથા કરાય! આ બુદ્ધિનું નર્યું દેવાળું નથી? સાચી વાત તો એ છે કે જુવાની જ યોગની સાધના માટે ખપી જવી જોઈએ. યુવાન માત્ર મહાયોગી હોવો ઘટે. યોગી થઈને–ભગવાનને પામીને પછી જ તેની સૃષ્ટિમાં રહેવાની, વર્તવાની, મઝા–સાચી મઝા અનુભવાય છે! અરે! એટલું જ નહીં યોગશાસ્ત્ર વગેરે પ્રત્યે ભદ્ર ગણાતો સમાજ સૂગની દૃષ્ટિએ જુવે છે! આટલેથી જ પતતું હોય તોયે ઠીક! પણ એથી પણ આગળ યોગાદિ શાસ્ત્રના અભ્યાસ કે આચરણને અવ્યવહારુ મનીને અવગણે છે. યુવાન પેઢીને એનું ભણતાં કે આચરતાં શક્ય તેટલા અધિક અવરોધો ઊભા કરે છે! મનુષ્યને સાચા અર્થમાં મનુષ્ય

મહાત્માની માપના અગ્રણીને, જાણે જગ જીત્યા હોય એવો અભિનય કરે છે! આવો ભદ્ર સમાજ મૂળમા જ ભીન કાતરાયેલ છે દર્શનહીન છે હાલતા ચાલતા ને બહારથી સરસ શણગારેલા મુડદા જેવો છે! જે સમાજ ઉપાધિની દૃષ્ટિએ જ કેળવણીને માપતા શીખ્યો હોય તેની નજરમા આ સિવાય બીજુ આવે પણ શુ? આવા ભદ્ર સમાજથી ભગવાન બચાવે એના અસ્પર્શી જીવો સાથે જ દયાપાત્ર છે ભારત સ્વતંત્ર થયુ છે! એની સ્વતંત્રતા પ્રતિભાને પૂરેપૂરી પ્રકાશિત કરે તોજ સાચા અર્થમા ઉજવાય આપણને હવે ગાંધીઓ અને જવાહરો જોઇશે પટેલો અને સુભાષો જોઇશે! યોગની સાધના સિવાય એ કેમ સભવશે? ભારતની જુવાની જો જુવાનીના આરંભમા જ ભોગમા નીચોવાઇ જતી હોય, તો તે ભારે પ્રજ્ઞાપરાધ લેખવો જોઇએ આપણી જુવાની ઇતિહાસ વાચો ભલે-પણ વાચવા કરતા ઇતિહાસ રચવો જોઇએ ગાંધી કે જવાહરના જીવન ચરિત્રો ભલે વચાઓ-પણ જુવાનીએ એના ચરિત્રો પોતાના લખાય એમ જીવવુ જોઇએ ગાંધી કે જવાહીર યુગોના વહેણમા એક કે વિરલ જ હોય તેની પાછળની કરુણતા જોવી જોઇએ પ્રજાની યોગ સાધના ભૂલી છે પાંગળી છે અને આથી વિભૂતિ વિરલ હોય છે! બાકી ઇશ્વરની દુનિયામા સૌને એક સરખી મહાન થવાની તક છે (મહત્તાના માપ જૂદા છે એ નોંધવુ જોઇએ) ગાંધી કે જવાહરલાલ મોટા છે-વિરાટ્ છે-તેનો એકજ અર્થ કે બીજા વામણા છે! તો એ વામનપણુ રહ્યુ કેમ? યોગની સાધના જુવાની નથી કરતી તેથી! ગાંધીજી કે જવાહરલાલ મોટા નથી એઓ તો માણસ જેવો હોવો જોઇએ તેવાજ છે પરમાત્માની કલ્પના પ્રમાણેના સાચા માણસો તેઓ છે અને બીજા કયા તો માણસ ઓછા છે અગર તો થવાની ખાસ ઇચ્છા ગણતા હોય એવુ ઓછુ હશે યોગાંગોનુ સાર્વત્રિક આચરણ સૌને ગાંધી જવાહર જેવા ઉદારચરિત કરી શકે છે! અને એમ થાય તોજ માનવ તરીકે વર્ત્યાનુ સાર્થક ગૌરવ હશે. હવે પછી યોગશાસ્ત્રના જે થોડા સૂત્રો આવે છે તે સૌને, વર્તે તો, સમજ-પૂર્વક વર્તે તો, મહાન બનાવનારા છે આપણા જેવા સામાન્ય માનવોને માટે હવે પછીના સૂત્રો અતિ અગત્યના છે મારુ ચાલે તો એટલા સૂત્રોની ભાષ્ય સહિત કરોડો પ્રત કઢાવી માનવ જાતમા તેની મફત લ્હાણુ કરુ! પણ દરિદ્રીઓને ઉમળકા બહુ થાય! હુ તો અર્થદરિદ્રી છુ પૈસાથી એટલા બધા ધારે તો સારા કામો થાય એમ છે કે ન પૂછો વાત! પણ પૈસા જેમની પાસે વધારાના છે તેમની કદાચ તેજ કારણે મતિ બગડની હશે! ઉમદા અને સાચા વિચારોના પ્રચાર માટે માનવ જાતે કરોડો

રૂપીઆ ખર્ચી નાંખવા ધરે. કેમકે છેવટે તો વિકાર કરતાં વિચાર જ કિંમતી છે! કેવળ સોના ચાંદી વગેરે ધાતુના અમુક આકારના ચલણી સિક્કા જ ગણનારાઓ, જો એનો ટ્રસ્ટીની માફક સદુપયોગ ન કરે, તો સાચે જ યોગના મર્મજ્ઞો થઈ પડે! એ પૂરતી પણ યોગની વિચારસરણિ સૌએ જોવી જોઈએ! ભલા! એક ગમ્મત તો જુઓ! એ ભદ્ર સમાજની એક બલિહારી તો જુવો! "ગીતામંથુ" માટે પૈસા મેળવતાં પસીનો છૂટી જાય! એ પ્રવૃત્તિ એક નિરર્થક પ્રવૃત્તિ ગણાય! એમાં રસ જ નહીં પેદા થાય! અને એ સિવાયની દુનિયાની, માનવને અમાનવ બનાવનારી પ્રવૃત્તિઓ તે સાર્થક કહેવાય! તેને માટે પાણીના રેલાની પેરે વ્યય થઈ શકે. હસવું કે રડવું? કશું સમજાતું નથી! પણ આપણે તો હસવું જ કેમકે છેવટે તો માનવજાતિને થાકીને પણ સૌને પોતાનાં યથાર્થ મૂલ્ય આપવાં જ પડશે. પરિણામે સત્યની જીત છે એ આશ્વાસને અને શ્રદ્ધાએ વર્તમાનમાં પણ હસવું જ ફળે છે! આપણાથી શક્ય તેટલું સાચાં મૂલ્યાંકન માટે રળી છૂટવું એ આપણું—મહારથિઓનું કર્તવ્ય છે! વિના રાગે, વિના દ્વેષે, વિના ઈર્ષ્યાએ કે વિના અમર્ષે—જે સાચું લાગે તે નિર્ભયપણે કહેવું, અને કરવું. સાચાં મૂલ્યોનો પ્રવર્તાવનારો જ ક્રાંતિ કરે છે! શહીદની કીર્તિને વરે છે! અને સ્વરૂપભૂત જગતને માટે શહીદી એ ઉપકાર નથી, કર્તવ્ય છે! આથી હવે પછીનાં જે સૂત્રો આવે છે એના ઉપર સૌ વિચાર કરે, સૌ મંથન કરે, અને જીવનમાં જ્યાં કાપકૂપ કરવી ઘટે કે ફેરબદલી કરવી ઘટે ત્યાં શુદ્ધિને ખાતર એટલે કે કેવળ શુદ્ધ સ્વાર્થ ખાતર તેમ કરે. વિવેકખ્યાતિનો ઉદય યોગાંગોના વિધિપૂર્વકનાં અનુષ્ઠાન ઉપર છે. તો એ યોગાંગો ક્યાં? કેટલાં?—નિર્ણય આપતાં ભગવાન પતંજલિ કહે છેઃ—

यम-नियम-आसन-प्राणायाम - प्रत्याहार - धारणा - ध्यान-समाधयः अष्टौ अंगानि ॥ २९ ॥

यमनियम०=યમો અને નિયમો, આસન અને પ્રાણાયામ, પ્રત્યાહાર અને ધારણા, ધ્યાન અને સમાધિ-આગળ જેનાં લક્ષણો કહેવાશે એવાં આ अष्टौ=આઠ अंगानि=યોગનાં અંગો એટલે કે ઉપાયો છે.

અર્થાત્ યોગ સાધ્ય છે અને યમનિયમાદિ આઠ યોગનાં સાધન છે. સાધ્યની સિદ્ધિ સાધનના આચરણ ઉપર નિર્ભર છે. સાધનનાં અનુષ્ઠાન-અભાવમાં સાધ્ય કદી સિદ્ધ નહીં થાય. આથી જીવનમાં જરૂર છે સાધનના

અનુષ્ઠાન ઉપર. અભ્યાસ વૈરાગ્ય વગેરે પૂર્વે કહેલાં સાધનોનો પણ આ આઠમાં યથાસંભવ સમાવેશ થઈ જાય છે. અભ્યાસનો સમાધિમાં, વૈરાગ્યનો સંતોષમાં, શ્રદ્ધા, વીર્ય, સ્મૃતિ, વગેરેના તપ, સ્વાધ્યાય વગેરેમાં તથા મૈત્રી, કરુણા વગેરે મહાભાવોનો ધારણા વગેરેમા સમાવેશ થઇ જાય છે. આથી જેણે યોગની છેવટની ભૂમિકાએ જવું હોય તેણે અષ્ટાંગ યોગનો અભ્યાસ કરવો જ જોઇએ! અને કોને યોગી થવાની જરૂર નથી? જો આપણે માણસ છીએ, અને માણસ હોઇને આત્મવિકાસના ઇચ્છુક છીએ તો યોગાંગોનો અભ્યાસ જીવનમાં અનિવાર્ય છે. અને એમાં શુ સ્ત્રી કે શું પુરુષ, સૌનો એક સરખો અધિકાર છે. દરેક દેશ, કાળ, જાતિનાં આબાલ વૃદ્ધને માનવ હોઇને, ઉચ્ચતમ આત્મપ્રદેશમાં વિહરવાનું કર્તવ્ય હોવાથી સૌને માટે યોગાંગોનું આચરણ એકમાત્ર મુખ્ય ધર્મ છે! માનવ આત્માની આંતરિક મૌલિક મંગલતાને પ્રકટ કરવાનો આ એકમાત્ર ઉપાય છે. શુદ્ધિ માટે એ તીર્થભૂમિ છે. ગંગા જમનાના નીર તો યોગાંગોના આચરણ સમક્ષ ઝાંખા પડે. સૌને એની લ્હે લાગો એટલી પ્રાર્થના.

લિ. ભાઇનાં હેતવંદન.

---

## (૬૮)

પ્રિય ભાઈશ્રી,

પરમાત્માની કરુણાએ આજે સાંજે એક પત્ર લખ્યો હતો. સાંજનો શરૂ કરેલ પત્ર રાતે પૂરો કર્યો. અને પછી એક વાત યાદ આવી. આજે મારા પૂજ્યપાદ ગુરુદેવની સમારાધનાની પુણ્યતિથિ છે. આજથી બરાબર દસ વર્ષ પૂર્વે હિમાલયના આંગણાં સમા હરદ્વારમાં, એ મહામના, ઉદારચરિત્ર, પુણ્યશ્લોક, શ્રોત્રિય અને બ્રહ્મનિષ્ઠ મહાયોગીએ લૌકિક કલેવરનો ત્યાગ કર્યો હતો! પ્રિય ભાઈ! એ મહાત્માના સ્મરણે પણ હૃદય ભાવાર્દ્ર થઇ જાય છે! સ્મૃતિ જ હો તો ક્યાં તો પરમાત્માની કે ક્યાં તો મહાત્માઓની! ભાઈ! તમો માનશો નહીં-એ ગુરુદેવનો જો આ જીવને સંસર્ગ થયો ન હોત તો ભાવિ ભયંકર નિવડ્યું હોત! આજના પવિત્ર દિવસે એ દિવસોની પવિત્ર સ્મૃતિઓ-પુણ્યશાળી સ્મૃતિઓ અંગાંગપણે હૃદયમાં છવી થાય છે! એ પડછંદી કાયા! એ ભવ્ય અને તેજસ્વી લલાટ! એ મદેર પ્રસન્ન ગંભીર

મુખ! એ ઊંડી ચિંતનભરી કરુણામયી આંખ! એ પાતળા અને દૃઢતા સૂચક હોઠ! એ અનોખી પ્રતિભા! એ પહાડી પણ મધુરતમ બોલ! એ અગ્નિકુંડ જેવી ઝળહળતી છાતી! એ કેવળ કૌપીને શોભતી સુખમયી છવિ! વ્હાલની મૂર્તિ! વાત્સલ્યની ગંગોત્રી! પ્રેમની જાહ્નવી! વિદ્યાની મંદાકિની! પવિત્રતાની પ્રતિકૃતિ! સાક્ષાત્કારની ઉલ્લાસમયી મોહક આકૃતિ! કર્મયોગની મનોજ્ઞમૂર્તિ! શીલની કૃતાર્થતા ભૂમિ! સદ્‌ગુણોની જ બનાવટ! તે દિવસો મનમોહન સ્મૃતિઓ ફરકાવી જાય છે! રોજનો પ્રાતઃકાળ! એકાંત વાતાવરણ! યોગ પ્રભુમયતા! રોજ વર્ષો સુધી સવારે જતો! અચૂક શ્રુતિના સ્વાધ્યાયમાં લીન મૂર્તિને જોતો! પગે પડતો! આ ગયે બેટા!–નો મધુર અને પ્રેમ છલકાતો અવાજ સાંભળતો! એક પ્રકારની રમણીય સ્તબ્ધતાપૂર્વક રજા મળતાં સામે બેસતો! ગુરુદેવની મધમીઠી વ્યાખ્યાન સુણતો! ઋષિમુનિઓ પ્રણીત શાસ્ત્રોની લીટીએ લીટી ઉકલતી! અને હૈયામાં વસી જતી! ભાઈ! જીવનના સાત વર્ષો એ પૂજ્ય ચરણની સમક્ષ બેઠો! અને આજે તેમની દયા અનુભવી રહ્યો છું તેમના અમોઘ આશીર્વાદ અનુભવી રહ્યો છું ભાઈ! એ ગુરુઋણમાંથી કદી મુક્ત થાઉં એમ નથી મને થવા ગમતું પણ નથી! જેણે મને માટીમાંથી માણસ બનાવ્યો–જેણે મને માનવ જીવનના મૂલ્યાંકન કરતા શીખવ્યું, જેના અમોઘ આશીર્વાદે ભગવાન પતંજલિ જેવાની વાણી ગંગામાં મારી વાણી ગટરને મેળવતા શીખ્યો, જેણે ભગવાન ભાષ્યકાર સાથે વિહરતા શીખવ્યું, જેણે કૈયટની અમૃત વાણીનો રસાસ્વાદ ચાખવ્યો, જીવતા જીવન જેમણે વિદ્યાદાન અને અત્યારે જે અચૂક પ્રેરણા દાન કર્યે જ જાય છે તે ગુરુદેવના મધુર ઋણમાંથી કદી મુક્ત નહીં થવાય આ શરીરની ચામડીના જોડા તેમને માટે સીવાય તોપણ એ ઋણ અદા નહીં થાય! વ્હાલા ભાઈ! ગુરુદેવ સિવાયનો આ જીવ શૂન્ય છે. વિજળી તે, તાર હું. વંશીધર તે, વંશી હું. સૂર તે, મૂર્છના હું. ગંગા તે, નહેર હું ગુરુકૃપા વિના નિસ્તાર શો? આ દેશે 'ગુરુ' પદવીના જે મૂલ્ય આંક્યા છે તે યોગ્ય જ છે! બાકી તો મહામના શિષ્ય થવાની મારી રહેજે લાયકાત નથી જ! છતા આજે પણ જાણે તેમની હૃદયસ્થ મૂર્તિ જ જાણે મને સત્કર્મમાં પ્રેરી રહી છે. અવિવાદ્મયમાં જોડી રહી છે જાણે અંતરમાંથી અવાજ આપી રહી છે! એ ગુરુદેવનો આત્મા આ બધાથી પ્રસન્ન થાઓ. મહર્ષિઓની બીજા શા શ્રાદ્ધ હોય? બીજી શી અંજલિ હોય? આજે તો મારે મન ઋણ સ્વીકારનો પવિત્ર દિન છે! અને આથી જ મધરાત થવા આવી છે તે પણ આ પત્ર દ્વારા ગુરુ શ્રાદ્ધની વિધિ થઈ રહી છે એમ માની વર્ણીં

રહ્યો છું. એમના પાવન સહવાસમાં ગાળેલી ક્ષણો જ જીવનની કમાણી છે! ભવભૂતિના રામની સાથે (સ્હેજ ફેર કરી) ગાવાનું મન થઇ આવે છે કે गुरुभिश्चिन्त्यमानानां ते हि नो दिवसा गताः! કદી એ પાછા આવશે ખરા? સ્વ. નરસિંહરાવનાં "ધુવડ"ને બોલતા સાંભળું છું કે—"કદી નહીં!"—અને એક પ્રકારની ઘેરી વિષાદ છાયા, વાદળની પેરે, હૃદયને ઘેરી લે છે! નવ સુવાતીની પ્રકાશ-સુખ-મય પળો! જીવનભરનુ પાથેય પ્રાપ્ત કરવાની પળો! સાધનાના શ્રી ગણેશની પળો! યુગયુગથી બંધ હૃદયદ્વારના ઉદ્‌ઘાટનની પળો! સોયથી પણ ન ભેદાય એવાં આંધળાં અંધારાંને અજવાળવાની પળો! નાનાલાલની સાથે સૂર મેળવું કે—

"શી શી સંભારું ને શી શી પૂજું પુણ્ય વિભૂતિએ!
પુણ્યાત્માનાં ઊંડાણો તો આભ જેવાં અગાધ છે!"

સદ્‌ગત ગુરુદેવનો પૂરો લાભ નથી જ ઉઠાવી શકયો તેની આજે પણ મર્મદાહી વેદનાઓ થાય જ છે! ગીતાજીનાં સાધન ભાષ્યોમાં એ મહાત્માનું સંક્ષિપ્ત જીવન દોર્યું જ છે! કયાંક મળે તો જોજો! ઠીક. તો તેમના અમર આત્માને મનોમન વંદના કરી તેમની જ દયાથી ચર્ચાતા આ યોગ ઉપર આવીએ.

ગયા સૂત્રમાં યોગના ઉપાયો તરીકે યમનિયમ વગેરે છે એમ વિધાન કર્યું. યાદ દેવરાવવું રહે છે કે આ છે સૂત્ર સાહિત્ય! એ તો બીજાંકુર ન્યાયે દિસે. એટલે હવે પછીના ગ્રંથમાં પોતાનાં તમામ અંગોના લક્ષણ સ્વરૂપ વગેરેની ક્રમશઃ ચર્ચા આવશે. યોગાંગોમાં પણ સૌનો પાયો છે—મૂળ છે—યમો. તો તે યમ એટલે શું? તે કેટલા છે? તેનાં લક્ષણ શાં છે? તેમનુ સ્વરૂપ શું? આચાર ભૂમિકાએ તેમનો અવતાર કેવી રીતે થાય?—વગેરે સંપૂર્ણ શાસ્ત્રીય વિચારો એ હવે પછીનાં સૂત્રોનો વિષય છે! તે પૈકી યમો કયા અને કેટલા? ભગવાન પતંજલિ કહે છેઃ—

**अहिंसा-सत्य-अस्तेय-ब्रह्मचर्य-अपरिग्रहाः यमाः ॥३०॥**

**अहिंसा०**=અહિંસા, સત્ય, અસ્તેય, બ્રહ્મચર્ય અને અપરિગ્રહ—**यमाः**=યમો છે.

અર્થાત્ અહિંસા વગેરે પાંચને યમ કહેવામાં આવે છે. यम्यन्ते=उपरम्यन्ते **मनसा सह इन्द्रियाणि स्वविषयेभ्यः यैः ते यमाः**—આવી તે શબ્દની વ્યુત્પત્તિ થાય છે. એટલે કે મન સહિત ઇન્દ્રિયોની પોત-

પોતાના વિષયોમાંથી જેમને લીધે ઉપરતિ થાય તે યમો! અર્થાત્ યમો એટલે વિષયોથી ઇન્દ્રિયોનો વિયોગ કરાવવાના અને વિમુક્ત થયેલી ઇન્દ્રિયોને મન સહિત અંતર્મુખ કરવાના ઉપાયો. ઇન્દ્રિયો અને મન દ્વારા આખોય સંસાર આત્મા સમક્ષ ઠલવાય છે! આ ઇન્દ્રિયોની પ્રણાલિકાની સામે સેતુબંધ બાંધી અંદર રહેલ આત્માના અમીને ઇન્દ્રિયો અને મનમાં ઠાલવવાનો ઉપાય તે યમ. અર્થાત્ જે અનાત્માના ઝરણાંને અટકાવી આત્માના ઝરણાં પ્રકટાવી હૈયાને અને જીવનને રસથી છલબલ કરી મૂકવાના ઉપાયો તે યમો. દુનિયાના પરિણામે વિરસ રસને મૂકવી નાંખી, તેની અવેજીમાં આત્માના સદાય સરસ રસને વ્હેતા રાખવાની ઉપાય પદ્ધતિ તે યમો. શબ્દાદિ વિષયોના રસાભાસના આસ્વાદની લ્હેલાટમાંથી જીવને છોડાવી પરમાત્માના અસલ રસના આસ્વાદની લ્હેલાટ જગવનારી જે જીવન કળા તેનું નામ યમ છે! આથી સંસારને ઓઝી નાંખનારા યમો હોઇને કોઇ એમ ન માને કે જીવનને શુષ્ક બનાવનારા તે છે! નકલને બદલે અસલને આપનારા હોઇને પરમરસથી પ્લાવિત કરી નાંખવું એ એમનું વ્રત છે! શરૂઆતમાં એ ન પણ લાગે, પણ અહીં તો પરિણામે મધુરની શોધ છે. આરંભે ભલે કડવું હોય. વિચારદ્રષ્ટિ પરિણામ રમણીયતાથી આનંદે.

તો આ યમોની સંખ્યા કેટલી?—પાંચ. નામો?—અનુક્રમે અહિંસા, સત્ય, અસ્તેય, બ્રહ્મચર્ય અને અપરિગ્રહ. લક્ષણો?—દરેકનાં લક્ષણો આપણે તપાસીએ.

અહિંસામાં અ+હિંસા એવા બે શબ્દો છે. એમાં અ નો અર્થ ખૂબ સાવચેતીથી સમજી લેવો ઘટે. અ એ નકાર વાચક અને અલ્પાર્થ વાચક અક્ષર છે. અર્થાત્ અહિંસા એટલે હિંસાનો સંપૂર્ણ અભાવ અગર તો અલ્પ-ઓછામાં ઓછી હિંસા. પહેલો અર્થ આદર્શ અર્થ છે. બીજો અર્થ વ્યવહારૂ અર્થ છે. પણ આદર્શ અર્થ છે માટે જ એ ખૂબ કામનો અર્થ છે! આદર્શ છે-માટે અશક્ય છે અને તેથી અદ્ધર અર્થ છે એમ તો એ ઘેલો શાણો જ માને! ભૂમિતિમાં બિંદુની વ્યાખ્યા આદર્શ જ હોય છે. પણ તે આદર્શ વ્યાખ્યાને આધારે જ નર્મદા કે ગંગાના પૂલો—સેતુઓ શક્ય બને છે—એ વીસરવું ન ઘટે. આદર્શનું મનન સ્મરણ પ્રયત્નમાં મંદતા નહીં આવવા દે. પ્રમાદને નહીંવત્ કરે. અને તે ઉપરાંત આપણું 'અશક્ય' આપણા પૂરતું જ હોઇ શકે. ઇશ્વરની દુનિયામાં અશક્ય કશું જ નથી! એકને માટે જે અશક્ય તે બીજાને માટે પૂરું શક્ય હોય અને આથી જ પહેલા એકને માટે પણ યોગ્ય પૂર્વભૂમિકાએ અશક્ય શક્ય થાય જ. તો જ પ્રગતિને કંઇ અર્થ હોય.

તો અહિંસા એટલે શું ? અહિંસા એટલે સર્વથા, સર્વદા, સર્વભૂતના દ્રોહનો અભાવ. સર્વથા એટલે દરેક રીતે આપણી પાસે બીજાને પીડા કરવાની ત્રણ રીતો છે–ત્રણ સાધનો છે. એ ત્રણ સાધનો તે તન, વચન, મન, શરીર દ્વારા આપણે બીજાને મરણાન્ત ઇજા કરી શકીએ. વચનદ્વારા તેમ કરી શકીએ. મન દ્વારા એટલે કે મતિ દ્વારા પણ તેમ કરી શકીએ. બીજાં તમામ હિંસાના સાધનોનો આ ત્રણમા જ સમાવેશ થઇ જાય છે। મનસા-વાચા કર્મણા હિંસાનો અભાવ હોવો જોઇએ. સર્વદા એટલે હમેશા એટલે કે મોતની પળ સુધી જાગ્યા ત્યારથી તે હવે મહાનિદ્રામા સરી જઇએ ત્યાં સુધી એટલે કે યાવજ્જીવ. અને સર્વભૂત એટલે જડચેતન માત્ર. અર્થાત્ જ જરાયુજ, અંડજ, સ્વેદજ, ઉદ્ભિજ્જ–એ ચાર વર્ગમાં વહેંચાયેલાં પ્રાણીમાત્રનો યાવજ્જીવ મનસા, વાચા, કર્મણા દ્રોહનો અભાવ એટલે અહિંસા. આ છે અહિંસાની સીમાદોરી–અમર્યાદિત અર્થ. અને અર્થની જ સતત સાધના એટલે મોક્ષ છે. કેમકે દેહ હોય ત્યાં સુધી આવી સંપૂર્ણ અહિંસા શક્ય નથી દેહનું હોવું એટલે કે દેહાભિમાનનું હોવું. જ્યાં સુધી માણસને દેહાભિમાન હોય ત્યા સુધી એટલે કે અનાત્મામાં આત્માધ્યાસ હોય ત્યાં સુધી આવી સંપૂર્ણ અહિંસા–આત્માની કેવળ અમૂર્છિત અવસ્થા અશક્ય છે। આથી પરિપૂર્ણ અહિંસા એ પરિપૂર્ણ આત્મસ્થિતિની અવસ્થા છે। સ્વરૂપાવસ્થિતિ છે.

આવી અહિંસા મળે કેવી રીતે? સ્પષ્ટ જવાબ છે કેવળ વિવેકારૂઢ થવાથી. માણસ જ્યા સુધી નિર્મોહી થઇને વિવેકની કડકમા કડક આરાધના ન કરે, સત્યની કડક સેવામા ન્યોછાવર ન થાય ત્યા સુધી આવી સંપૂર્ણ અહિંસાનો લાભ અશક્ય છે. જડચેતનનો દૃઢતમ વિવેક, તે વિવેકાનુસાર આત્મામા પ્રીતિની અખંડિતા, આત્માનું જ સર્વત્ર દર્શન, પ્રકૃતિની સાથે કેવળ અસહયોગ, કોઇપણ પળે આત્માનું જ મૂલ્ય પ્રસ્થાપન અને આત્મદૃષ્ટિએ જ વ્યવહારની સાધના, પરમપ્રેમ–પ્રાણી માત્રમા આત્માના દર્શને જન્મતો પરમ આત્મપ્રેમ અને તેનાં જ નિર્મળ આવિષ્કાર રૂપ દયા–આ એના લાભનાં સાધનો છે।

એક વાતનો ઉલ્લેખ કરી લઉં! જેમણે યમનિયમોની વિસ્તારપૂર્વક, પૂરા જ શાસ્ત્રીય, અને તલસ્પર્શી દર્શનાત્મક સમજ અને છણાવટ જોતી હોય તેમણે "જીવનદર્શન" જોવું રહ્યું. "જીવનદર્શન" દ્વારા જગતને જે કાંઇ **સત્યં શિવં સુંદરમ્** આપી શકાય તેટલું આપવાનો નમ્રતમ યત્ન કર્યો જ છે! આથી જેમને સંપૂર્ણ છણાવટની અપેક્ષા હોય તેમને "જીવન

દર્શન"નાં પાનાં જોવાની વિનંતી કરવી રહે છે. અહીં તો આ બધાંય ખૂબ જ સંક્ષિપ્ત નિવેદન કરવું ઘટે છે અસ્તુ.

અહિંસા માટે એક અગત્યની વાત ધ્યાન રહો. અહિંસાજ છેવ સાધ્ય છે સત્ય વગેરે યમનિયમો અહિંસાની જ શુદ્ધિ માટે છે. અહિંસાની શુદ્ધતમ સમજ માટે એ સત્યાદિના વિધાન છે! સત્યાદિ યમનિયમો મૂળ જ છે અહિંસા આથી અહિંસાની જ શુધ્ધિ–એટલે કે પ્રેમ અ દયાના નિરવધિ વિકાસમાં જ એ બધાય ક્ષીણબળ થઇ જાય છે! જૂઠ વગે અહિંસાનો મેલ છે. એ મેલને ધોનાર છે સત્ય વગેરે. આથી સત્યાદિ સાધનાનું પણ અંતિમ લક્ષ્ય છે અહિંસાની સિદ્ધિ અને અહિંસા એટ આત્મપ્રેમ–આત્મદયા. પ્રેમ અને દયામાં ગુણમાત્રનો સમાવેશ થઇ જાય છે માનવજીવનમાં જેટલા સદ્‌ગુણોની કલ્પના થઇ શકે તે તમામનું ઉત્પત્તિભુવ ઉછેરભુવન, અને મિલનમંદિર પ્રેમ અને દયા છે. એ બેમાં પણ પ્રે મુખ્ય છે! જીવમાત્ર પ્રેમનો ભૂખ્યો છે–તરસ્યો છે. સૌની એ પ્રેમભૂખને પ્રેમ તરસને ટાળવાનું જ નામ છે મોક્ષ એનું જ નામ છે વિવેકખ્યાતિ એનું જ નામ છે પરમાત્માનું મિલન. એનું જ નામ છે **"तद्धन"** ઉપાસન બ્રહ્માનંદ કહો કે કૈવલ્ય કહો–એ પ્રેમની જ અવધિની અવસ્થા છે.

અહિંસા ઉપરનું ભગવાન વ્યાસદેવનું મિતાક્ષર પણ અમિતાર્થ ભાષ્ પણ ટાંકવા જેવું છે. ભાષ્યકાર કહે છેઃ–**"तत्र अहिंसा सर्वथा सर्वद सर्वभुतानां अनभिद्रोहः। उत्तरे च यमनियमाः तन्मूलाः, तत् सिद्धिपरतया एव तत् प्रतिपादनाय प्रतिपाद्यन्ते, तदवदातरूप करणायैव उपादीयन्ते। तथा च उक्तं-स खलु अयं ब्राह्मणः यथ यथा व्रतानि बहूनि समादित्सते, तथा तथा प्रमादकृतेभ्यः हिंसा निदानेभ्यः निवर्तमानः तामेव अवदातरूपां अहिंसां करोति।**

અર્થ:–

"યમનિયમો પૈકી અહિંસા એટલે સર્વથા–સર્વદા સર્વભૂતોના દ્રોહનો અભાવ આગળના સત્યાદિ ઇશ્વરપ્રણિધાન સુધીના યમનિયમોનું મૂળ છે અહિંસા. તે અહિંસાની સમજ માટે જ, તેને સિદ્ધ કરવા માટે જ, તેના શુદ્ધિકરણ માટે જ સ્વીકારવામાં આવે છે. આ બાબતમાં કહેવામાં આવ્યું છે કે–ખરે! આ બ્રાહ્મણ થવા મથનો જીવાત્મા જેમ જેમ સત્યાદિ અનેક વ્રતો સેવા ઇચ્છે છે તેમ તેમ તે પ્રમાદમાંથી જન્મતા હિંસાના હેતુઓમાંથી

હડે છે અને તે વિશુદ્ધરૂપ અહિંમાનેજ સંપાદિત કરે છે!" માનવજાતના કોઈપણ ભૂત, ભવિષ્ય કે વર્તમાનના મહર્ષિએ આ વિષયમાં આથી વધારે કહેવાનું નથી! અહિંસાને લગતો આનાથી વધારે કોઈ અર્થ હોતો નથી. ભાષ્યના અક્ષરે અક્ષરે મહાગ્રંથો છૂપાયા છે એની નોંધ લેજો. આપણા મહાજીવનાચાર્ય અહિંસાની જીવતીજાગતી પ્રતિમાસમા પૂ. બાપુને પણ આથી વધુ કહેવાનું ન હતું ભાષ્યકાર અને પૂ. બાપુના દર્શનમાં એક ફેર છે અને તેની નોંધ અહીં લેવી ઘટે છે. પતંજલિ અને ભગવાન વ્યાસદેવને મન અહિંસા એ સાધ્ય છે, અને સત્ય એનું સાધન છે. બાપુને મન સત્ય એ સાધ્ય છે. અને અહિંસા એ સાધન છે. અને આપણે–એ મહર્ષિઓના વારસદારોએ–એ બંનેમાં રહેલો સમન્વય શોધવો રહે છે. સાચું પૂછો તો એ બે દૃષ્ટિબિંદુમાં ઝાઝો તફાવત આચારભૂમિએ નથી. કેમકે અહિંસા એજ એક મહાસત્ય/છે! અને સત્ય એ અહિંસાનીજ એક વિશેષ સ્થિતિ છે! એકજ સિક્કાની એ બે બાજુઓ છે એમ પૂ. બાપુએ સ્વયં કહ્યું છે! એક વાત મહર્ષિ પતંજલિ અને વ્યાસજીમા વધુ સ્પષ્ટ છે! જીવન હાનિ અને સત્ય પાલન–એકી વખતે જ્યારે આવીને ઉભે ત્યારે અહિંસાને મહર્ષિઓએ વધુ સ્વીકારી છે. સર્વભૂતહિતની દૃષ્ટિએ સત્યનું પાલન વિહિત કર્યું છે! પૂ. બાપુનો નિર્મળ સત્ય તરફ ઝોક વધારે હશે? '**हत्वाऽपि स इमान् लोकान् न हन्ति न निबध्यते**'નું નિર્મળ સત્ય સ્વીકારીએ તો ઉભય મહર્ષિઓનાં દર્શનનો વિરોધ ઉડી જાય અને સમન્વય પ્રકટે. પણ ચાલો આ તો આપણે ખૂબ ઝીણું કાંત્યુ. સામાન્ય માનવને આવી સૂક્ષ્મ ચર્ચામાં રસ ઓછો હોય છતા ખૂબ અગત્યનો પ્રશ્ન હોઇને કેવળ અંગુલિ નિર્દેશ તેટલો કર્યો છે. ઉપર ટાંકેલાં વ્યાસ ભાષ્યની રીતે આપણે વિચાર કરવો ઘટે છે. જે કોઈ એ ભાષ્યના શબ્દે શબ્દનો યથાર્થ વિચાર કરશે તેને અહિંસા કઇ ચીજ છે તેનું સ્પષ્ટ સ્પષ્ટ દર્શન થશેજ. તો આ થયું અહિંસાનું નિરૂપણ. એની વિસ્તૃત ચર્ચા માટે તો "જીવનદર્શન" જ જોવું રહે છે. હવે સત્ય ઉપર આવીએ.

સત્ય એટલે? સત્ય એટલે મન અને વાણીની યથાર્થતા. જેવો જે પદાર્થ તે પરત્વે તેવુંજ મન અને તેને વિષે બોલવાની જરૂર પડે તો તેવીજ વાણી. અર્થાત્ જેવું જોયું હોય, જેવું અનુમાન્યું હોય, જેવુ સાંભળ્યું હોય તેજ પ્રમાણે મન અને વાણીને રાખવાં તે. તો અહીં અર્થ એટલે શું? અર્થ એટલે પદાર્થો. અને પદાર્થમાત્રનું વર્ગીકરણ ત્રણ રીતે થાય છે. જગત્–જીવ અને જગદીશ. આ ત્રણજ પદાર્થો છે. એ ત્રણેય

પદાર્થો જેવા છે તેવા જ સમજવા, તેવુ જ તેમને વિષે મન રાખવું અને બોલવાની જરૂર હોય તો તેમને વિષે તે હોય તેવું જ કહેવું-એટલે સત્યાચરણ. આનો જ અર્થ એ થયો કે સત્યનું એ રીતે પાલન કરવાનું હોય છે. સત્યચિન્તન અને સત્યવચન. સત્યનુ જ ચિંતન કેમ કરવું ઘટે? તો જવાબ એ છે કે આપણા મનને અનુકૂળ પદાર્થો થઇ જતા નથી. આથી આપણને ગમે એવુ જ ચિન્તન કરીએ તેથી પદાર્થો આપણને ગમે તેવા થઈ જતા નથી. તે તો છે તેવા જ રહે છે અને આથી સત્ય જ છેવટે વિજયી નિવડે છે. આથી સત્યનું જ ચિન્તન કરવુ ઘટે. અને એ જ પ્રમાણે સત્યનું વચન. જગત-જીવ અને જગદીશનો ધર્મ અને સ્વરૂપે નિર્ણય કરવો ઘટે. અર્થાત્ જ શાસ્ત્ર અને વ્યવહાર ઉભય આપણને એમાં મદદકર્તા નીવડે છે. માટે શાસ્ત્રસંગ-સત્સંગ અને સત્યાનુકૂલ વ્યવહારસંગ આપણને સહાયક નીવડે. આ વિષય માટે પણ, પરિપૂર્ણ છણાવટ માટે "જીવનદર્શન" જોવા વિનતી છે. સત્યના પ્રકરણ પરત્વે પણ યોગસૂત્ર વ્યાસભાષ્ય ટાંકવા જેવું છે. ભગવાન વ્યાસદેવ કહે છેઃ-

सत्यं यथार्थे वाङ्मनसे। यथा दृष्टं यथा अनुमितं तथा वाङ्मनश्चेति। परत्र स्वबोधसंक्रान्तये वाक् उक्ता। सा यदि न वंचिता भ्रान्ता वा प्रतिपत्तिवन्ध्या वा भवेत्। एषा सर्वभूतोपकारार्थं प्रवृत्ता न भूतोपघाताय। यदि च एवमपि अभिधीयमाना भूतोपघात परा एव स्यात् न सत्यं भवेत् पापमेव भवेत्। तेन पुण्याभासेन पुण्यप्रतिरूपकेण कष्टंतमः प्राप्नुयात्। तस्मात् परीक्ष्य सर्वभूतहितं सत्यं ब्रूयात्।

"સત્ય એટલે યથાર્થ મન અને વચન. જેવું ઇન્દ્રિયોદ્વારા અનુભવ્યું હોય, જેવું અનુમાન્યું હોય, (જેવું શાસ્ત્રદ્વારા સાંભળ્યું હોય) તેવું જ મન અને વાણી એટલે સત્ય. સામાનામાં આપણા જેવો જ પદાર્થને લગતો બોધ સંક્રાન્ત કરવા વાણીનો ઉચ્ચાર કરવામાં આવે છે. આથી તે વાણી છેતરનારી, ભ્રાંતિજનક, કે સમજણ દશાએ વાઝણી ન હો. આ વાણી પ્રાણીમાત્રના ઉપકારાર્થે પ્રવર્તે, નહીં કે તેમના ઘાત માટે. યથાર્થ હોવા છતાં પણ જો એવી વાણી ભૂતોનો ઘાત જ કરતી હોય તો તેવી વાણી સત્ય નથી. તેવી વાણી પાપ જ છે. તેવી વાણીનો ઉચ્ચાર પુણ્યાભાસ છે. પુણ્યની નકલ માત્ર હોઇને બોલનાર અને કષ્ટમય અંધારને પામે છે. માટે પ્રાણીમાત્રનાં હિતની પરીક્ષા કર્યા બાદ સત્ય બોલે!"

જેમ અહિંસા માટે તેમ સત્ય માટે કહેવું જોઇશે કે આથી વધીને સત્યની બાબતમાં કોઇએ કશું કહેવાનું નથી. આ ભાષ્યકણિકાના પણ શબ્દે શબ્દમાં અર્થના સમુદ્રો ભર્યા છે. શાંત અને સ્વસ્થ ચિત્તે એ શબ્દોના ઉપર વિચાર કરતાં એ છૂપાયેલા અર્થના સાગરો જણાશે ભૂતઘાતક સત્ય વાણી પણ પાપ છે એમ કહેનાર વ્યાસદેવ, અહિંસા અને સત્યની વચ્ચે જ્યારે વિરોધ આવીને ઉભે ત્યારે અહિંસા એ પરમધર્મ છે એમ સાભિપ્રાય મત ઉચ્ચારે છે. જીવન જે આપી શકાતું ન હોય તો લઇ લેવાનો કોઇને હક્ક નથી. અને અહીં જ અહિંસા સાધ્ય છે. અને સત્ય તેનું સાધન છે એની સાબિતી છે! પ્રાણિમાત્રના હિતની દૃષ્ટિએ સત્ય પણ ઉચ્ચારવું જોઇએ.

પ્રિય ભાઇ! આ દશે યમનિયમ ઉપર વિસ્તારથી લખવા બેસીએ તો ગ્રંથો ભરાય એટલુ એમને વિષે કહેવાનું છે, પણ તે તો અહીં શક્ય જ નથી ને! આથી અહિંસાનું શોધક સત્ય યથાર્થ ચિન્તન અને વચન માગી લે છે. વચનમાં પણ વંચના–ભ્રાન્તિ કે સમજણ જ ન પડે એવુ વચન ન હોવું જોઇએ. વંચના કરવી એટલે આશયની દુષ્ટતા કેળવવી. ભ્રાન્તિ ઉપજાવવી એ જાતને જ પદાર્થ વિષે માહિતી નથી એવી જાતે ખાત્રી આપવી એટલે કે આસના નથી એની ખાબીતી આપવી સમજણ દશાએ વાજણી વાણી બોલવી એટલે પાંડિત્યનો વૃથા મોહ પ્રકટ કરવો અગર તો સાંભળનારને છક કરી નાખવાની ઘેલછા બતાવવી! અને તે ઉપરાંત સત્યની કડક આરાધના વિવેક ન વિસરાવે એ માટે જીવન સર્વોપરિ છે એ વસ્તુ સદા ધ્યાને રાખવી ઘટે. આ બધીય મર્યાદાઓને સાચવી સત્ય ચિંતન અને ઉચ્ચારણ કરવું ઘટે. વ્યક્તિ અને સમષ્ટિ ઉભયને માટે આ કેવળ આત્મોપકારક ધર્મ છે! આપણે અહિંસા કે સત્યનુ પાલન કરીએ તેમાં કોઇના ઉપર ઉપકાર નથી. ઉપકાર હોય તો તે જાત ઉપર જ છે! સત્ય જ પરમેશ્વર છે. સર્વ સમર્થ છે. એ આ વિચારસરણિને પૂરી સમજવાથી ખાત્રી થઇ જશે. આપણા દેશે સત્યની ખૂબ આરાધના કરી છે. આપણે પણ એ કરવી રહે છે! સત્ય અને અહિંસાના પાયા ઉપર જ સંસ્કૃતિના મંડાણ હોઇ શકે છે. હિંસા અને જૂઠ જે સંસ્કૃતિના પાયા હોય તે લાંબુ જીવી શકે જ નહીં **सत्यमेव जयते**–એ સત્યના જ દિગ્વિજયની ઘોષણા છે અને કેવળ સત્ય છે. આમ સત્યને લગતું પ્રકરણ પણ પૂરું થયેલુ માની લઇએ. હવે અસ્તેય જોઇશું.

સ્તેય શબ્દનો અર્થ થાય છે ચોરી અસ્તેયનો અર્થ અચોરી પારકી વસ્તુને લેવી એટલે ચોરી તો માણસે વિચારવું ઘટે કે પોતાની વસ્તુ કઈ ને પારકી વસ્તુ કઈ? આપણે ઉપર સત્યના વ્યાખ્યાનમાં જોયું કે ત્રણ જ પદાર્થો છે જગત્-જીવ અને જગદીશ તેમાં જીવને માટે આ બધી શાસ્ત્રીય વિચાર સરણિ છે જીવને માટે આ પ્રવૃત્તિ છે જીવ એક પદાર્થ છે જીવે પોતાના સિવાયના જે જગત અને જગદીશરૂપી પદાર્થો છે તે પૈકી કોને લેવો ઘટે? ચોરી એટલે પારકી વસ્તુ લેવી તે અને અચોરી એટલે પારકી વસ્તુ ન લેવી તે તો જગત અને જગદીશમાં પારકી કઈ? પોતાની કઈ? તો અદ્વિમાની શુદ્ધિએ જે અસ્તેય પાળવાનું છે તે અસ્તેય એમ બતાવે છે કે પરિવાર સહિત પ્રકૃતિ પોતાની નથી એ આપણી સવર્ણી નથી સજાતીય નથી અસવર્ણી છે વિજાતીય છે ગુણ કર્મ રીતે આપણાથી એ કેવળ જૂદી છે પારકી છે તો એ પરિવાર સહિત પ્રકૃતિને પોતાની કરી લેવી તેજ ચોરી એને છોડી દેવી એ આપણી નથી માટે આપણને એ ન ખપે અને આપણું કંઈ હોય તો આપણે પોતે જ છીએ આપણા જ સ્વરૂપભૂત જગદીશ છે આથી અસ્તેય એટલે આપણે આપણને પોતાને જ લેવા કે આપણા પરમ સ્વરૂપભૂત પરમાત્માને જ લેવા તે આ દૃષ્ટિએ દેહથી માંડીને બુદ્ધિ સુધીના તમામ પદાર્થો આપણા ન હોઈને ચોરેલા છે આ મૂળ અર્થ સ્વીકારતા દુન્યવી કે વ્યવહારુ બધીય ચોરીઓ તો તેની સમક્ષ કશી ગણત્રીની ન કહેવાય! મૂળ ચોરી જ આ છે એનું મૂળ છે સ્પૃહા ઝંખના મારે ને અમુક જોઈએ એવી ઊંચા કે નીચા પદાર્થોને પકડવાની અદમ્ય વૃત્તિ આ સ્પૃહા આત્માના સ્વરૂપભૂત સુખના અજ્ઞાનથી જન્મે છે અસ્તેય એ આત્માના સ્વરૂપભૂત સુખમાં ગરકવાનું અને તેના અનિવાર્ય પરિણામરૂપ પ્રકૃતિ અને તેના વિકાર માત્રમાં કેવળ નિસ્પૃહ રહેવાનું શીખવે છે

વળી જ્યારે આજ અસ્તેયનો અર્થ છે અને તે સ્વીકારતા તો ચાલુ જીવનમાં ચોરેલા દેહાદિ એ ચોરીનો માલ થયેલો ગણાય! હા! એ એમજ છે એ ચોરીજ છે એ ચોરીમાંથી છૂટવાનો-એમાંથી મુક્ત થવાનો એકજ ઉપાય છે અને તે દેહાદિનો પરાર્થે ઉપયોગ! જેણે સાચા શાહુકાર થવું છે અને ચોરીનું તહોમત અને ગુન્હામાંથી મુક્તિ મેળવવી જ છે તેણે તો આ જન્મે મળેલા દેહાદિનો, પ્રકૃતિનો આભાર માનીને નમ્રભાવે, પરમાર્થમાં જ -પરોપકારમાંજ, ઉપયોગ કરવો ઘટે છે! ચોરીનું કલંક ધોવાનો આજ ઉપાય છે! ચોરને વળી આબરૂ શી? આથી જેણે આત્માની સાચી આબરૂ મેળવવી હોય તેણે તો આ શુદ્ધતમ દૃષ્ટિને સ્વીકારી, સ્વીકારવાની પળથી માંડીને તે આ

જગતમાંથી વિદાય લે ત્યાં સુધી યજ્ઞાર્થે જ એ દેહાદિ વગેરેનો ખર્ચ કરવો રહ્યો. આમ જે પરાર્થે નથી જીવતો તે ગૂઢ ચોર છે. ઉપરથી ભલે શાહુકાર બનતો હોય તે ચોરજ છે! સત્યને કોઇની શરમ પડતી નથી—એટલું સૌ જાણે. આમ પરોપકારમાં તન, મન, વચન, સાધન વાપરવામાં આપણે કોઇના ઉપર ઉપકાર કરતા નથી. એ તો ચોરીનું પ્રાયશ્ચિત માત્ર કરીએ છીએ. પરાર્થે, જીવન–જેને ભગવાન યજ્ઞીય જીવન કહે છે તે માનવનો સહજ ઔત્પત્તિક–ધર્મ છે! આથી જીવમાત્રે દેહાદિ મેળવ્યું છે તો હવે તેનો સ્વાર્થે ઉપયોગ ન કરે. દેહાદિનો સ્વાર્થે ઉપયોગ ચોરીને ગાઢ કરે છે, અશુદ્ધિને વધુ ચીકણી કરે છે. સેવાની દીક્ષા આમ આત્મશુદ્ધિનો જ પ્રયોગ છે. માનવમાત્રે સેવા સિવાય બીજું કશું ન કરવું ઘટે. અને આથી જ સમાજ રચનામાં યજ્ઞીયતા એ પાયાની વસ્તુ હોવી ઘટે. અસ્તેયને જો આ રીતે સમજશો–અને એજ રીતે એને સમજવું રહ્યું–તો માનવ મતિ ઉપર કેટલો મેલ ચઢેલો છે તેની સ્હેજ કલ્પના આવશે. આ સર્વવ્યાપી ચોરીની મનોદશા દૂર કરવી ઘટે. સૌ ચોરીના મૂળમાં આ ચોરી છે માટે યોગશાસ્ત્રની અતિ નિર્મળ અને ઉચ્ચ દૃષ્ટિ આપણે–સાધકોએ તો અપનાવવી જ જોઇએ. સૌ નથી અપનાવતા માટે આપણે પણ ન અપનાવવી એ સત્યની સામે આંખ મીંચામણાં કરવા બરોબર છે. અને આંખ મીંચી જવાથી સત્ય અદૃશ્ય થઇ જતું નથી. તે તો છેવટે દિગ્વિજયીજ નિવડે છે. માટે આ રીતે અસ્તેયને સમજવા યત્ન કરવો ઘટે.

અસ્તેય પછી બ્રહ્મચર્ય આવે છે. અસ્તેયમાં જો પારકી વસ્તુનો ત્યાગ છે તો બ્રહ્મચર્યમાં પોતાની વસ્તુનો સ્વીકાર છે. ત્યાગ અને સ્વીકારથી તો જીવનની તમામ પળો ભરપૂર છે. પારકી વસ્તુ પ્રકૃતિ. પોતાની વસ્તુ આત્મા. પોતાની વસ્તુ સેવાય, વપરાય, રમાય, ભોગવાય. આપણી જાતને સેવાનો ઉપાય તે બ્રહ્મચર્ય, આપણી જાત છે અતીન્દ્રિય. આથી ઇન્દ્રિયો જાતને પકડવામાં આડખીલી રૂપ છે. આથી તમામ ઇન્દ્રિયોનો એકી વખતે સહજ સંયમ–ઇચ્છામાત્રથી સંયમ એટલે બ્રહ્મચર્ય અને આજ અર્થ એ શુદ્ધ અર્થ છે. આત્માની પકડ માટે ઇન્દ્રિયોને સ્વેચ્છાએ મનોમય કરી, મનને હૃદયમય કરી આત્માના લોકમાં કુદરતી રીતેજ સરકી પડવાની જે કળા તે બ્રહ્મચર્ય છે. આ સૂક્ષ્મ બ્રહ્મચર્યની સહજાવસ્થા માટે સ્થૂલ–વીર્ય રક્ષણાદિ સ્વરૂપ બ્રહ્મચર્યની કલ્પના છે. જે સૂક્ષ્મ બ્રહ્મચર્યને સહજ ન કરી શકે તેનું સ્થૂલ બ્રહ્મચર્ય અકૃતાર્થ રહે છે. આથી સૂક્ષ્મ બ્રહ્મચર્યની સહજાવસ્થાએજ વિશ્રાન્તિ લેવાવી જોઇએ. આમાં પણ મુખ્ય ઉપાય આત્મા અનાત્માને વગતી વિવેકી સમજ એજ છે!

અસ્તેય જો ત્યાગ છે, બ્રહ્મચર્ય જો સ્વીકાર છે તો અપરિગ્રહ સ્વીકૃતનું રક્ષણ છે. બ્રહ્મચર્યદ્વારા આત્માનો સ્વીકાર આપણે કર્યો. એ સ્વીકારેલા–પ્રાપ્ત કરેલા આત્માનું સર્વથા રક્ષણ એટલે અપરિગ્રહ. અ પરિગ્રહ એટલે ચોમેરથી પકડનો અભાવ. –આ છે એનો શબ્દાર્થ. આપણા હૃદય ઉપર પદાર્થોની ચોમેરથી પકડ થાય છે આ પદાર્થોના પ્રતિપળ આક્રમણને હઠાવી આત્માનું રક્ષણ કરવાની જે કળા તે અપરિગ્રહ છે. અને એ શકય છે દોષ દર્શનથી. આ આક્રમણને હઠાવવા ભાલા બરછી કે બૉમ્બ ઉપયોગી નથી. દુનિયાના પદાર્થોના પરિગ્રહમાં રહેલા સર્જન–રક્ષણ–ક્ષય–સંગ–હિંસા વગેરેના દોષોનું અનુસંધાન અને એ અનુસંધાનને પરિણામે નીપજતો પદાર્થોનો સુદ્રઢ અસ્વીકાર–એટલે કે દેહયાત્રાથી વ્યતિરિક્ત પદાર્થ માત્રનો અસ્વીકાર અને દેહયાત્રાના સાધનોમાં પણ નિઃસંગ નિર્મમતા એ અપરિગ્રહ છે. અને એમાંજ આત્માનું રક્ષણ છે। तेन त्यक्तेन भुञ्जीथाः–નો આચારમાં ઉતરેલો ઉપદેશ એટલે અપરિગ્રહ છે. અને આથી જે આત્માના સુરક્ષણની કળા એટલે અપરિગ્રહ એવો અર્થ અહીં કર્યો છે.

આ પ્રિય જીવનના મહા કાયદાઓ છે. એનું સાર્વત્રિક સમજ પૂર્વકનું પાલન એટલે વિશ્વશાંતિ. એમનો અમલ એટલે દુનિયાના તમામ પ્રશ્નોનું નિરાકરણ એમનો આચાર ભૂમિકાએ સ્વીકાર એટલે સાચાં મૂલ્યાંકન એટલે કે સાચી ક્રાંતિ. એ બધાંયનો જીવનમાં સર્વદેશીય અને સર્વકાલિક અવતાર એટલેજ સાચી પ્રગતિ. આ સિવાયનું જે કાંઇ હોય તે જીવનની અશુદ્ધિ છે, પછી તે વ્યક્તિમાં હો કે સમિષ્ટમાં. આમ અહીં તો ખૂબજ ઉપરછલ્લી યમની ચર્ચા કરી છે. પૂરી ચર્ચા માટે વળી એક વેળા કહું છું કે કૃપા કરીને "જીવન દર્શન" ગ્રંથ જોશો. એજ તો. ખૂબ લાંબો થઇ ગયેલ પત્ર હવે તો અટકવો ઘટે.

લિ. ભાઈના હેતવંદન.

---

## (૬૯)

પ્રિય ભાઈશ્રી,

આપ આનન્દમાં હશો. છેલ્લો પત્ર એ ત્રણ દિવસે પૂર્ણ થયો હશે. વચ્ચે બે ત્રણ દિવસ લખવા માટે અનુકૂળતા પણ ન હતી। અને જ્ઞાનતંતુ-ઓને પણ જાણે સહેજ થાક જેવો લાગ્યો હતો. એ થાક હજી ચાલુ જ છે। પણ એ થાકને ઉતારવા માટે, મનને તાજગી અને સુંવાળપ આપવા

માટે યોગનું ચિંતન અને તેના પરત્વે લખાણુ એજ ઉચિત ઉપાય છે। થાકેલાં મન-મતિ કે હૃદયને યોગ જ તો વિસામો આપે. પછી તે યોગ ક્યાં તો પ્રિયનો હો કે ક્યાં તો પતંજલિનો હો. યોગમાત્ર માનસ જ હોય છે। આથી પ્રિયનો કે પતંજલિનો યોગ પણ માનસ જ છે। એ માનસ યોગ ઉત્સાહપ્રદ, શ્રમનિવારક, શાંતિપ્રદ અને નવજીવનપ્રેરક હોય છે. વળી તીર્થ-સ્નાનથી જો શરીર સ્ફુર્તિલું થાય તો આવા લખાણથી મન સ્ફુર્તિલું થાય. અને આખરે તો માનવ-એટલો માનવ જ શા માટે-વસ્તુમાત્ર મનોમય જ છે ને? વસ્તુમાત્ર પરમાત્માની વિચારમૂર્તિ છે. પરમાત્માના ઇક્ષણથી જન્મેલું જગત ઇક્ષણમય જ-સંકલ્પમય જ હોય। "ઇક્ષા જ્યોતિ"થી જ બહારનાં કે અંદરનાં અંધારાં શમે. પ્રકાશ આનન્દનાં સુખ મળે। અને એ માટે જ સૌના ફાંફાં છે.

ગયા પત્રમાં આપણે યોગાંગો પૈકીના પહેલાની-યમોની ચર્ચા કરી હતી. એ ચર્ચા તો ખૂબ જ ટૂંકી છે. અને ખૂબ અગત્યની છે। અનિવાર્ય છે. માનવજાતિએ જીવનના પાયામાં એ મહાકાયદાઓનો સ્વીકાર કરવો જ પડશે. આજના જગતના ધુરંધરો જે વસ્તુની વાત કરી રહ્યા છે તેનું ધામ તે આ યમો છે. જો ટ્રુમેન, ચર્ચિલ, સ્ટેલીન, જવાહર, અને એવા જ જગતના માંધાતાઓ સાથે બેસીને યમના પાયા ઉપર ચર્ચા કરી, જીવનના મૂળભૂત સિધાંતો કરી, એમનો સ્વીકાર કરે અને તેને નવજગતના નિર્માણમાં પાયા તરીકે સ્વીકારે તો વિશ્વશાંતિ આપણે આપણા જીવનકાળમાં થતી જોઇએ. અને અનુભવીએ. ચોક્કસ માનજો કે "જીવો અને જીવવા દો" ના સૂત્રને તેના ગર્ભમાં રહેલા તમામ અર્થો સહિત આજના રાજકીય ગુરુઓ નહીં સ્વીકારશે તો ભાવિ અંધકારમય છે। આનું જ બીજું નામ છે અહિંસા વગેરેનો સર્વદેશીય અને સાર્વત્રિક સ્વીકાર. જગતની નેતાગિરિએ આ સ્વીકારવાની જરૂર છે! ગાંધીજી ગયા પછી તો હવે જગતની નેતાગિરિ ઉપર બેવડી જોખમદારી આવેલી છે. આપણે જેને 'સરકાર' નામની ચીજ તરીકે ઓળખીએ છીએ તે પણ આ યમ નિયમોનાજ ફરજીયાત સ્વીકાર અને પ્રચાર કરાવે અને કરે ત્યાં સુધીજ સુધરેલી સરકાર તરીકે ગણી શકે છે. આપણને સરકાર વિના નજ ચાલે એ સ્થિતિજ અસરકારી છે! એમાંજ આપણે હજી આદિવાસી માનવની તમામ વિકૃતિઓથી ભરપૂર છીએ એની કબૂલાત છે! ખૂન થાય, ચોરી થાય, જૂઠ બોલાય અને આચરાય, વિલાસ પોષાય અને ઉદ્વેગાય અને પરિગ્રહની લોલુપતા વધેજ જાય-એ સુધરેલા સમાજનું બીલકુલ શુભ લક્ષણ નથી. આ બધું

માણુસમા-૧૯૫૦ માં પણ છે. અને ખૂબ સદ્ભાઇપૂર્વક એ બધું ચાલે છે. એમા તો શોભા નથીજ઼ા જો માનવે સાચી દિશામાં વિચાર્યું હોત તો તેને બહારના કોઇ સરકારની સ્હેજે આવશ્યકતા રહીજ ન હોત! બહારના નિયન્ત્રણની આપણને પ્રતિપળ જરૂર રહેજ એનો ટૂંક અર્થ એટલોજ કે માણુસ હજી સુધર્યો નથીજ઼ા પોલીસને કે લશ્કરને સુધરેલા ગણાતા સમાજે રાખવાં પડે એનો અર્થ એટલોજ કે આપણે ગમે ત્યારે ખૂન કરી શકીશું. ચોરી કરીશું. જૂઠું આચરીશુ! Politics ના આખાં શાસ્ત્ર રચવાં પડે છે! આ બધુંય ઊંધી દિશાના નક્કટ ચિન્તનનોજ પ્રભાવ છે! પરિણામે સાચી સૂઝ અને સૂઝ અનુસાર જીવનપદ્ધતિને વળાક ન અપાતો હોવાથી માણુસ જાતેજ જાતને અનન્ત દુ:ખમા ધકેલ્યાજ કરે છે! અને આથીજ હવે તો સાચી દિશામાં સહાયક છે, માર્ગદર્શક છે. હવે પછીનું જે સૂત્ર એઓ ઉચ્ચારે છે તે માનવ વિચારની ભવ્યતાનો આરો છે! અહિંસા વગેરેનો સંકોચ અને વિકાસ કેવો હોઇ શકે છે, અને તે પૈકી જે સાચેજ આત્મદર્શનનેજ વરેલો છે તેને માટે કયો નિર્મોહી નિર્ણય હોઇ શકે છે તે બતાવતાં ભગવાન પતંજલિ કહે છેઃ—

**जातिदेशकालसमयानवच्छिन्नाः सार्वभौमाः महाव्रतम्॥**

**जातिदेश०**=જાતિ, દેશ, કાલ કે સંકેત વિશેષથી ન મર્યાદિત થયેલા આ અહિંસાદિ યમો **सार्वभौमाः**=તમામ અવસ્થાઓ આચરવાના હોઇને એવી રીતે આચરાએલા એ યમોને **महाव्रतम्=महाव्रत** ની સંજ્ઞા મળે છે.

• અર્થાત્ અધ્યાત્મ યોગીએ આ અહિંસા વગેરેના પાલનમા મર્યાદા સ્વીકારવાની નથી. સામાન્ય માણુસ તો બીચારો સામાન્યજ હોઇને—**जायस्व म्रियस्वा** નીજ કોટિમા હોઇને, સૂઝના અભાવે અહિંસા વગેરેની મર્યાદા સ્વીકારે છે. પણ જે આત્માનેજ જેવા નીકળ્યો છે, જે પરમાત્માનેજ અનુભવવા ઇચ્છે છે તેને માટે કયાંયે માંડવાળ નથી. તેને અહિંસા વગેરેના પાલનમાં મર્યાદા રાખવાની છૂટ નથી. તો એ મર્યાદાઓ કઇ? એ મર્યાદા તે જાતિ, દેશ, કાલ, અને સંકેત વિશેષ કે પછી શરત વિશેષની મર્યાદા. માછીમાર માછલા સિવાય બીજા કોઈની હિંસા ન કરે. તેની માછલા સિવાયના તમામ પ્રાણીઓ માટેની અહિંસા એ મર્યાદિત અહિંસા થઇ. માછલાં મારે પણ સિવાય કે વલસાડ બીજે કયાંયે ન મારે તો વલસાડના માછલાનોજ મરો થાય. તે સિવાયના સ્થળોનાં માછલાં બચી જાય! માછલા સિવાય કોઈ જન્તુને ન મારે તે જાતિથી અવચ્છિન્ન અહિંસા થઇ. વલસાડમા ન માર અને તે પણ માછલા સિવાય કોઈને નહીં ને દેશ પરિચ્છિન્ન અહિંસા થઈ. માછીમાર માછલુંજ મારે, વલસાડમાજ

મારે પણ રોજ નહીં મારે, ફક્ત વારતહેવારે જ મારે તો તે અહિંસા કાળ અવચ્છિન્ન અહિંસા થઇ. વળી માછી માછલું જ મારે, વલસાડમાં જ મારે, વાર તહેવારે જ મારે પણ તે પણ કોઇ પરોણો ઘરે આવ્યો હોય તોજ મારે નહીં તો વાર તહેવારે પણ-વલસાડમા-પણ-માછલાંને પણ ન મારે તો એ અહિંસા સમય=સંકેત-શરત-વિશેષથી મર્યાદિત અહિંસા થઇ! જેણે યોગદ્વારા આત્માજ જોવો છે તે તો કોઈપણ જીવને, કોઇપણ સ્થળમાં, કોઇપણ કાળે કોઇપણ કારણે ન મારે. આમ કોઇનીએ, ક્યાંયે, કદીએ, કેમે કરીને પણ હિંસા ન કરવી એટલે અમર્યાદિત અહિંસા છે. અને આજ સાચી અહિંસા છે! જેમ અહિંસા તેમજ સત્ય વગેરેનો પણ સંકોચ વિકાસ જાણી લેવો રહ્યો. કોઇને પણ ખાતર, કદીપણ, ક્યાંયે, કોઇપણ કારણસર ન તો જૂઠું ચિંતવવું કે ન તો જૂઠું બોલવું એટલે નિરવધિ સત્યની આરાધના કોઇને પણ ખાતરકોઇપણ સ્થળે કદીપણ કેમે કરીને પણ ચોરી ન જ કરવી એ અસ્તેયની પ્રાન્તભૂમિ છે! કોઇને પણ ખાતર, કોઇપણ સ્થળે, કદીપણ કોઇપણ કારણસર બ્રહ્મચર્યનો ભંગ ન કરવો એ બ્રહ્મચર્યની સીમાભૂમિ! કોઇને પણ ખાતર, કદીપણ, કોઇપણ જગ્યાએ, કોઇપણ હેતુસર પરિગ્રહ ન સ્વીકારવો એ અપરિગ્રહની છેવટની હદ છે! આમ અહિંસા, સત્ય, અસ્તેય, બ્રહ્મચર્ય, અને અપરિગ્રહનું બેમર્યાદ આચરણ જ યોગીને માટે વિહિત છે!

અને અહીં એક ભારે અગત્યનો પ્રશ્ન ઉભો થાય છે! અહિંસા વગેરેનું આવું બેહદ આચરણ શક્ય છે ખરું? શક્ય હોય તો વ્યક્તિને માટે શક્ય છે કે સમષ્ટિને માટે? પ્રશ્ન ઉચિત છે. આવું બેહદ આચરણ શક્ય છે. વ્યક્તિને માટે તો છેજ. સમષ્ટિને માટે પણ એ શક્ય થઇ શકે. અને શક્યતા છતી કરી બતાવવી એજ સંત પુરુષોના જીવન ઇતિહાસનો મહામહિમા છે! ગાંધીજી, ઇશુ, બુદ્ધ ભગવાન વગેરે મહાપુરુષોએ દુનિયાને જે કાંઇ કહેવાનું છે તે એટલું જ છે કે સમષ્ટિએ પણ બેમર્યાદ અહિંસાનું પાલન કરવું ઘટે. જે વ્યક્તિને માટે શક્ય છે તે યોગ્ય સાધનાએ સમષ્ટિને માટે પણ પૂરું શક્ય છે! અને શક્યતાને અનન્ત ભાવિ સાથે સંબંધ છે. અનન્ત ભાવિ માટે આપણી ધીરજ ટકતી નથી. એટલે આપણે અત્યસત્ય થઇ જઈ ઢીલા પડી જઇએ છીએ. મહાપુરુષો આદર્શને છતા કરવા માટે તનતોડ પ્રયત્ન કરે છે અને એ કદી સિદ્ધ થવાનો નથી એ જાણવા છતાં રસ્તો એજ છે એમ જાતના દાખલાથી જગત સમક્ષ ધરી મૂકી ધીરે ધીરે માનવ જાતને કલ્યાણી માર્ગ ઉપર કૂચ કરાવ્યે જાય છે! આથી આદર્શની કિંમત ઘટતી નથી. એને ઝાંખપ લાગતી નથી. ઉલટું એથી જ એની કિંમત વધી જાય

છે. અને એ તેજસ્વી જણાય છે! યુગદૃષ્ટા પુરુષો રાહ બતાવી જાય છે. અને અબજો માનવોએ સાથે કૂચ કરવાની હોય ત્યારે તો યુગે યુગે એકાદ પગલું આગળ ચાલી શકાય છે! જેમ પ્રજાના જીવનમા વર્ષો પળ જેવાં ગણાય તેમ માનવજાતિની સામુદાયિક ઉર્ધ્વકૂચમાં યુગે યુગે એકાદ પગલું પણ આગળ જવાય તો તે ભારે પ્રગતિ ગણાય! આખીએ માનવ જાતિનું એમર્યાદ અહિંસાદિના પાલન તરફ વલણ કરાવવું, અરે! એ આદર્શોને અંતિમ ધ્યેય તરીકે સ્વીકારાવવા એટલું જ બસ છે! એમાં જ આદર્શોનો વિજય છે!

•

પણ આ ઠેકાણે એક ચેતવણીનો સૂર કાઢવો યોગ્ય છે! આખું જગત ચોર છે માટે આપણે ચોર થવું એ બુદ્ધિ નથી. તેમ આખું જગત અહિંસા વગેરે મહાવ્રતને નથી સ્વીકારી શકતું માટે આપણને એ સમજાયું તો પણ આપણે ન સ્વીકારવું એ તો જગત સાથે બતાવેલ વાંઝીઆ સહાનુભૂતિ છે. એને નખોદીઆ દાઝની ઉપમા આપી શકાય! સમષ્ટિ બની જ છે વ્યક્તિની. તો વ્યક્તિએ જ એના પાલન માટે દૃઢ આગ્રહ રાખવો રહ્યો. જે સમાજમાં જેટલી મહાવ્રતી વ્યક્તિઓ હોય તે સમાજની તેટલી આબરૂ પણ વધારે છે. તેનું વજન પણ તેજ મુજબ વધારે છે. એક ગાંધીએ તો ભારતવર્ષ જગતનું ગુરુ થવા બેઠું છે! ચાલુ જમાનામા એ એકની અને ભૂતકાલીન યુગમાં –આપણી દુનિયામાં આબરૂ છે તે શાને લીધે? આ દેશમાં ઋષિમુનિઓ જન્મ્યા છે. આ દધીચિઓનો અસલથી જ દેશ છે. અહીંની ભૂમિની કણ-કણમાં વસિષ્ઠ યાજ્ઞવલ્ક્યની સાધનાની સૌરભ ભરેલી છે. અહીં બુદ્ધ મહાવીરની જીવન જ્યોતિ ઝળકી છે. અહીં રામ–કૃષ્ણની આર્યતાની પણ મૂળ ઝરણી વહી છે! એ બધી વ્યક્તિઓ જ હતા ને? અને એવી ગણીગાંઠી વ્યક્તિઓની આબરૂએ પ્રજા આબરૂદાર છે. બાકી અહિંસા વગેરેના ભંગમાં, અનાચારમાં તો આપણે સૌ મશગૂલ છીએ. અને આથી જ આપણી આબરૂએ સમાજ આબરૂદાર નથી. આનો સીધો અર્થ એ કે અનેક વ્યક્તિઓએજ આ માર્ગે ચાલવું જોઈએ. અને લાંબે ગાળે જો આખીય જગતનું વલણ આ મહાજીવનના મહાકાયદાઓના આચારમાં વાળવું હોય તો શિક્ષણની પ્રથાને ધરમૂળથી ફેરવવી જ જોઈએ. અહિંસા–સત્ય વગેરેના આચારની સાક્ષાત્ મૂર્તિ દુનિયામાં કેવાં અદ્ભુત પરિણામો ઉપજાવી શકે છે તેના આપણે તો સાક્ષી છીએ. એક ગાંધી જગતની જીવનદૃષ્ટિમાં પલટો આણે છે! આશ્ચર્ય નથી? ઘણા ડોસાઓ પળપળ મરી જાય છે! કોઈની જગત નોંધ નથી રાખતું અરે! કુટુંબીજનો પણ તેના જવાની જ રાહ

જોતા હોય છે! કેમ ગાંધીજીના મરણ સમાચારે આખું જગત ધ્રૂજી ઊઠ્યું હતું? કેમ દૂર દૂરના અણુજાણ્યા ખૂણામાંથી એ ભવ્ય યોગીને વણમાંગી અંજલિ મળી હતી? આ કોયડાનો ઉકેલ આ અનવચ્છિન્ન મહાવ્રતોના પાલનમાં જ છે! એક ગાંધીજી ઉપરથી નિંગાશિનો દાખલો ગણવો જ બાકી રહે છે.

એક વાત અહીં યાદ રહેવી ઘટે. આદર્શ આપણી પહોંચની બહાર હોય તો આપણી નિર્બળતા–પ્રમાદ–અસ્રુ કે અધોપાને માટે આદર્શને મોળો કે ફિક્કો ન કરવો ઘટે. ચીડીઆં ન કરવા ઘટે, આપણી ચીડને સત્ય વેશ આપવું નથી જ. જીવનની પરિપૂર્ણ ભવ્યતા માણવી જ હોય તો વચ્ચે ક્યાંયે માંડવાળ નહીં. બુદ્ધ ભગવાનની માફક એમા તો देहं पातयामि કે अर्थं साधयामिની કેસરીયાં વૃત્તિ જ જોઈએ. નિર્બળતાનું જ બીજું નામ મોત છે. સબળતાનું જ બીજું નામ જીવન છે! જીવનને માણવા નીકળેલો હોય તે મોતને મારે. મોતને આમંત્રી જીવનને ન હણે. આપણા જેવા કરોડો ભલે ખપી જાઓ પણ સત્યનો સ્વીકાર થાઓ એમ જ ઈચ્છવું રહે છે.

આજના જગતના શાંતિ કે સંગ્રામના નિર્ણયમાં ખૂટે જ છે આ એમબોદ અહિંસા વગેરેના પાલનના સ્વીકારનો અભાવ! આથી એક વેળા આગળ પણ લખ્યાનું યાદ છે અને આજે યાદ દેવરાવવાની ઇચ્છા થાય છે કે ક્યાં તો જગતના રાજદ્વારી પુરુષોએ કેવળ સંત થવું અગર તો સામાન્ય જનતાએ રાજદ્વારી પુરુષોના હાથમાં સંસ્કૃતિ નિર્ણય છે એમ ન માનવું અને સંતો અને સંતોના જ હાથમાં ભાવિ કુશળ છે એમ માનીને વર્તવું રહ્યું. મહા દુઃખનો વિષય તો એ છે કે આજે સામાન્ય માનવજીવનનું વિધાન મુત્સદ્દીઓના હાથમાં છે અને મુત્સદ્દીઓ જ્યાં સુધી દર્શનસંપન્ન ન થાય, એટલે કે સંત ન થાય ત્યાં સુધી વિશ્વશાંતિ એ કપોલ કલ્પના જ રહેશે.

વિષયને લગતી એક બીજી વાત પણ જણાવ્યે જ છૂટકો થાય છે. રાજકરણ આજે યુગધર્મ થઈ પડ્યો છે. જોઈએ તેના કરતાં પણ વધારે પડતો રસ આજે સામાન્ય માણસને એમાં ફરજીઆત પણ લેવો જ પડે છે! આથી સામાન્ય માનવની સામુદાયિક સર્જનાત્મક શાંતિની સાધના ખોરંભે પડી છે! રાજકરણમાં રસ હોવો જોઈએ પણ જીવનના મુખ્ય ધ્યેયથી જ ભ્રષ્ટ થઈ જવાય એટલી કક્ષાનો તો નહીં જ! આ વિચારને પ્રત્યાઘાતી તરીકે માનીને સૂગ ન આણશો. એની પાછળનો શુભ અને સત્ય આશય સમજાય

એટલી વિનંતિ છે. માનવનું હિત-સાચું હિત કયાં છે એ નિર્ણય કરનારું આ શાસ્ત્ર છે અને આથી જે કાંઇ સત્ય સમજાય તે લક્ષ્યે જ-જણાય જ છૂટકો થાય છે. ઠીક તો પરમાત્માની કરુણાથી આપણે મહાવ્રતી થઇએ એટલી પ્રાર્થના પૂર્વક વિરમું છું. એજ

લિ. ભાઇના હેતવંદન.

---

# (૭૦)

પ્રિય ભાઇશ્રી,

ગયો પત્ર બીલીમોરા પ્રેસમાં બેસીને લખ્યો હતો. ગીતાબંધુના પ્રથમ અંકનું મુદ્રણકાર્ય ચીલતી ઝડપે થાય એમ ઇચ્છયું હતું. પણ થઈ રહ્યું છે કીડીના વેગે! બસ. જીવનમાં પણ આવું જ નથી થતું? અમુક કાર્ય જાણે આજેજ થઇ જાય તો સારું-એવી ઇચ્છા થઇ આવે પણ એ ઇચ્છા પૂર્ણ થાય તો થાય, નહીં તો મહીના-વર્ષો અરે! કદાચ જીંદગી પણ વહિ જાય! આત્મદેવ જાણે આજે જ મળી જાય-સૌ પ્રકારના યોગોનો જાણે આજે જ યોગ થાય-તાપનો જાણે આજે જ વિયોગ થાય- વિવેકનો જાણે આ ક્ષણે જ ઉદય થાય-વૈરાગ્યનો જાણે આ પળે જ વિકાસ થાય-આ અને આવું બધું જાણે અબ ઘડી જ થઇ જાય તો કેવું સારું? પણ એવું જ નથી થતું! અને કીડીના વેગે પણ આત્મા તરફ નથી જ જવાતું. માયાની'આ બલિહારી! એની આ પકડ! આપણે લાચાર બનીને જોયા કરવાનું! આપણું કોઇના ઉપર શાસન જ નથી! જાણે સૌનું આપણા ઉપર શાસન છે-આપણું જ કોઇના ઉપર નથી! જીવની પ્રત્યેક ક્રિયા એના અલ્પ શક્તિપણાંનો જ પૂરાવો છે ને? એનું દરેક જ્ઞાન અલ્પજ્ઞતાની જ સાખીતી છે ને? અને છતાં આપણે અલ્પજ્ઞ અને અલ્પશક્તિ છીએ એ સ્વીકારતાં આપણને નાનમ લાગે છે! આપણા જીવભાવનો સભાનપણે આપણે સ્વીકાર કરીશું ત્યારે જ સાચી સમજમાં શ્રી જણેઇ સ્વપાશે. અસ્તુ. આજે અમલસાડ આવ્યો છું. ગીતાબંધુના જ કાર્ય અંગે. કાર્ય તો થયું નથી. ખૂબ તાપ છે. એટલે આળસુ થઇ જવાય છે! આળસને ઓસારવા માનો પત્ર લખી રહ્યો છું.

અહિંસા વગેરેનું પરિપૂર્ણ પાલન કરવું એ અધ્યાત્મ યોગીને માટે અનિવાર્ય છે. આત્મદેવનાં દર્શન માટે, આત્મામાં નિષ્ઠા માટે, આત્માની

ભક્તિ માટે, બેહદ અહિંસા વગેરેનું પાલન કેવળ જરૂરી છે. એ આત્માના આવિર્ભાવ અને પ્રકાશનાં જ ગોખરૂપ છે. જે કોઇ પરિપૂર્ણ અહિંસા વગેરેનું પાલન કરે છે તે આત્માને તેના મૂળ મહિમામાં પ્રકાશિત કરવા દે છે બીજા આત્માના મૂળ મહિમાને ખંડિત કરે છે. અને પોતાના મહિમામાં વિરાજ્યા સિવાય અનન્ત ભાવિમાં પણ છૂટકો નથી જ. એકે એક જીવે આ માર્ગે સંચરવાનું જ છે. એને પેલે પાર જવાનું જ છે. જેને ઉતાવળ હોય તે મહાત્મા કહેવાય, જેને ઉતાવળ નથી તે અલ્પાત્મા છે. અલ્પાત્માની કૂચ નહીંવત્ હોય છે. મહાત્માની આ માર્ગે ક્ષણે ક્ષણે કૂચ હોય છે. જીવનનો નિરવધિ વિકાસ જેનું ધ્યેય હોય તેણે તો આ મહાનિયમોને પરિપૂર્ણપણે સ્વીકારવા રહ્યા. પણ એકલા યમોનું પાલન તો અર્ધી યાત્રા થઈ, નિયમો સિવાય એ પાલન અધૂરું છે. તો એ નિયમો કયા? ભગવાન પતંજલિ કહે છેઃ–

**शौच संतोषतपः स्वाध्यायेश्वरं प्रणिधानानि नियमाः ॥ ३२ ॥**

**शौचसंतोष०**=શૌચ, સંતોષ, તપ, સ્વાધ્યાય અને ઇશ્વર પ્રણિધાન –આ પાંચ **नियमाः**=નિયમો કહેવાય છે.

અર્થાત્ યમો જેમ પાંચ છે તેમ નિયમો પણ પાંચ છે. શૌચ વગેરે એ પાંચના અનુક્રમે નામ છે. એ સૌને સમજ્યા સિવાય અને આચરણમાં ઉતાર્યા સિવાય જીવનની સાધના અધૂરી છે. અહિંસા મેલી છે. એ પાંચેનું પણ પરિપૂર્ણ પાલન શુદ્ધિના ગરજુ માટે એટલે કે મુમુક્ષુ કે આત્મદર્શીને માટે અનિવાર્ય છે, યમ શબ્દનો અર્થ જોયો. તો નિયમનો શો અર્થ? **नियम्यन्ते–अवश्यकर्तव्यतया विधीयन्ते इति नियमाः**–જેમનું અવશ્યમેવ કર્તવ્ય તરીકે વિધાન કરવામાં આવ્યું હોય તેને નિયમ કહેવામાં આવે છે. અર્થાત્ નિયમ એટલે અવસ્ય કર્તવ્ય. જેમાં કદી પણ અપવાદ ન હોય, કોઇને માટે અપવાદ ન હોય, કોઇ કેકાણે અપવાદ ન હોય, કોઇ કારણે પણ અપવાદ ન હોય તેનું નામ નિયમ. અર્થાત્ શૌચ વગેરે જો નિયમો છે તો તેમનું પાલન એ તો અવસ્ય કર્તવ્ય છે. એમાં છૂટછાટને માટે અવકાશ નથી. એમાં અપવાદને માટે તક નથી. દરેકને–માનવ માત્રને માટે જે કર્તવ્ય તે નિયમ. આ છે એનો શાસ્ત્રીય અર્થ અને આ અર્થ જ અહીં ઉપયોગી છે. શૌચાદિનું પાલન માનવ માત્રને માટે કર્તવ્ય છે. એમાં દેશ, કાળ, જાતિ, જન્મ, ઉમર વગેરે કશોય પ્રતિબંધ નથી. યમોની માફક જીવનના એ પણ મહા કાયદાઓ જ છે. અને આથી શુદ્ધિની ઇચ્છાવાળાઓએ તો ખાસ કરીને એમનું ચુસ્તપણે પાલન કરવું જ જોઇએ.

તો શૌચ એટલે? શૌચ એટલે પવિત્રતા શરીર અને મનની, વાતાવરણની અને વ્યવહારની-જીવનના તમામ ક્ષેત્રોમા પવિત્રતા એટલે શૌચ ભગવાન એને "सत्त्वसंशुद्धि" ને નામે કહે છે सत्त्व એટલે હોવાપણુ તેની संशुद्धि એટલે પૂરી શુદ્ધિ-પૂરી ચોકખાઇ. શરીરની શુદ્ધિ પણ અંદર અને બહારના ભેદે બે પ્રકારની છે. સાબુ વગેરે દ્વારા બહારની શુદ્ધિ અને સફાઇ સાધી શકાય પવિત્ર અને ન્યાયી કમાણીના હિત-મિત-અને અદુષ્ટ ભોજન વગેરે દ્વારા આંતર-શરીરની આંતર શુદ્ધિ સાધી શકાય છે મૈત્રી વગેરેની ભાવનાના નિરન્તર અનુષ્ઠાનથી રાગદ્વેષ ઈર્ષ્યા અસૂયા વગેરે મનોમેલને સાફ કરવા એટલે મનશુદ્ધિ. આ ઉપરાત પણ ઘરની-વાતાવરણની-અર્થની-વ્યવહારની-વચનની - વિચારની - વર્તનની વગેરે તમામ શુદ્ધિઓ અહીં સમજી લેવી રહે શુદ્ધિને ક્યાંયે હદ નથી. અને શુદ્ધિ જ્યારે બેહદ થાય ત્યારે પ્રભુપ્રાપ્તિ આઘી હોતી નથી અધ્યાસમાત્રની નિવૃત્તિ એ છેવટની શુદ્ધિ છે અને એ સાધ્ય છે ઇતર શુદ્ધિઓ એ મહાશુદ્ધિને જન્માવીને કૃતકૃત્ય થઇ જાય છે શુદ્ધિ માનવમાત્રને માતાની પેરે રક્ષતી હોઇને માતાની પેરે જ આદરણીય છે. આ દૃષ્ટિએ દુનિયામા માનવમાત્રની એક જ જાતિ હોવી ઘટે અને તે ધોબીની સૌએ જાતના ધોબી થવાનુ છે જે જાતનો ધોબી થાય છે તેને કર્મમાત્ર એ આતર વસ્ત્રને સ્વચ્છ કરવાનો ઉત્તમ સાબુ છે એ જાત અનુભવે જ સમજાઇ જાય છે आत्मशुद्धये-કર્મમાત્રનો વિનિયોગ એ શુદ્ધિના પથે પડેલાને જ સમજાય છે. અને આખીય માનવજાતિ પણ પહેલાના જેટલી જ મેલી છે એ પ્રામાણિક વિચાર કરનારને તરત સમજાશે અને આથી જ માનવજાતિનુ કર્મમાત્ર આત્મશુદ્ધિમા જ પરિણમવુ જોય એ રીતે તેણે જીવવાની કળા શીખવી રહી રોગ-અપ્રસન્નતા-ઇન્દ્રિયોની બહિર્મુખતા-ક્લેશ-કકાસ-કજીઆખોરી વગેરે બધાય અશુદ્ધિના ફરજંદ છે અને આથી સૌ પ્રાણીની-અસ્તિમાત્રની શુદ્ધિ એ ધ્યેય છે. શુદ્ધ ન હોય તે યોગ કદી ન સાધી શકે એટલે એને છેવટે મસાણ જ મળે એ સમજાય એવી વાત છે

શૌચ બાદ આવે છે સંતોષ સંતોષ એટલે પ્રાપ્તમા મનની પ્રસન્નતા આ પણ શુદ્ધ સમજણની જ એક સ્થિર અને અવિચળ અવસ્થા છે પ્રાપ્તિમાત્ર કર્માનુસાર થાય છે આ દૃઢ અચળ નિયમ છે મળવાનુ હોય તેટલુ જ મળે છે તેનાથી અદકુ કે ઓછુ મળતુ નથી જ આથી ઓછુ કે અદકુ ઇચ્છવાની જરૂર નથી અને મળવાનુ તે તો મળવાનુ જ એટલે તે ઇચ્છવામા પણ અર્થ નથી આજ કાલે ન મળે તો

મારું એમ પુચ્છવામાં પણ વિવેક નથી. આમ પુચ્છવાની જ જ્યાં જરૂર નથી ત્યાં સંતોષ એ એક જ ફળે છે. સંતોષ એ કર્મફલના અટલ અને સત્ય નિયમને સમજી તેને જીવનમાં નિષ્કલેશભાવે સ્વીકારી તદનુસાર વર્તવાથી જ કુદરતી થાય છે. સંતોષમાં પુરુષાર્થનો ઇન્કાર નથી. પુરુષાર્થ માટે તેમાં પૂરેપૂરી જોગવાઇ છે. કર્મફળ માટેની ગમાર અને અસભ્ય, પામર અને નપુંસક હાય હાયનો એ નિષેધ છે. બહાદુરીની એ પગકાષ્ઠા માયાની મોહિનીને સમજપૂર્વક ન વશ થવાની અને તેનો વિવેકપૂર્વક પડકાર કરવાની એ સાધના છે. પ્રકૃતિની રમણીયતા સામે આત્માનાં અમર અને અજર સૌન્દર્યને મૂકવાની એ વિગ્રહ ભાવના છે. આથી સંતોષને આળસ કે પ્રમાદ-કર્તવ્ય વિમુખતા સાથે કોઇ ન ભેળવી દે. સંતોષ એ સત્યના સ્વીકારમાંથી પેદા થતી પ્રચંડ ઠંડી મહા તાકાત છે. અને આજની દુનિયાએ તો સંતોષનો મહિમા સાચે જ સમજવા જેવો છે! અસંતોષનું માર્યું મનુષ્ય જેવું મનુષ્ય પ્રાણી ગતદિવસ મિથ્યા પાછળ કેટલું દોડધામ કરી રહ્યું છે! શાશ્વત મુક્તિની માણસની દોડધામ તો તેનું ગૌરવ છે. પણ અનિત્ય અને ક્ષણસ્થાયીને માટેની એની આ પિશાચચર્યા તો એની માનહાનિ છે. સ્વમાન ભંગ છે! સાચી સમજ કોઇપણ પળે સ્વીકારવા જેવી નથી શું? સંતોષ એ સાચી સમજ છે! અસંતોષ માનવ આત્માના સૌન્દર્યને મૂળમાંથી જ વધેરી મૂકે છે!

સંતોષ પછીનો જે નિયમ છે તેને તપ કહે છે. તપ એટલે વિચાર-પૂર્વકનું વર્તન. આ અર્થ સ્વીકારતા તપનું તિતિક્ષા એ રહસ્ય છે એમ સમજાશે. સહન કરવું એ આત્માની વિશાળતા-ઉદારતા-એકતા-વગેરેના સ્વીકારનું સામુદાયિક ફળ છે. આથી તપનું મૂળ રહસ્ય તિતિક્ષા છે. અને તિતિક્ષા તો આત્માનો સહજ ગુણ છે. આત્મા સ્વરૂપે સદ્ અસત્-પાપ-પુણ્ય-ધર્માધર્મ-સારું નરસું-બધું ય નભાવી લે છે! જે જગતમાં આપણે જીવીએ છીએ તે જગતમાં આ બધાંય જોડાંઓ છેજ. અને અનન્ત કાળથી પરમાત્માએ બધાંયને વર્તવા દે છે. આથી આપણો આત્મા જો મૂળમાં પરમાત્માથી જૂદો નથી તેણે પણ બધુંય સહવાની, બધુંય નભાવવાની, બધુંય વિના ફરીયાદે અપનાવવાની. પ્રશસ્ત ટેવ નાખવી રહી! સુખ દુઃખ, ટાઢ તડકો, હાનિ લાભ, જયપરાજય, ભૂખ તરસ, વગેરે તમામ દ્વંદોના આક્રમણમાં, સ્વરૂપનિષ્ઠાનાં ધીર પરાક્રમનું પ્રદર્શન એ તપ છે. આ અર્થમાં તપ દ્વેષનો પ્રતિપક્ષી છે. દ્વેષને જડમૂળથી ઉખેડી કાઢી તેની જગાએ પ્રેમને પ્રસ્થાપિત કરવાનું વ્રત તે તપ છે! આ તપ ત્રણ પ્રકારે વિભક્ત થયેલ છે,

અર્થાત્ જ તિતિક્ષા–પ્રેમમયી તિતિક્ષા–તન મન અને વચનમા વ્યક્ત કરવાની છે શારીરિક તપ–માનસ તપ–વાચિક તપ–એમ ત્રણ પ્રકારમા તપ વહેચાયેનુ છે અને એ ત્રણે તપની પણ સાત્વિકતા આપણા ધ્યેયની પોષક છે એ ન વીસરાઓ તપ તપીને આપણે પામવાની છે તે અહિંસાની શુદ્ધિ–એટલે કે નિર્મળ આત્મપ્રેમ આ તપ શુદ્ધિને લક્ષમા નાખીને જ કરવાનુ છે અને શક્ય હોય તેટલુ જ કરવાનુ છે! ધાતુની વિષમતા આણે શરીરને કાર્ય કરવે અશક્ત બનાવી દે, મનને કે વચનને તરડાવી નાખે એવુ તપ વિહિત નથી વિચાર–સદ્ વિચારથી વિમુદ્ધ ક વેગળુ રહેલુ તપ આત્મઘાતી છે અને યોગશાસ્ત્ર આત્મોદ્ધારનુ શાસ્ત્ર છે આત્મઘાતનુ નહીં આથી શાસ્ત્રીય તપને માટે આગ્રહ રાખવો રહ્યો અને તપ પણ જીવનના તમામ ક્ષેત્રોને સ્પર્શે છે કેમકે એના મૂળમા વિચાર છે અને વિચાર કઇ ક્ષણે આપણાથી વેગળો થાય? આથી યોગપોષક તપ હોવુ ઘટે ગીતાજીના સત્તરમા અધ્યાયમા ભગવાને બતાવેલ તપ આપણા જેવા સાધકને માટે ખૂબ માર્ગદર્શક છે ઉપકારક છે આખી માનવ જાતિમા એ ખ્યાલો વ્યાપક થવા ઘટે છે દેવ, દ્વિજ, ગુરુ, પ્રાજ્ઞનુ પૂજન, શારીરિક પવિત્રતા સરળતા, સયમ, અહિંસા –શારીરિક તપ છે ઉદ્વેગ ન ઉપજાવનારુ, સત્ય પ્રિય અને હિતકર વચન અને સ્વાધ્યાય પરાયણતા–અભ્યાસી મનોદશા–વાચિકતપ છે રાગદ્વેષ રહિતતા અક્રૂરતા, ગૌભ્યસ્વભાવીપણાનો અભાવ, આત્મનિગ્રહ, ભાવોની શુદ્ધિ–આટલુ માનસ તપ છે અને આ ત્રણેય સાત્વિક રીતે કરવુ ઘટે છે પરમ શ્રદ્ધા ફલાશા સિવાય અને એકાગ્રમનથી તપેલુ તપ ફલસિદ્ધિ અર્પનારુ થાય છે

તપ પછી આવે છે સ્વાધ્યાય સ્વાધ્યાયનો જો છેક જ તળપદો અર્થ કરીએ તો એ નિરક્ષરતા નિવારણનો પ્રયોગ છે નિરક્ષરતા નિવારણ એટલે અભણતાનુ નિવારણ અને નિરક્ષરતા એટલે પ્રભુ શૂન્યતા તેનુ પણ નિવારણ –એમ બન્ને અર્થો અહીં ગ્રાહ્ય છે પાઠનો વધારે ગ્રાહ્ય છે સ્વ+અધ્યાય એમ બે શબ્દો મળીને સ્વાધ્યાય શબ્દ બને છે સ્વ એટલે આત્મા અધ્યાય એટલે જ્ઞાન આત્માનુ જ્ઞાન જેમાથી થાય તે સ્વાધ્યાય અર્થાત્ જ આત્મ જ્ઞાનમા સાધનરૂપ થતા ઋષિપ્રણીત શાસ્ત્રોનો વિધિપૂર્વકનો અને નિયમિત અભ્યાસ એટલે સ્વાધ્યાય વળી ઋષિ કાઇ ભારતખડમા જ પાકે એવો મિથ્યા ખ્યાલ ન હોવો ઘટે ઋષિ શબ્દ એના મૂળ અર્થમા એટલે કે દર્શનના અર્થમા અહીં લેવો અને એ અર્થ લેતા ઋષિ એટલે દર્શનસંપન્ન પુરુષ અને આથી જ એમા દેશ–કાળ–જાતિ વગેરેનો ખ્યાલ ન હોવો ઘટે આ દષ્ટિ સ્વીકારતા દુનિયાના તમામ દેશના–કાળના–જાતિના દર્શન સપન્ન પુરુષોએ અનુભવ ઉપરથી ઉતારેલા ન્યાય સુસગત શાસ્ત્રોનો અભ્યાસ એટલે

સ્વાધ્યાય. પણ આપણે તો ધ્યેયબદ્ધ જીવોને માટે વિચારણા કરીએ છીએ. યોગશાસ્ત્ર ધ્યેયવીરો માટે છે. અને ધ્યેય છે આત્મદર્શન. આથી સાક્ષાત્ કે પરંપરાએ પણ જે આત્મદર્શનની સાધનામાં સહાયક ન હોય તેવાં શાસ્ત્રોના અભ્યાસમાં નકામો કાળક્ષેપ એ પ્રજ્ઞાપરાધ છે. ધ્યેય સંપાદન કર્યા બાદ વિનોદ માટે ઈતર સચ્છાસ્ત્રોનો અભ્યાસ નિષિદ્ધ નથી. આમ સ્વાધ્યાય, શું વાંચવું, કેટલું વાંચવું, વગેરેનો નિર્ણાયક છે. આ ઉપરાંત સ્વાધ્યાયની બીજી પણ ભારે ઉપકારકતા છે! એ ઋષિ સંમેલનમા બેસવાનો લ્હાવો છે. દુનિયાના મહાન આપ્ત પુરુષોના નિત્યસંસર્ગમાં રહેવાનું જેમને ભાગ્ય સાંપડે તે સુખી જીવો છે! ધ્યેયનું પ્રકાશન, માર્જન, વારંવાર સંસ્મરણ, સમર્થન ઉદ્બોધન વગેરે સ્વાધ્યાયનું પરિણામ છે. આ દૃષ્ટિએ આપણાં પૂરતા તો વેદ ઉપનિષદ્ ગીતા વગેરે શાસ્ત્રોનું નિત્ય વિધિપૂર્વક સાર્થ અનુસંધાન એ સ્વાધ્યાય છે. આમ તમામ શાસ્ત્રોનું તત્ત્વ હૃદયંગમ કરી, મધુકર વૃત્તિથી તેનો રસ તેટલો ચૂસી, પછી સૌ શાસ્ત્રના એકમાત્ર સારરૂપ ભગવન્નામ સ્મરણ રૂપી મહા સ્વાધ્યાય આવે છે. સૌથી સાચું છે ભગવાનનું નામ. એ સ્વાધ્યાયોનો પણ પરમ સ્વાધ્યાય છે. આમ પીઢ ચિંતનને અંતે પ્રભુનું નામ એજ એક માત્ર સાચું છે એમ બુદ્ધિપૂર્વક સમજી એક તેનો ચોવીસે કલાક જપ કરવો એ મહા સ્વાધ્યાય છે! એનું ફળ આપણે સમાધિપાદમાં જોઇ જ ગયાં છે! અને આથી જ દુનિયાના તમામ સંતો-દૃષ્ટાઓ-ભગવન્નામનું ભારે માહાત્મ્ય ગાય છે. આખી દુનિયાએ પ્રભુનામની જપનાનું માહાત્મ્ય જાણવું ઘટે. વ્યક્તિને જ નહીં–આખીયે માનવજાતિને વિશુદ્ધ કરવાનો એ એકમાત્ર સૌની પહોંચમાં આવે એવો અમૂલ્ય ઉપાય છે! સ્વાધ્યાયની પ્રશસ્ત રેવથી વ્યવસ્થિત વિચારની તાકાત પેદા થાય છે! વળી સ્વાધ્યાય માણસને એ ક્યાં છે-ક્યાં જઇ રહ્યો છે-ક્યાં જવું ઘટે છે, કેવી રીતે જવું ઘટે છે-ક્યાંથી જઇ શકે છે-શું કરે છે-શું નથી કરતો-શું ન કરવા જેવું કરે છે-અને કરવા જેવું શું નથી કરતો-વગેરે બધીય વાતો અરીસો જેમ મુખને તેમ, બતાવે છે. સ્વાધ્યાયમાં માનવ જાતિનું સંપૂર્ણ કેળવણીખાતું સમાઈ જાય છે.

સ્વાધ્યાય પછીનો અને છેલ્લો છતાં સૌનાં પરિણામ રૂપ એવો જે નિયમ છે તેને ઈશ્વર પ્રણિધાન કહેવામાં આવે છે. ઈશ્વર પ્રણિધાનના બે અર્થો થઇ શકે છે. કાં તો ઈશ્વરનું આપણામાં પ્રણિધાન અગર તો આપણું ઈશ્વરમાં પ્રણિધાન. પ્રણિધાન એટલે અત્યંત પરિપૂર્ણ થાપણ. ભગવાનને આપણામાં થાપવો એટલે अहं ब्रह्मास्मि અનુભવ અને ઈશ્વરમાં આપણી થાપણ કરવી એટલે પરમ ભક્તિયોગ. અહીં બીજો અર્થ લેવો કેમકે પહેલો અર્થ બીજો જ્યાં સુધી આધારભૂમિએ પૂરો ન આચરાય ત્યાં સુધી સિદ્ધ થતો નથી. આમ ઈશ્વર પ્રણિધાન એટલે પરમાત્માના ચરણમાં આપણું

પરિપૂર્ણ સમર્પણ. જે કાંઇ થાય તે બધું તદર્થ કરવાની સહજ શ્વાસોચ્છ્વાસ જેટલી જ સહજ વૃત્તિ. સ્વપ્ને પણ, ભૂલમાં પણ, બેભાનપણામાં પણ સ્વાર્થની અસ્ફૂર્તિ અને પરમાર્થની સંસ્ફૂર્તિ એટલે ઇશ્વર પ્રણિધાન. અર્થાત્ નદીની માફક સમર્પણની અભગ કળા–ગાથા એટલે ઇશ્વર પ્રણિધાન સમર્પણ પ્રેમ માગે છે. જ્યાં પ્રેમ નથી ત્યાં સમર્પણ નથી. પ્રેમનુ સમર્પણ સહજ હોય છે. પ્રેમ વસ્તુનુ જ્ઞાન માગે છે. જ્યાં જ્ઞાન ન હોય ત્યાં પ્રેમ સંભવે જ નહીં. જ્ઞાન વસ્તુનુ અસ્તિત્વ માગે છે. જેની અસ્તિ નથી તેનું જ્ઞાન સંભવતું નથી. પ્રભુને આત્મ સમર્પણ કરવું હોય તો " પરમાત્મા છે " એવું સહજ ભાન હોવું ઘટે. પરમાત્મા જેવો છે એવું તેનું સહજ ભાન હોવું ઘટે. આનેજ શ્રદ્ધા કહેવામાં આવે છે. અર્થાત્ ઈશ્વર પ્રણિધાનમાં પણ શ્રદ્ધા મૂળ છે. અને શ્રદ્ધા એ બુદ્ધિનું દેવાળું નથી. બુદ્ધિની પરમશુદ્ધ અવસ્થા તે શ્રદ્ધા છે. બુદ્ધિ જ્યારે હૃદયમય થઇ જાય ત્યારે શ્રદ્ધાનું તે સ્વરૂપ પકડે છે. અને શુદ્ધતમ લાગણીપ્રધાન બુદ્ધિ જ હૃદય છે. આમ ઊંડા જો વિચારીશું તો સમર્પણ શુદ્ધ બુદ્ધિનો પ્રયોગ છે. આથી સમર્પણ માત્રને શુદ્ધિની અનિવાર્ય જરૂર છે! વળી ઇશ્વરને શરણે જો સર્વભાવે જવું હોય તો તો શ્રદ્ધાની કેવળ જરૂર છે. કેમકે પરમાત્મા સૂક્ષ્મતમ પદાર્થ છે. અતીન્દ્રિય –મન બુદ્ધિથી પણ અગોચર પદાર્થને પકડવા માટે સૂક્ષ્મતમ દૃઢ શ્રદ્ધા જ સાધનરૂપ છે. અને શ્રદ્ધા તત્વપક્ષપાતિની જ હોય છે. જો એ પ્રામાણિક હશે તો. આમ ઇશ્વર પ્રણિધાન એ ગોપી થવાનો જ પ્રયોગ છે! અને ગોપી થવું એ મહાભાગ્ય હોય તો જ સંભવે છે. જગતમાં એક જ પુરુષ છે અને બીજી બધીય–જીવમાત્ર ગોપી જ છે! જીવમાત્ર એ જાણતો નથી અને આથી પુરુષત્વનાં મિથ્યાભિમાનમાં એ ગયે છે–એને પુષ્ટ કરે છે. અને પરિણામે પરમ સુખથી સો ગાઉ છેટો રહે છે. વળી સમર્પણ તો આત્માનો મૂળ સ્વભાવ છે. એણે જો એનું સ્વરૂપ સમર્પણ પ્રકૃતિને ન કર્યું હોત તો પ્રકૃતિમાં ચેષ્ટા જ ન સંભવત! પણ હવે એ સમર્પણની દિશા ફેર તેટલી જરૂરી છે. એ સમર્પણનું પાત્ર એણે ઇશ્વરને બનાવવો રહે છે. બસ. આટલું જો સૌ કરે તો જીવન–અને મહાજીવન પ્રેમમય-શાંતિમય, આનન્દમય અને કલ્લોલમય થઇ જાય! ભક્તિનો પ્રભાવ અલૌકિક છે. એનો રસ સ્વસંવેદ્ય છે. એનાં વર્ણન સમર્થનો માટે પણ અધૂરાં જ હોય છે! ઇશ્વર પ્રણિધાનની મહાગાથાઓ જો જોવી હોય તો માનવ જાતિએ ભાગવતનો અભ્યાસ કરવો ઘટે. બસ. આ પાંચ નિયમો–અવશ્ય કર્તવ્ય છે. માનવ જાતિ આ મુદ્દાની વાતો ક્યારે સ્વીકારશે? ઠીક. તો પ્રભુને પ્રાર્થીએ કે આપણને તે પરિપૂર્ણ સમર્પણમય થવાની શક્તિ અર્પે. એજ.

લિ૦ ભાઇના દેવવંદન.

## (૭૧)

પ્રિય ભાઈશ્રી,

શારીરિક અસ્વસ્થતા તથા ગીતાબંધુ અંગેના પરિભ્રમણને કારણે વળી યોગમાં ભંગ થાય છે! ક્વચિત્ જીવને ચેન નથી હોતું. જીવને સાચું ચેન તો પરમાત્માની કૃપા ઉતરે ત્યારે જ થાય ને? જોકે એકલી પરમાત્માની કૃપાની જ રાહ જોવી એ ઉચિત નથી. કેમકે પરમાત્માની કૃપા તો મેઘની માફક વિના માંગ્યે જ સૌના ઉપર જ વરસતી જ હોય છે. પણ એ કૃપાનો અનુભવ કરવા માટે સૌથી પહેલી જરૂરી છે આત્મકૃપા. માણસને પોતાના ઉપર જ દયા નથી. દયા એટલે દુઃખને દૂર કરવાની તીવ્રેચ્છા અને તેને અનુકૂળ પ્રયત્ન. માણસને સુખ નથી ગમતું. દુઃખ જ ગમે છે. અને જે ગમે તેને ટાળવાનો એ ઉપાય જ શાને કરે? દુઃખ એને ગમે છે. જો ગમતુ ન હોત તો દુઃખમાં જ સબડાય એવાં કર્મો કેમ કરે? એને પોતાનાં જ હિતમા કેમ સ્વયંભૂ રુચિ ન ઉપજે? અને માણસનું સાચું હિત સ્વને પારખવામા છે. જાણવામાં છે. એ એટલું એક જ નથી કરતો અને એ સિવાયનું તો કર્તવ્ય જ નથી. મુખ્ય કર્તવ્ય જ એટલું છે. એ સિવાયના જે કાંઇ કર્તવ્ય છે એ તો એના જ ફળ રૂપે અગર તો એને જ સિદ્ધ કરવા માટે છે! મુમુક્ષા નથી એનો અર્થ એટલો જ કે માણસને સુખ નથી જોઈતું. એને દુઃખ જ ખપે છે. અને આથી માણસનો મોટો ભાગ આતતાયી છે, જે આગ લગાડે, ઝેર પાય, ક્ષેત્ર, દારા કે ધનનું અપહરણ કરે, ઘાતકી શસ્ત્રાસ્ત્ર પાસે રાખી વિચરે–એટલાને આતતાયી–જુલ્મી તરીકે શાસ્ત્રે કહ્યા છે. માણસ જાતે જ જાતમાં આગ ચાંપે છે. જાતે જ જાતને ઝેર પાય છે. શરીરરૂપી પરાયાં ક્ષેત્રને, અને તેને ખાતર દારાને અને ધનને ચોરે છે. અને શસ્ત્રપાણિ હોવામાં લાજ લાગવાને બદલે ગૌરવ માને છે! આથી જ એ જુલ્મી છે! અને જુલ્મી ઘાતકી જ છે! આમ એને જાત ઉપર પણ દયા નથી તો બીજા ઉપર તો હોય જ ક્યાંથી? આથી આધ્યાત્મિક જીવન તેવા જીવને આકર્ષે છે જે જાતના ઉપર જાતે દયાળુ હોય! આને આત્મકૃપા કહેવાય. તે ઉપરાંત ગુરુકૃપા–શાસ્ત્રકૃપા અને ઈશ્વરકૃપા હોવી ઘટે. પણ જેનામાં સાચેજ આત્મકૃપા હોય તેને બીજી ત્રણે કૃપા સ્વયમેવ પ્રાપ્ત થાય છે! આથી ચેનનો અભાવ એટલે આત્મકૃપાનો

અભાવ જ મૂળમાં સમજવો રહ્યો. ઠીક આજે પાછો યોગનો આગળ વિચાર ચલાવીએ.

ગયા પત્રમાં યમનિયમ વગેરેની અતિ ટૂંકી ચર્ચા કરી. પણ કહેવત છે કે **શ્રેયાંસિ બહુવિઘ્નાનિ**–મંગલ કાર્યોમાં અનેક વિઘ્નો આવે : યમ અને નિયમનું વ્યક્તિગત અને સામુદાયિક પાલન ધર્મ છે. ધર્મ તેના સંપૂર્ણ અર્થ સહિત યમ નિયમના પાલનમાં સમાપ્ત થઈ જાય છે. દુનિયાના જાણીતા કે ન જાણીતા–ધર્મને યમનિયમ ઉપરાંત કશુ કહેવાનું નથી. યમ નિયમોનો સંપૂર્ણ આચાર વિચારમાં ધર્મ કૃતકૃત્ય થઇ જાય છે. અને આથી જ ધાર્મિક ઝઘડાઓ નરી બાલિશતા છે. ધર્મ કેવળ માનવાની ચીજ નથી! એ તો જીવવાની ચીજ છે! જે કેવળ માને જ છે અને કરતો નથી જ તે મિષ્ટાન્નના નામમાત્રનાં રટણે ભોજનનો આનન્દ ભલે માણે પણ તે નર્યો ભૂખ્યો જ છે! આથી ધર્મનાં બાહ્ય કલેવરો ભલે જૂદાં દેખાતાં હોય એનો અંતરાત્મા એક સરખો છે–એકરસ છે. જે કોઇ ધર્મમાત્રમાં રહેલી આ મૌલિક એકતા નથી સમજી શકતો તે ભયાવહ છે! ધર્મને નામે તો ઝઘડો–અધર્મ નહીં જ શોભે!

પણ આ યમનિયમો વિષે જાણ્યા માત્રથી એનું આચરણ શક્ય બની જતું નથી. અહિંસા પાળવી જોઇએ એટલું જાણ્યાથી અહિંસાનું પાલન થઈ જતું નથી! જ્યાં માણસ યમ નિયમોનું પાલન કરવા શરુઆત કરે કે તરત એના વિપરીત ખ્યાલો એની પજવણી શરુ કરે. ધર્મના પાલનમાં આરંભે કષ્ટ હોય છે. અધર્મના પાલનમાં આરંભે સરલતા હોય છે. માણસ સરળતા શોધે છે. દુષ્કરતાને ટાળે છે. અને આથી માનવજાતિનો મોટો ભાગ આરંભે સરળ એવો જે અધર્મ=યમનિયમથી વિરુદ્ધ ખ્યાલો તેનું જ સેવન કરે છે. મૂળમા જો કે માનવ ધર્મમય જ હોય છે–એનું સ્વાભાવિક વલણ જ ધર્મ તરફ હોય છે. અને એ ધર્મને લઇને જ એટલે કે મોટે ભાગે અહિંસા વગેરેનુ જ એ પાલન કરતો હોઇને જ ટકી રહ્યો છે છતાં દુઃસંગતે લઇને કે પછી બીજા કોઇ કારણે એ ક્વચિત્ ક્વચિત્ અધર્મ તરફ વળે છે. અધર્મ તરફ ન ઢળે તો પણ ધર્મના આચરણમાં ઢીલો કે પ્રમાદી થઈ જાય છે! ચોવીસે કલાક કોઈ હિંસાવિહારી થઇ જ ન શકે. ચોવીસે કલાક કોઇ જૂઠો રહી જ ન શકે. ચોવીસે કલાક કોઇ ચોર થઇ જ ન શકે, ચોવીસે કલાક કોઇ ભોગ ભોગવી જ ન શકે, ચોવીસે કલાક કોઇ પરિગ્રહલોલુપ રહી જ ન શકે–તેજ પ્રમાણે નિયમોનુ પણ જાણવું. થોડો વખત જ એ હિંસાદિ કરી શકે છે. આથી સિદ્ધ એ થાય છે કે માનવ જાતનો મોટો ભાગ ધાર્મિક જ છે. અજ્ઞાનની

પ્રબળતાને લઇને કવચિત્ એનાથી યમનિયમોની વિરુદ્ધ આચરણ થઇ જાય છે; આવી પળો એટલે કે યમનિયમોના ભંગની પળો આવે ત્યારેજ એણે સજાગ રહેવાનું છે. ત્યારે જ એણે ધ્યેયના સ્મરણપૂર્વક વિવેકી વર્તન કરવાનું હોય છે. ત્યારે જ એણે પોતાનું ખરું ખમીર બતાવવાનું હોય છે. તો જ્યારે અહિંસા વગેરે યમનિયમોના ભંગ ઉપસ્થિત થાય-એમના આચરણમાં બાધા ઉપસ્થિત થાય, બલાત્ પણ એમની વિરુદ્ધ જ વર્તવાનું આવીને ઉભું ત્યારે યોગ માર્ગના પ્રવાસીએ કે માણસ માત્રે શું કરવું ઘટે? આ એક સમસ્યા જ છે. આ સમસ્યાનો ઉકેલ આણવો જ રહે છે. કેમકે મધ દૂધનાં તપેલામાં જેમ ટીપું છાસ પણ ફેર વર્તાવે તેમ હિંસા વગેરે અધાર્મિક ખ્યાલો સ્હેજ પણ મનમાં ફરકતા હોય તો જીવનભરની સાધનાને ધૂળમાં મેળવી દે છે-ફેર વર્તાવી દે છે. અને આ જ ઠેકાણે બીચારી માનવ જાત !-લાચાર થઇ જાય છે. અહિંસક થવું કોને ન રુચે? સત્યવાદી મહાત્મા થવું કોને ન ગમે? ચોર ન થવું કોનો ન મન થાય? ભીષ્મ કે હનુમાન સમા વીર્યમૂર્તિ થવાનું કોને પસંદ ન હોય? અપરિગ્રહની સાક્ષાત્ પ્રતિમા થવાના કોને કોડ ન હોય? છતાં હિંસા-જૂઠ-ચોરી-છીનારી-પરિગ્રહ વગેરેના ખ્યાલો આપણને-સૌને પ્રતિક્ષણ પજવે જ છે। તો હવે શું કરવું? ભગવાન પતંજલિ કહે છેઃ-

वितर्कबाधने प्रतिपक्षभावनम् ॥३३॥

યમનિયમોની वितर्क०=વિતર્કોદ્વારા બાધા ઉભી થાય તો प्रतिपक्षभावनम्=હરીફ પક્ષનું ચિન્તન કરે.

અર્થાત્ ઉપલી સમસ્યાનો ઉકેલ આ સૂત્ર આપે છે. વિતર્ક શબ્દ અહીં પારિભાષિક છે. તેનો હિંસા-જૂઠ વગેરેના ખ્યાલો એવો અર્થ થાય છે, તો જો યમ કે નિયમના આચરણ વખતે વિતર્કો માર્ગમાં આડખીલી ઉભી કરે તો તે તે વિતર્કોનો જે હરીફ ખ્યાલ હોય તેનું ચિન્તન કરે. ઉપર તો જીવન સત્ ને અસત્ ખ્યાલોનો સતત સંગ્રામ જ છે ને! અમ ખ્યાલો જો દૃઢ થઇ જાય તો માનવ પડે. જેનો જાડૂ ખ્યાલો દૃઢતમ થઇ જાય તો તે મરે. હિંસાદિના ખ્યાલો અસત્ છે, અહિંસાં વગેરેના ખ્યાલો સત્ છે. તો અસત્ ખ્યાલો જેને આપણને પીડે તો દૃઢતાપૂર્વક તેમની સામે સત્ ખ્યાલોનો મજબૂત મોરચો માંડો જ રહ્યો. ત્યાં સિવાય પત્તોજ નથી.

જરા વધારે વિસ્તાર અને સ્પષ્ટતાથી આ સૂત્ર સમજાવવા જેવું છે, "આણે મારા ઉપર અપકાર કર્યો છે માટે હું એની તો ખબર લઇશ." "અરે, એમાં શું! જૂઠું તો નભાવી-બોલવ-ખાસ જ તો મતિહિત

બોલ્યા હતા," 'ધન તો જ્યાંથી મળે ત્યાંથી લેવું જ રહ્યું–અમુકનું ધન–જડ ચેતન ધન હું તફડાવી લઇશ" "અરે પર સ્ત્રી થઇ તેથી શું? Everything is fair in love and politics–એના સહવાસે કોઇ બાધા નથી, અમુકના પરિગ્રહને સ્વીકારી લઇશ" શૌચને પણ તજીશ, સંતોષ તો બાપલાઓનો ધર્મ છે–મારે વળી સંતોષ કેવો?–વગેરે વિતર્કોથી જ્યારે અહિંસા વગેરેના ખ્યાલો પીડાય ત્યારે પ્રતિપક્ષનું ભાવન કરવું ઘટે અર્થાત્ ધ્યેયનિષ્ઠ માણસે ધ્યેયનું તીન સ્મરણ કરવું ઘટે અરે! હું તો યોગમાર્ગે સંચરું છું, સંસારના તાપમાં પચી પચીને છેવટે મેં આ સમ્યક્ જ્ઞાનનો માર્ગ ઝાલ્યો છે એના મૂલ્ય તરીકે મેં પ્રાણીમાત્રને અભયદાન આપ્યું છે અને સુખ અને જ્ઞાન દેનારા અહિંસા વગેરે યમનિયમોનો આશ્રય લીધો છે! ભના! પળભરના દુસ્તર્કને વશ થઇ ધ્યેય ભ્રષ્ટ થાઉં? વિતર્કોનો તો પહેલેથી જ ત્યાગ મારી પ્રતિજ્ઞા છે! અસભ્ય હોય–પામર હોય તે પ્રતિજ્ઞા ભંગ કરે! તો એક વેળા મનોમન તજેલા વિતર્કોને પાછા લઉં? કૂતરો થાઉં? એઠું તો કૂતરો ખાય! માણસ નહીં! તો જાણી બુઝીને જેમનો, સુખને માટે મેં ત્યાગ કર્યો છે તેમનો પાલવ પાછો પકડું? મારામાં અને કૂતરામાં ફેર શો? મારું સ્વમાન શું? આમ આત્માને જાગૃત કરતાં સામા ખ્યાલોને ધૈર્ય અને દૃઢતાપૂર્વક સામે ધરવા અને વિતર્કોના બળને ક્ષીણ કરી નાખવું એનું નામ પ્રતિપક્ષભાવન છે

અને આ પ્રતિપક્ષનું ભાવન કરતાં શીખવવું–ભૂલકણી–અપસ્મારથી પીડાતી માનવજાતિને શીખવવું એ જ તો મહાપુરુષોનું જીવનચરિત્ર છે! વિતર્કોની નાગચૂડમાં ફસાયેલી માનવમતિને આત્મભાન–સ્વમાન–સ્વગૌરવ પ્રત્યે દોરવણી અને સુતર્કોમાં રાચતી કરવી એ જ મહાપુરુષ માત્રનું એકમાત્ર જીવનકાર્ય હોય છે દુનિયાની કોઇપણ ક્ષણે વિકામતાંગ્યું જીવો આ સિવાય બીજું કંઇ કરતા નથી અને અહીં જ સાધનાનો આરંભ થાય છે વ્યક્તિએ પણ પ્રતિપક્ષ ભાવનમાં જ દત્તચિત્ત રહેવાનું છે. સમષ્ટિએ પણ તેમાં જ! પ્રતિપક્ષ ભાવન દ્વારા જે વ્યક્તિ કે જે સમાજ શુદ્ધ થાય છે તેજ સાચા અર્થમાં સુસંસ્કૃત સમાજ છે બીજો પ્રાકૃત જ છે! આ સત્ય છે આ સત્યની સામે જેટલી વાર આપણે વ્યક્તિગત કે સામુદાયિક આખમીંચામણાં કરીશું ત્યાં સુધી આપણે સંસ્કૃતિ નહીં પણ વિકૃતિમાં જ સમડવાના છીએ ઠીક તો વિતર્ક વગેરેનું સ્વરૂપ વગેરે હવે પછી સમજવા યત્ન કરીશું આજે તો અહીં જ વીરમીએ

લિ૰ આઇના હેનવંદન

# (૭૨)

પ્રિય ભાઈશ્રી,

આપકાસે બહાર હતો. રાતે લગભગ ૧૧-૧૫ને સુમારે ઘર ભેગો થયો. અને ત્યાર બાદ લખવાની રુચિએ ન હતી. શક્તિ પણ ન હતી! મૂળ ઘર ભેગા તો કોણ જાણે કયારે થઇ શકાશે! પૃથ્વી ઉપરના ઘર ભેગાં થતાં પણ એક જાતની રાહતની લાગણી લાગે છે, એક જાતની સ્વસ્થતા અનુભવાય છે, એક જાતની હાશ અનુભવાય છે, એક જાતની નીરાંત લાગે છે. તો આપણા મૂળ ધામમાં જતાં તો શું થતું હશે? મૂળ ધામનો રસ્તો જ જડતો નથીને! જડે તો તે રસ્તે ચાલવાનું આળસ આવે છે. ચાલીએ તો થોડામાં થાકી જવાય છે. થાકી ન જઈએ તો વચ્ચે વાટશત્રુઓ ઘણા મળે! વાટશત્રુઓ ટાળીએ તો લબાઈએ હારી જઇએ! હારી ન જઇએ તો ઇત્તર વિઘ્નો આવી જાય! છેવટે કાંઇ નહીં તો દેવો પણ આડા ફાટે!! કોણ જાણે કેમ પણું મૂળ ધામ તરફ કોઇ વિરલ જ જઈ શકે છે! ત્યાં શું થતું હશે, કેવો આરામ હશે, કેવું સુખચેન હશે તેની તો શી કલ્પના? પણ ગાનારાઓ ગાઇ ગયા છે કે ત્યાં ગયેલા પાછા ફરતા નથી! તેમને આ લોકમાં રસ રહેતો નથી! તેમનું દીલ જ અહીંથી ઉઠી જાય છે! અત્યાર સુધી અહીં કેમ પડી રહ્યા હતા તેનો પશ્ચાત્તાપ થાય છે. વિના લેવાદેવાએ ખૂબ ભટકાયા તેનો શોક સંતાપ અને દિલગીરી થાય છે. છના આનન્દે અત્યાર સુધી એ કેમ ન અનુભવ્યો તેનો ખરખરો થાય છે!—ત્યાં ગયેલાઓને આ લોકની અને અહીં રહેલાઓને તે લોકની ગજબનાકની વિસ્મૃતિ થાય છે! આવું થાય છે એમ અનુભવીઓ કહે છે! આપણને તો શી ખબર! પણ અવિશ્વાસ રાખવાનું કશું સાબૂત કારણ નથી એટલે વિશ્વાસે ગાડું ચલાવવું રહ્યું. એ "અનિવર્તી ધામ"મા સીધો લઇ જનારો તે યોગ છે! આપણને એ સઝો-સિદ્ધ થાઓ-ફળો એટલી પ્રાર્થના. ઠીક.

તો ગયા પત્રમાં પ્રતિપક્ષ ભાવનનું વિધાન કર્યું વિતર્કોથી માનવમાત્ર પીડાય છે. આથી એ પીડાની નિવૃત્તિ માટે પ્રતિપક્ષભાવન એજ ઓસડ છે! સાચો રોગ છે વિતર્કો. વિતર્કોથી ન પીડાતો જીવ સાચે જ નીરોગી છે! બીજા બધાય શરીરે હૃષ્ટપુષ્ટ હોય તો પણ અંદરથી માંદલાં જ છે! અને માંદલાંઓનું તો કૌવત પણ શું? તો એ વિતર્કોનો આકાર-પ્રકાર-વગેરે જાણવું રહ્યું. અર્થાત્ તે વિતર્કો કયા? તેમના પ્રકાર કેટલા? તેમનું કારણ શું? તેમનાં ધર્મો શા?

તેમનુ ફળ શુ ? પ્રતિપક્ષ ભાવન એટલે શુ ?—આ બધુય જાણવુ રહ્યુ કેમકે અહીં તો સત્ય વિચાર જ એકમાત્ર તારક છે! ભગવાન પતંજલિ રહીઓ આપતા કહે છે —

**वितर्का· हिंसादयः कृतकारितानुमोदिता, लोभक्रोधमोहपूर्वका· मृदुमध्याधिमात्राः दु·खाज्ञानानन्तफला· इति प्रतिपक्षभावनम् ॥६४॥**

**हिंसादयः**=હિંસા છે પહેલી જે મિથ્યાભાષણ વગેરેમા તે હિંસા, જૂઠ, ચોરી વગેરે **वितर्का**=વિતર્કો **दुःखाज्ञानानन्तः०**=દુ ખ અને અજ્ઞાન છે અનન્ત ફળ જેમનુ **इति**=આ છે **प्रतिपक्ष०**=પ્રતિપક્ષભાવન—એમ અન્વય જાણવો અનન્ત દુ ખ અને અનન્ત અજ્ઞાનરૂપી ફળવાળા તે કેવા છે ? તો **कृतकारितानु०**=કરેલા, કરાવાયેલા, તથા અનુમોદિત કરાયેલા, વળી તે ઉપરાંત **लोभक्रोधमोह०**=લોભ, ક્રોધ, અને મોહરૂપી કારણવાળા, વળી તે ઉપરાન **मृदुमध्या०**=મૃદુ મધ્ય અને અધિમાત્ર છે, આવા તે વિતર્કો અનન્ત દુ ખ અને અનન્ત અજ્ઞાનના દેનારા છે એમ પ્રતિપક્ષભાવન કરવુ ઘટે છે

અર્થાત્ હિંસા, જૂઠ, ચોરી, છીનારી, પરિગ્રહ, અપવિત્રતા, અસંતોષ, અતપસ્વિતા, સ્વાધ્યાયવિમુખતા, અને ઇશ્વરપરાયણતાનો અભાવ—આ દસ છે વિતર્કો આ દસ મિથ્યા ખ્યાલોનો જ અનન્ત ગુણાકાર તે દૈહિક જીવન છે! આ દસને યોગશાસ્ત્રમા વિતર્ક કહે છે "वि" એટલે વિપરીત એટલે ઉલટો **तर्क** એટલે ખ્યાલ ઊંધા ખ્યાલો—ઉલટા ખ્યાલો—મિથ્યા ખ્યાલો—જૂઠા ખ્યાલો એટલે વિતર્ક એ એનો સીધો અર્થ છે. તો સૂત્રમા "**हिंसादयः**" આટલા શબ્દગુચ્છમા વિતર્કોના સ્વરૂપનો વિચાર આપ્યો છે

આ હિંસા વગેરે વળી **कृत** હોય, **कारित** હોય, કે **अनुमोदित** હોય **कृत** એટલે જાતે કરેલા **कारित** એટલે બીજાઓએ આપણી પાસે કરાવેલા હોય અને **अनुमोदित** એટલે કોઇ હિંસા વગેરે કરતુ હોય તો તેમા આપણી સમંતિ હોય—"હા હા ઠીક છે કરો કરો"—આ રીતે અનુમોદન આપવામા આવતુ આપણે જોઇએ છીએ તો હિંસા વગેરે ખ્યાલો જાતે કરીએ તો જ આપણે દૂષિત થઇએ એવુ માનવુ એ અયોગ્ય છે આપણાથી તો ન જ થાય જાતે તો એ બધાના સહભાગી ન જ રખાય પણ કોઇ આપણી પાસે કરાવી પણ ન જવો ઘટે. એટલે કે આપણી માની લીધેલી મુશ્કેલી કે સ્વાર્થ, કે હાનિ, કે નિર્બળતા, કે મનિમાન, કે કોઇ એવાં જ બીજા કારણે આપણને કોઇ એ બધામા પ્રેરી પણ ન જ શકવો જોઇએ

કોઈના નિમિત્ત થવામાં-હાથો બનવામાં પણ દોષ છે જ. એટલુંજ નહીં-જાતે ન જ કરાય, બીજાનાં સાધન પણ ન જ બનાય-પણ કોઇ ત્રીજો જો એ કરતો હોય તો તેમાં સંમતિ પણ ન જ અપાય. સંમતિ આપવી એ પણ કર્યા જેટલું જ દૂષિત છે। હિંસા જાતે ન જ કરાય. અન્યદ્વારા પણ આપણાથી ન જ થવી રહી. કોઇને આપણાથી સમતિ ન અપાય. જૂઠનુ ચિંતન કે ઉચ્ચારણ સ્વયં ન જ કરાય. બીજાની પ્રેરણાએ પણ ન ઘટે. ઈતરને- અનુમોદન પણ ન જ અપાય. ચોરી આપણાથી ન જ કરાય. કોઇ આપણી પાસે કગાંવી પણ ન જ શકે કોઈને અનુમોદિત પણ ન જ કરાય. જાતે ઇન્દ્રિયોને છૂટી ન જ મૂકાય, બીજાની પ્રેરણાથી તેમ ન કરાય, કોઇને તેમ કરવા સંમતિ ન અપાય. દેહ યાત્રાથી અધિક પરિગ્રહ આપણાથી ન જ રખાય. બીજાની પ્રેરણાથી પણ ન જ રખાય, બીજાને રાખવા સમતિ ન અપાય. અપવિત્ર જાતે ન થવાય, કોઇ દ્વારા ન થવાય. કોઈ થતુ હોય તો સમતિ ન દેવાય જાતે અસંતોષ ન જ રખાય, બીજા તેમ કરવા આપણને પ્રેરી ન જ શકતો હોવો ઘટે. કોઇને આપણે અનુમોદન ન દઈ શકીએ. સ્વયં અતપસ્વી ન થવાય, બીજા આપણને તપોભ્રષ્ટ ન કરી શકે, બીજાને તપોભગમાં આપણાથી સંમતિ ન દેવાય. સ્વાધ્યાય રહિત સ્વય ન જ થવાય, અન્યદ્વારા પણ તેવા ન રહેવાય, કોઈને તેવા કરવામાં સમતિ ન દેવાય। ઇશ્વરસૂના આપણે ન રહેવુ ઘટે. કોઇની દોરવણીથી પણ ઇશ્વરથી વિમુખ ન હોવા ઘટીએ. કોઇને ઇશ્વર વિમુખ થવામા સમતિ ન દેવાય આ રીતે કૃત, કારિત અને અનુમોદિત વિતર્કો સમજવા રહે છે। આ જો આપણે વિચારીશુ તો આપણે કેટલા ગુન્હેગાર છીએ, આપણી નિર્બળતા કે વિવેકમંદતા આપણને કેટલા નિર્બળ બનાવે છે તે, અને આપણે સેતાન થઇને દુનિયાને કેટલી બગાડીએ છીએ તે દર્પણમાં મુખના જેટલું સ્પષ્ટ સમજાશે. બલિષ્ટ આસુરી જીવો હિંસાદિ સ્વયં કરે જ જાય છે। વિવેકમદ અને બાધાઓ, નિર્બળ મનના અને વિચારથી વિખૂટાઓ બીજાના હાથા બન્યે જ જાય છે। અને ખારીલાઓ, હીચકારાઓ, કપટીઓ અને ગૂઢ વિપ્રિયકારીઓ અનુમોદન આપતા જાય છે। અને આ વિષયક અખિલ માનવ જાતિમા વ્યાપેલું છે. એને દૂર કરવું હોય તો પહેલાં આપણાથી જ આરંભ કરવો ઘટે. એક શુદ્રનો ગરજૂ જીવ પણ વિતર્કોમાં સ્વયં ન રાચે, અન્યથી પ્રેરિત ન થાય-ઇતરને સંમતિ ન આપે તો ક્રાંતિના શ્રીગણેશ સ્થપાઇ જાય છે। અ થી વ્યક્તિથીજ એની શરૂઆત થવી ઘટે. આજુબાજુ જોયા સિવાય, કોઇની પણ રાહ જોયા વિના, બીજા શું કરશે તેની વાંઝીઆ કે નબોદિયા ચિંતા કર્યા વગર

જેનામાં સમજનુ આ પ્રભાત ઉગી ચૂક્યું તેણે તો શરૂઆત કરી જ દેવી રહી. સૌને શુદ્ધ થવાનો આજ એકમાત્ર સ્વાધીન અને સ્વાશ્રયી ઉપાય છે! બસ તો આ વિતર્કોનો પ્રકાર થયો.

હવે એનાં કારણો તરફ વળીએ. વિતર્કમાત્રના મૂળમાં ત્રણ જ કારણો છે. ક્યાં તો લોભ. ક્યાં તો ક્રોધ કે ક્યાં તો મોહ. આ ત્રણમાં પણ મુખ્ય સેતાન–સેતાન ચક્રવર્તી છે–મોહ–ઊંધી સમજ. કોઈ પણ વિતર્ક એવો નથી જેના મૂળમાં આ ત્રણમાંથી એક ન હોય. લોભ એટલે, તૃષ્ણા. પદાર્થોને લગતી તરસ. આ તરસ છીપતી નથી અને છીપાવવાના દરેક પ્રયત્ને એ વધે છે. એને સૂકવવા જો કોઈ એને તૃપ્ત કરે તો એવડી થઇને ઉભી રહે છે! તૃષ્ણા વિચાર–વિવેક, વૈરાગ્યાદિના વિચારે જ સૂકાય. ધનાદિના લોભમા મળ પદાર્થોને લગતો ચિરંજીવી લ્હેલાટ હોય છે!

ક્રોધ પરાપકારનો પિતા છે સ્વરૂપે આગીઓ છે. સ્વભાવે વિવેક–નાશક છે! "અમુકે ને મારું બગાડ્યું"–આવી મિથ્યા સમજમાથી એ જન્મે છે. જાતે જન્મી સામાનો અપકાર કરવાની એ પેરવી કરાવે છે. જ્યારે આવે છે ત્યારે મનમાં–હૃદયમાં–શરીરમા વિના આગની આગ પેટાવે છે! વિના ચિતાએ બાળે છે! ક્રોધના જેટલી નપુંસક અને નિર્બળ, કાયર અને કદ્રૂપી કોઇ મૂર્તિ નથી! અજ્ઞાનની તમામ પ્રજા–રંગબેરંગી પ્રજા–કદ્રૂપી જ છે. બેડોળ જ છે. સૌન્દર્યહીન જ છે! જેને સાચું સૌન્દર્ય જોવાની નજર છે તેને જ આ સમજાશે.'

આ લોભ અને ક્રોધનો પણ જનક છે મોહ. મોહ એટલે અનાત્મામાં આત્મભાન! ઊંધામા ઊંધી સમજ. અવળચંડી સમજ મયદાનવની કૃતિ જેવી એની કૃતિ છે! દુનિયાના તમામ દુર્યોધનોને એ અફળાવે છે! ઊંધું જ કુટાવે છે! અનન્ત પ્રકાશમાં એ નિબિડ અંધારુ બતાવે! નિબિડ અંધારમા અવિરલ પ્રકાશ બતાવે! ધર્મમાં અધર્મ, અધર્મમ 'ધર્મ બનાવે' આવો છે એ મોહ. બસ તો વિતર્ક માત્રનું કારણ આ ત્રણમાંથી એક કે ત્રણે પણ સંભવી શકે છે. ચોથું કારણ નથી. આનો અર્થ એ થયો કે કારણ ન હોય તો કાર્ય ન જન્મે. લોભ, ક્રોધ અને મોહ ન હોય તો વિતર્કો ન જન્મે. સમજુ માણસ મૂળમાં દિંગ પૂરે. ડાળપાંદડાં ન વળગે! માનવ જાતે લોભ–ક્રોધ અને મોહના પંજામાથી છૂટવું ઘટે છે લોભના માર્યા માનવે સામ્રાજ્ય પ્રકટાવ્યા છે! ક્રોધના માર્યા તેણે વિશ્વયુદ્ધ

સરજ્યાં છે। મોહના માર્યા એણે વાહનારથળીઓ ઉભી કરી છે। અને તે પણ ૧૯૫૦ માં! વીસમી સદીમાં!! અને છતાં પ્રગતિનાં ભૂમરાણ કરે છે! દંભ આથી આગળ તો શું જઈ શકતો હશે! ખેર! પણ હકીકતોનો અફસોસ કરીને બેસી રહેવામાં તો રંડાપો છે। આપણાથી જ આપણે શરુ કરીએ. નિર્લોભી બનીએ. ક્રોધનું વિસર્જન કરીએ. મોહને તિલાંજલિ આપીએ।

હવે એના ધર્મો જોઇએ. લોભ ક્રોધ અને મોહની પણ માત્રાઓ હોય છે ને? લોભ મૃદુ હોય. મધ્ય હોય, તીવ્ર હોય. તે ઉપરથી વિતર્કો પણ લોભજન્ય હોય તો મૃદુ મધ્ય અને તીવ્ર હોય તેજ પ્રમાણે ક્રોધ અને મોહનું જાણવું. અર્થાત્ મૃદુ લોભપૂર્વકના વિતર્કો મૃદુ કહેવાય. મધ્ય લોભ પૂર્વકના મધ્ય, અને અધિમાત્ર–એમર્યાદ લોભ પૂર્વકના હોય તે અધિમાત્ર કહેવાય। તેમાં પણ પાછા પેટા વિભાગ થઇ શકે છે. મૃદુમાં પણ ત્રણ કક્ષા થઇ શકે છે. મૃદુ મૃદુ, મધ્ય મૃદુ, અધિમાત્ર મૃદુ. તેજ પ્રમાણે મધ્ય મૃદુ, મધ્ય મધ્ય અને મધ્ય તીવ્ર. તેજ પ્રમાણે અધિમાત્ર મૃદુ, અધિમાત્ર મધ્ય અને અધિમાત્રાધિમાત્ર। એજ પ્રમાણે ક્રોધ અને મોહના પેટા ભેદો પણ સમજવા રહ્યા. વળી વિતર્કો કૃત–કારિત–અને અનુમોદિત હોય તે દરેક વળી મૃદુ લોભાદિ પૂર્વકના હોય એટલે ગણત્રી કરતાં દરેક હિંસાદિ વિતર્કના ૮૧ ભેદો થઇને રહે છે. એટલે કે બધું મળીને વિતર્કો મૂળમાં દસ છે તો તેના પેટા વિભાગો મળીને તેની સંખ્યા ૮૧૦ ની થઈ રહે છે। વળી પ્રાણીભેદે આ ૮૧૦ અનન્ત થઇને ઉભે છે। તો ઓછામાં ઓછા ૮૧૦ વિતર્કોથી માનવ જાત પીડાય છે। આ ગણત્રી ઉપરથી કોનો કયો વિતર્ક કઇ માત્રામાં છે તે સમજાય। અને તે પ્રમાણે તેની શુદ્ધિ માટે કેટલો યત્ન જરૂરી છે તે સમજાય। માનવના મનમાં કેટલો મેલ ભર્યો છે તેની ત્રિરાશિ આના ઉપરથી સમજવી ઘટે. વિતર્કવિદ્ધ વ્યક્તિ કે સમષ્ટિને સુતર્કનિષ્ઠ કરવી એજ યોગનું મહાકૃત્ય છે। અસ્તુ.

હવે આ વિતર્કોનું ફળ પણ જોઇ લેવું રહ્યું. વિતર્કોનું ફળ છે અનંત દુઃખ અને અનન્ત અજ્ઞાન. જૂઠમાંથી કદી સાચું સુખ જન્મતું નથી. અને જૂઠની સેવા કે આરાધનાથી જ્ઞાન વધતું નથી. અને આ વિતર્કો હાડહાડનું જૂઠાણું જ છે। અને પરિણામે દુનિયામાં પ્રત્યેક જણની દુઃખ અને અજ્ઞાનની ચીસો આપણે સાક્ષાત્ સાંભળીએ છીએ. અનન્ત અજ્ઞાન અને અનન્ત દુઃખો જ વિતર્કોનું ફળ છે એમ સમજપૂર્વક ચિંતવવું એને જ પ્રતિપક્ષ ભાવન કહેવામાં આવે છે.

અર્થાત્ યમનિયમનું આચરણ કરવા ઇચ્છનારાએ વિતર્કો આવીને ઉભે ત્યારે-આ વિતર્કો મને અનંત અજ્ઞાન અને અનંત દુઃખની જ લ્હાણી કરવાના છે-એ મારા શત્રુઓ જ છે-એમ જાણે છે-એમ અનુસંધાન કરે છે ત્યારે તે વિતર્કો પ્રત્યે તેને દ્વેષ ઉપજે છે. અને જેના ઉપર દ્વેષ તેના ઉપર કોઇ વ્હાલ નહીં વરસાવી શકે. વિતર્કો ઉપર દ્વેષ દૃઢ થતાં જ તેમને ત્યાગવાની ઇચ્છિા જન્મે છે. તેમને સંપાદિત કરવાની ઇચ્છા દૂર થાય છે. જ્યાં એમનો ત્યાગ કરવાની ઉત્કટ ઇચ્છા થાય ત્યાં-એમને સંપાદિત કરવાની ઇચ્છા દૂર થાય ત્યાં-યમનિયમોનું આચરણ વિના વિઘ્ને ચાલુ રહે છે. યમનિયમોનું આવું પ્રત્યવાય સિવાયનું આચરણ સિદ્ધિ આણે છે. અને તે યમનિયમો સિદ્ધ થતા તેઓ ચિત્તને વિમલ કરે છે. નિર્મલ થયેલુ ચિત્ત કૈવલ્ય આણે છે! આથી યમનિયમ પરાયણ જીવે વિતર્કો ઉપજે તો યત્નપૂર્વક 'પ્રતિપક્ષભાવન' કરવું રહ્યું.

'હિંસા વગેરે વિતર્કો પાપ જન્માવે છે. પાપમાંથી દુઃખ પેદા થાય છે! પાપ દ્વારા તમોગુણનો ઉભરોજ થાય છે! તમોગુણના સંચયને લઇને આગળ વર્ણવેલી ચોપગી અવિદ્યા વૃદ્ધ થાય છે. અને પરિણામે અનન્ત દુઃખ અને અનન્ત અજ્ઞાન જ વારસામાં મળે છે. એ સિદ્ધ જ છે! આવું જન્મોજન્મ ચાલે છે! આથી વિતર્કોની આરાધના એ વ્યક્તિ અને સમષ્ટિએ શરમાવું જોઇએ! આ સૂત્રની હિતતમતા સૌને સમજાઓ. એટલી હૃદયથી પ્રાર્થના કરીને લગભગ ૧૨ વાગ્યા છે એટલે વિરમીએ! એજ.

લિ૦ ભાઈના હેતવંદન.

---

# (૭૩)

પ્રિય ભાઇશ્રી,

ગઇ કાલે વાપી તો આજે વલસાડ! મનની માફક શરીરની સ્થિતિ પણ અસ્થિર રહે છે! પણ હવે વધુ વખત એ આમ નહીં અટવાઇ શકે. કેમકે આવતા સોમવારથી શાળા ખુલશે. શાળા ખુલે એ પસંદ નથી! કેમકે જે ભણાવવું પડે છે તે ભણાવવા જેવું નથી. જે ભણાવવા જેવું છે તેનું અભ્યાસક્રમમાં સ્થાન નથી! વળી આજકાલ શાળા-ખાસ કરીને માધ્યમિક શાળાઓમાં જે શિક્ષણ અપાઇ રહ્યું છે તે જીવનને સાચો વળાંક આપવામાં

ખૂબ ઓછું ઉપયોગી નિવડે છે। ઉપરાંત એમાં પ્રેમ કરતાં વેઠ વધારે હોય છે। બધુંય કૃત્રિમ છે। કાયદાએ રાજ ભયે ચાલે-શિક્ષણ નહી। આમા આર્થિકભીંસ શિક્ષકને ફૂતરું બનાવી મૂકે છે। Tutionની પ્રથા શિક્ષણઘાતિની છે। પણ બીચારો શિક્ષક। Tution ન કરે તો ક્યાં જાય। ભગવત્કૃપાએ હું તો આજ સુધી એ બદીમાંથી મુક્ત રહી શક્યો છું. પણ તે ભરે મુંઝવણે। કોઇપણ સાચો શિક્ષક આજની છબ ધૂંટી નાખે એવી જડ રુધી નાંખે એટલા જડ ચોકઠામાં પ્રમાણિકપણે નહીં વર્તી શકે। જો તે વર્તી શકતો હશે તો ક્યાં તો મહાત્મા હશે ક્યાં તો અમાનુષી હશે। સ્વમાની શિક્ષકને પણ શ્વાસોચ્છ્વાસ લેવો મુશ્કેલ છે। આ બધાંને લીધે નિશાળ ખુલે ને દીલ ખુલે એવું લાગતું નથી. ઉલટું નિશાળ ખુલતાં દિલનાં દ્વારો બીડાઇ જશે। ન છૂટકેનું લાચારીએ જોડાવું રહેશે। આમાં શિક્ષણનાં મૂલ્ય ઓછા આંકવામાં આવે છે અગર તો શિક્ષકને ઉતારી પાડવાનો ઇરાદો છે એમ ન માનશો પણ આજનો શિક્ષક પ્રજાને મન સાવકીનો જણ્યો છે। નથી એની સામાજિક પ્રતિષ્ઠા-નથી ધંનર પ્રતિષ્ઠા। અને પ્રતિષ્ઠા સિવાયનો-ગૌરવ સિવાયનો ધંધો માનવ કરે એ ઉચિત નથી જ। કોઇક કાળમાં ગુરુ પદવીનું બહુમાન હતું. આજે નથી. હોત તો જવાહરલાલ નહેરુ શિક્ષક જ થયા ન હોત? અસ્તુ. માનું છું કે સોમવારથી પ્રભુકૃપાએ યોગપત્રાવલિ કદાચ નિયમિત લખાશે।। જોઇશું કેમનું થાય છે તે।

ગયા પત્રમાં વિતર્કોનાં સ્વરૂપ અને પ્રતિપક્ષનું ભાવન એટલે શું એ સમજવા યત્ન કર્યો. માનવ જાતે અનન્ત દુ:ખ અને અનન્ત અજ્ઞાનમાથી છૂટવું હોય તો લોભ, ક્રોધ અને મોહને મૂળમાથી જ કાતરવા રહ્યા। એ સિવાય દુઃખ અને અજ્ઞાન નહીં ટળે। હવે આપણે આથી આગળ ચાલીએ। ધારો કે કોઇ જીવાત્મા યમનિયમોનું પરિપૂર્ણ આચરણ કરી ચૂક્યો છે. પ્રતિપક્ષના ભાવનપૂર્વક એણે વિધિપૂર્વક યમનિયમો આચર્યા. તો તેવા માણસને ઓળખવાની નિશાની કઇ? અર્થાત્ તેવાને એનાં આચરણનું ફળ શું મળે? અર્થાત્ સિદ્ધાવસ્થાએ પહોચેલા યમનિયમોની સિદ્ધિનાં સૂચક ચિહ્નો ક્યાં? ભગવાન પતંજલિ તેનો જવાબ વાળતાં કહે છે:—

**अहिंसाप्रतिष्ठायां तत् संनिधौ वैरत्यागः ॥ ३५ ॥**

अहिंसा=અહિંસાની પ્રતિષ્ઠા થતાં तत् सन्निधौ=તેવા પ્રતિષ્ઠિત અહિંસાવાળા ભગવાન યોગીની હાજરીમાં वैर=વૈરનો ત્યાગ થઇ જાય છે

અર્થાત્ વૈરત્યાગ એ અહિંસાની પ્રતિષ્ઠાનું સૂચક ચિહ્ન છે. અહિંસા જ્યારે પરિપૂર્ણ થાય, સંપૂર્ણ રીતે નિર્મળ થાય, મહાવ્રતની ભૂમિકાએ પહોંચે, ચળવાના બધાય કારણો હોય, સ્વશિરચ્છેદ આવીને ઉભે તો પણ અણુમાત્ર પણ આત્મસ્થિતિમાંથી ન ચળે એવી સ્થિર ભૂમિકાએ પહોંચે ત્યારે તેવા મહાયોગીની સમક્ષમાં *કુદરતી વૈરવાળાં પ્રાણીઓ પણ પોતાના પરસ્પરના કુદરતી વૈરને ભૂલી જાય છે. તેવા આત્મનિષ્ઠ જીવની હાજરીમાં બિલાડી, અને ઉંદર સાથે રહે. નાગ અને નોળીઓ શત્રુતા ભૂલે. સિંહ ને હરણુ એક જગ્યાએ વસે. અર્થાત્ તેની હાજરીમાં પ્રાણીમાત્ર પોતાનાં પરસ્પર વૈરને ભૂલી જઇ આત્મીય એકતામાં તેટલો વાર રમે છે. એટલે કે એવાના ચિત્તનો પ્રભાવ અજબ હોય છે. એવા અહિંસક જીવના ચિત્તનું વિરોધી જીવો પણ તત્કાળ પુરતુ અનુકરણ કરે છે અને વેરઝેર ભૂલી જઇ જાણે આત્મીય પ્રેમ અનુભવે છે। અહિંસાની પ્રતિષ્ઠા એ આ રીતે જોતાં આત્માના એકત્વની અનુભવ ભૂમિકા છે। અહિંસાનું પ્રેમ અને દયા એ સક્રિય સ્વરૂપ છે. આથી આત્મીય પ્રેમ અને આત્મીય દયા એ અહિંસકનું સ્વરૂપ થઇ રહે છે। તેવા જીવને, પોતાના શરીરનાં અવયવોમાં જેમ પરાઇ બુદ્ધિ હોતી નથી તેમ, પ્રાણીમાત્રમાં પરાઇ બુદ્ધિ લાગતી નથી. અને આત્માનો તો આત્માને વિરોધ નથી. આથી એવો જીવાત્મા સ્વયં પરમાત્મા છે। પરમાત્મા સ્વયં પરમ અહિંસક છે। અને આથીજ પ્રેમ અને દયાનો સાગર છે। આ જીવાત્મા પણ હવે તેવો છે। એનો પ્રેમ ચેપી હોય છે। એના વર્તુળમાં આવતા તમામ જીવોના ઉપર એના આત્મીય પ્રેમનું જાદુ પ્રસરે છે. એના આત્મીય પ્રેમનું વશીકરણ ઉતરે છે. એના આત્મીય પ્રેમની હુરફીમાં મહાઘાતકી સત્વો પણ પ્રેમમય થઇ જાય છે। આવો જીવ જગતનું સૌભાગ્ય છે. પ્રેમ તરસ્યાં જગતને માટે એ અખૂટ પ્રેમની પરબ છે। દુ:ખીઓનો એ વિસામો છે। માનવ જીવનનો મહામહિમા આ પ્રેમના પ્રાકટ્યમાં સમાપ્ત થાય છે। હાજરી માત્રથી જ્યારે નિસર્ગ વેરીઓનાં વેર પણ છૂટી જાય—અને વેર એ વહેલી વહેલી પીગળે એવી વૃત્તિ નથી—શત્રુ સુહૃદ બની જાય—મારક સહાયક થઇ જાય—એનાથી વધીને આગળ ચમત્કાર શો? આજે અને કોઇપણ કાળે જગતને વધારેમાં વધારે જરૂર છે પ્રેમની. જગત ટકી રહ્યું છે તે પણ પ્રેમનાં જ બળે। વ્યક્તિની આવી સાધના હોય તો વ્યક્તિ અને સમષ્ટિની આવી સાધના હોય તો સમષ્ટિ નિર્વૈર થઇ જાય। અને નિર્વૈર થઇ જવું એજ સાચી આત્માની ઉપલબ્ધિ છે। નિર્વૈર સ્થિતિ એ જગતની અાંતર મંગલમયતાનો બહિ:પ્રકાશ છે। **અહિંસા પરમો ધર્મઃ** નો અર્થ

અહીં જ ચરિતાર્થ થાય. ધર્મ એટલે જીવનનું ધારણ–પોષણ–શોધન કરનાર મહાન વિચાર અને આચાર. અહિંસા પરમ ધર્મ છે. અહિંસા એટલે પ્રેમ અને દયા. આથી પ્રેમ અને દયા જ ધર્મ એટલે કે જગતનાં ધારક, પોષક અને શોધક તત્ત્વ છે! જે કોઇ આ અર્થમાં જીવે છે તે ધર્માત્મા છે. તે મહાત્મા છે! તે આશ્ચર્ય છે! અહિંસાની પ્રતિષ્ઠિત અવસ્થા માટે જગતની તમામ પ્રવૃત્તિઓ હોવી ઘટે. સીધી અગર તો આડકતરી રીતે પણ જે કર્મો નીતિ કે નિયમો અહિંસાને પ્રતિષ્ઠિત ન કરતાં હોય તે ધર્મ નથી. અધર્મ જ છે! જગતના ધુરંધરોએ આ દૃષ્ટિ અપનાવવી ઘટે. સમાજ વિધાતાઓએ આ જીવનના કરોડરજ્જુ સમા દર્શનને સ્વીકારવું ઘટે. અને વ્યક્તિ અને સમષ્ટિનાં જીવનને આ દૃષ્ટિએ વળાંક આપવો ઘટે. નમન હો તે ભગવત્સ્વરૂપ જીવાત્માને જે અહિંસાની પ્રતિષ્ઠા પામ્યો છે! ૩૫

આમ અહિંસાનું સિદ્ધિસૂચક ચિહ્ન જણાવ્યું. સિદ્ધ પુરુષનું જે સિદ્ધ લક્ષણ છે તે આપણે માટે આદર્શ છે. અહિંસાની સ્થિર ભૂમિકાએ નિસર્ગ વેરવાળાં પ્રાણીઓનું વેર પણ તેવા સમક્ષ પીગળી જાય છે એટલું -જાણવા માત્રથી કશો અર્થ સરતો નથી. એવી સ્થિતિ પ્રાપ્ત કરવા માટે આ પ્રેરક હોવું ઘટે. આ આદર્શ–અરિસામાં આપણું મુખડું જોવું ઘટે. આપણી હાજરીમાં વેરીઓ વૈર વીસરી જાય અને વ્હાલ વેરતાં થઈ જાય છે કે કેમ એ તપાસવું રહ્યું. અને જ્યાં સુધી એવી સહજ સ્થિતિ ન પ્રાપ્ત થાય ત્યાં સુધી અટકવું ન ઘટે–ત્યાં સુધી આપણામાં ઊંડે ઊંડે પણ મેલ છે એમ ચોક્કસ જાણવું રહ્યું. અને આવા–આદર્શ પ્રાપ્તિના સતત પુરુષાર્થ માટે પ્રેરક નીવડવા માટે હવે પછીના સૂત્રનો વિનિયોગ છે! કેવળ આપણા બાપદાદાઓ–ઋષિમુનીઓ આવા થઈ ગયા હતા એવું વાંચીને ગૌરવ લેવા માટે આ ફલદર્શન નથી. આપણા જીવતાં આ આપણા જીવનમાં આ અવસ્થા ન આવી તો આપણી જીંદગી ભોરે ભાગે એળે જ ગઇ છે એમ સમજવું ઘટે. હવે અહિંસા પછી સત્યની સિદ્ધ ભૂમિકા ક્યારે જાણવી એ બતાવતાં ભગવાન પતંજલિ ઉચરે છેઃ–

सत्यप्रतिष्ठायां क्रियाफलाश्रयत्वम् ॥ ३६ ॥

**सत्यप्रतिष्ठायां**=સત્યની પ્રતિષ્ઠા થતાં **क्रियाफला**=ક્રિયા એટલે ક્રિયાસાધ્ય ધર્મ અને અધર્મ, ફલ એટલે સુખ કે દુઃખ–એ ક્રિયા અને ફળ બન્નેના આશ્રયરૂપ બની જાય છે–એવા સત્યમેવી મહાત્માની વાણી.

અર્થાત્ જેનું સત્ય ચિંતન અને સત્ય વચન સ્થિર ભૂમિકાએ પહોંચે છે તેની વાણી અમોઘ નીવડે છે. તેવો માણસ જે કાંઇ બોલે તે સાચું પડે છે. એ જ વાત સૂત્રમા क्रियाफलाश्रयत्वम् શબ્દથી સૂત્રકાર કહેવા માંગે છે. અર્થાત્ એવો સત્ય સ્વરૂપ આત્મા કોઇ પાપીને પણ કહે-તું પુણ્યશાળી થા-તો તે તેજ ક્ષણથી પુણ્યશાળી જીવન ગાળતો થઈ જાય છે. દુઃખનો અધિકારી પણ સુખી બની જાય છે. સિદ્ધાંત એ છે કે સત્ય સર્વ સમર્થ છે. એ કર્તુંમકર્તુંમન્યથાકર્તું સમર્થ છે. આથી એવા મહાત્માની વાણીમાં અમોઘતા હોય છે. આપણા દેશે તો સત્યવચનના ચમત્કારમાં ખૂબ જ શ્રદ્ધા મૂકી છે. "શાપ અને વરદાન" એ સત્યવચનનું જ ફળ છે! વળી આ દેશે સત્યની આરાધના ઉપર ખૂબ જ ભાર મૂકયો છે. અને તે પ્રમાણે ઇતિહાસમા ઘણી વેળાએ વર્ત્યો પણ છે. આપણો દેશ જ્યાં સુધી સ્વગૌરવને ભૂલ્યો ન હતો ત્યા સુધી એણે સૂરજ ચાંદની સાખે વ્યવહાર કર્યો છે. બોલેલું પાળવું એ કેવળ વ્યક્તિનો જ નહીં વંશપરપરાનો આગ્રહ હતો, વ્રત હતું. બાપનું બોલેલું દીકરો પેઢી દર પેઢી પાળતો! પણ જ્યારથી વધારે પડતા કાયદાઓની ચુંગાલમાં માનવ જાત સપડાય છે ત્યારથી એનો આ આગ્રહ તદ્દન મોળો પડી ગયો છે! દેણદાર લેતી વખતે કાંગારોળ કરીને લે અને આપતી વખતે પછી ત્રણ વર્ષના કાયદાનો આશ્રય લે! અને સરકાર પણ ત્રણ વરસ પછી દેણદાર દેણદાર મટી જાય એવા કાયદાઓ દ્વારા જૂઠને આશ્રય આપે!! આમ એક વખતની ગજબ સત્યનિષ્ઠાવાળી હિંદુજાતિ સત્યવચનનું ગૌરવ ભૂલી છે! આપણે પાછું તે આણવું રહ્યું. આપણી વાણી વ્યર્થ જાય એ તો આપણું જ ભારે અપમાન. એમાં રહેલો સ્વમાનભંગ તો જડ જ સહી શકે! અને આથી સત્યચિંતન અને સત્યવચનની વ્યક્તિ અને સમષ્ટિ બન્નેએ કડક આરાધના કરવી રહે છે! અસત્ય ચિંતન કે વચનની જરૂર નથી માટે એ ન હોવું જોઇએ. સત્યચિંતન અને વચન તો આપણી પ્રકૃતિ છે માટે તે હોવું જોઈએ. આ સાદી સીધી વાત સૌએ સમજવી ઘટે છે. વળી એક બીજો વહેમ પણ વર્તે છે. સત્યનું ચિંતન વચન કે આચરણ ખૂબ કઠણ છે અને આથી એ પાળવુ મુસ્કેલ છે એમ સૌ-ઘણા કહે છે-માને છે-પ્રચાર કરે છે! આ વાત મિથ્યા છે! મોટે ભાગે માણસ સાચુ જ બોલે છે! થોડી જ વખત એ જૂઠનો આશ્રય લે છે. કેમકે તેનો આત્મા સત્ય છે! અને સ્વરૂપ જ સત્ય હોવાથી એ પળ પળ પોતાની વિરુદ્ધ જઇ શકતો નથી. અસત્ય બોલવા કે કરવા માટે ઘણી મહેનત કરવી પડે છે! કેમકે એ સત્ય સામે બળવો કરવા

બરાબર છે। અને સત્ય સામેનો બળવો બહુ વખત ચાલતો નથી. જેટલી થોડી વખત એ અસત્યસેવી થાય છે તેટલી જ વેળા એણે જાતને સંભાળવી રહે છે। આ અનુભવ છે। અને આથી જ થોડી જાગૃત અને ખંતભરી રીતે વર્તવાથી સત્યની આરાધના સરળ અને સહજ થઈ જાય છે। સત્ય પરમાત્મા–સૌંદર્ય વગેરેમાં રહેજે તફાવત નથી. સત્ય જ પરમાત્મ સ્વરૂપ છે। એ પરમાત્માની સેવા તો પ્રતિક્ષણની જ હોવી ઘટે. એની સેવા હો અને એમાં અચળ બનતાં આપણામાં પણ વાણીની અમોઘતાનું વીર્ય નીપજો એ ઇચ્છવા યોગ્ય છે। સર્વંસહા પૃથ્વીને જૂઠનો જ માત્ર ભાર લાગે છે। યાદ રહો–સત્ય નક્કર છે–અસત્ય કેવળ પોચું છે। સત્ય સમર્થ છે। અસત્ય નિર્બળ છે। સત્ય ભવ્ય છે. અસત્ય પામર છે। સત્ય સુંદર છે. અસત્ય કદરૂપું છે। સત્ય સંરક્ષક છે. અસત્ય ભક્ષક છે। સત્ય તારક છે. અસત્ય મારક છે। વાણીની અમોઘતાની સિદ્ધિ પણ મેળવવા જેવી છે। ॥૩૬॥

સત્ય પછીનો યમ પણ સિદ્ધિ દશાએ સર્વથા મેળવવા જેવો છે. સત્યથી જો સંકલ્પ સિદ્ધિ અને વાક્‌સિદ્ધિ મળતી હોય–અને એ કેવળ માનવનું આત્મગૌરવ છે–તો અસ્તેયની સિદ્ધિ પણ મેળવવા જેવી છે. અસ્તેયના પાલનમાં માનવજાતિ માટે મહા કિંમતી વરદાનો છૂપાયાં છે. મિતાક્ષરી ભાષામાં વર્ણવતાં ભગવાન સૂત્રકાર કહે છે–

**अस्तेयप्रतिष्ठायां सर्वरत्नोपस्थानम् ॥ ३७ ॥**

**अस्तेय**=અસ્તેયની પ્રતિષ્ઠા થતાં **सर्वरत्नों**=તમામ દિશાનાં રત્નોની તેવા નિઃસ્પૃહ મહાત્માની કને હાજરી થાય છે.

અર્થાત્ અસ્તેયનું મૂળ છે નિઃસ્પૃહતા. સ્પૃહા એ આત્મગૌરવ અને સ્વરૂપનું વિસ્મરણ છે. સ્પૃહામાં આત્માના સ્વરૂપનું અવમૂલન છે. નિઃસ્પૃહતામાં આત્માના સ્વરૂપનું પ્રસ્થાપન છે–સમર્થન છે. જો કોઈ મહામના અસ્તેયનું વ્રત પાળે છે–અને મહાવ્રતની ભૂમિકા સુધી તેનું આચરણ કરી જીવનમાં તેને મહામન્ત્ર કરી મૂકે છે–સહજ કરી મૂકે છે તે પ્રાણીમાત્રનું વિશ્વાસધામ થઈ રહે છે. સ્પૃહા હોય ત્યાં વિશ્વાસભંગની ભીતિ હોય છે. નિઃસ્પૃહતામાં વિશ્વાસઘાતની ભીતિ હોતી નથી. આથી નિઃસ્પૃહતા એ વિશ્વાસની જન્મભૂમિ છે. પોષણભૂમિ છે. અને પરસ્પર વિશ્વાસ, જીવન વ્યવહારનો પાયો છે. વ્યક્તિ વ્યક્તિ કે પ્રજા પ્રજાની વચ્ચે વિશ્વાસ સિવાય જીવન વ્યવહાર અશક્ય છે. અને એ વિશ્વાસ મહાન આત્મગુણ છે। પ્રાણીમાત્ર પારસ્પરિક વિશ્વાસે જ જીવે છે. આથી જે સૌ કોઈનો વિશ્વાસ પેદા કરી શકે છે, સૌ કોઈ તેની

આગળ નિર્ભય થઇ આત્મ સર્વસ્વનું તેની આગળ સમર્પણ કરી દે છે. આમ વિશ્વાસનું સંપાદન એ અભયદાનનું માહાત્મ્ય છે। એ અભયદાન ત્યાગનું ફરજંદ છે. જ્યાં ત્યાગ નથી ત્યાં અભય નથી. અને ત્યાગ એ નિ:સ્પૃહતાનું જ બીજુ નામ છે। અને નિઃસ્પૃહતા-સ્થાવર જંગમ પદાર્થ માત્ર માટે આત્મ-દર્શનના માહાત્મ્યને લઇને જે નિઃસ્પૃહતા એ અચોરીનું અંતિમ બિંદુ છે। આવી નિ.સગ નિસ્પૃહતા જે સમજના બળે કેળવી શકે તેવાની હાજરીમાં દુનિયાની દશે દિશાના રત્નો સંકલ્પ માત્રે આવીને ખડાં થાય છે। અને રત્ન શબ્દ અહીં કેવળ કિંમતી પત્થરના અર્થમા નથી. જે જાતિમાં જે સર્વોત્તમ વસ્તુ તે રત્ન કહેવાય છે। આથી પુરુષ રત્ન, સ્ત્રી રત્ન, મિત્ર રત્ન વગેરે રત્ન કહેવાય છે। અસ્તેયની છેવટની હદ ઉપર જે અચળપણે વર્તી શકે છે તેવા ધન્ય જીવાત્માની મેત્રામાં દુનીઆનાં તમામ રત્નો ઉપસ્થિત થઈ જાય છે. આ નિ:સ્પૃહતાની દુનિયાએ કરેલી કદર છે. મહાત્મા ગાંધીની આજુબાજુ પુરુષરત્નો સદા ભેગા થાય, સ્ત્રીરત્નો ભેગાં થાય, ધાતુરત્નોનો ઢેર જામે-વિદ્વદ્ રત્નોના ડાયરા જામે-એ બધોયે નિઃસ્પૃહતા મૂલક અસ્તેયનો જ પ્રભાવ છે ને? આમ નિ.સ્પૃહતા એ ત્યાગમય હોઇને ત્યાગ જ સાચી પ્રાપ્તિનો ઉપાય છે. વ્યક્તિએ અને સમષ્ટિએ આ આત્મગુણની ઉપાસના આદરવી રહે છે. ચોરી સાર્વત્રિક હોય એ દુનિયાનાં દર્શનમાં કયાંક ભારે ભૂલ છે એ હવે તો સમજાવું ઘટે। ચોરીનાં બહુરૂપો હોય છે। અને દરેક જીવ જ્યાં સુધી .સસ્પૃહ રહે છે ત્યાં સુધી તેને પોતાને કે તેને લીધે તેની આજુબાજુનાને ચેન પડતું નથી। અને નિરંતર ભય, શંકા, ત્રાસ, સંરક્ષણની ચિંતામાં રહેવું-એજ સ્વાભાવિક છે એમ માનીને વર્તવું એ બુદ્ધિનો મહાન અપરાધ છે. એ આપણું ગૌરવ નથી। ઇશ્વર સાક્ષાત્ અસ્તેય મૂર્તિ છે અને આથી આખું વિશ્વ એનામાં વિશ્વાસ મૂકે છે. એ વિશ્વાસનું પાત્ર હોઇને જ જગત એને શરણાગત વત્સલ તરીકે પીછાને છે। ઇશ્વરપુત્ર માનવે પિતાનું અનુકરણ કરવું ઘટે. જગજ્જીવનની અનેક અશાંતિઓનાં મૂળમાં આ અસ્તેયનો ત્યાગ છે। પ્રભુ આપણને ચોરીમાંથી-સ્પૃહાની વૃત્તિમાંથી ઉગારો। ॥ ૩૭ ॥

અસ્તેય બાદનો જે યમ તે બ્રહ્મચર્ય. યમ નિયમો બીજાંકુર ન્યાયે અહિંસામાંથી જ ફુટે છે-ફાલે છે-વિસ્તરે છે-ફળે છે. અહિંસાનીજ કૃતાર્થતા કરવામાં બીજા યમોની કૃતાર્થતા-છે. અસ્તેયમાં જેમ વિશ્વવિશ્વાસના મૂળ છે, સામાજિક જીવનની શક્યતા છે-તેમ બ્રહ્મચર્યના પાલનમાં શક્તિના અમાપ અને અગાધ ભંડારો છૂપાયા છે. પરિપૂર્ણ બ્રહ્મચારી એ જગતનું એક મહા આશ્ચર્ય છે. બ્રહ્મચર્યનો મૂળ અર્થ આપણે જોઇ ગયા છીએ. એ અર્થમાં

જ્યારે બ્રહ્મચર્યનું પાલન થાય અને એ પાલન અવિચળ ભૂમિકાએ પહોંચે, ત્યારે એનું સ્વાનુભવવેદ્ય અને બીજાઓને પણ પ્રત્યક્ષ દેખાય એવું જે ફળ મળે છે તેનો ઉલ્લેખ કરતાં ભગવાન પતંજલિ કહે છેઃ—

ब्रह्मचर्यप्रतिष्ठायां वीर्यलाभः ॥ ३८ ॥

ब्रह्मचर्य०=બ્રહ્મચર્યની પ્રતિષ્ઠા-સ્થિર ભૂમિકા થતાં એ પ્રતિષ્ઠિત બ્રહ્મચર્યવાળા ભગવાન યોગીને વીર્ય—અતિશય સામર્થ્યની પ્રાપ્તિ થાય છે.

અર્થાત્ અત્યંત સામર્થ્યની પ્રાપ્તિનો ઉપાય છે બ્રહ્મચર્યનું પ્રતિષ્ઠિત પાલન. આ સામર્થ્ય તે તનનું, મનનું, વચનનું, મતિનું, આત્માનું. એવું કોઈ સામર્થ્ય નથી જેની પ્રાપ્તિ પૂર્ણ બ્રહ્મચારીને માટે અશક્ય હોય! પરમાત્માની પ્રાપ્તિ માટે જે સાધનવીર્ય—સાધના સામર્થ્ય જોઈએ, તેનું મૂળ છે—બ્રહ્મચર્ય. માનવજાતિ જો કોઈ ઠેકાણે વધારેમાં વધારે લાચાર હોય તો તે આ વ્રતના પાલન સમયે. માનવજાતિના ઇતિહાસને પાને ગાંગેય ભીષ્મ અને અંજનિસુત હનુમાન અદ્વિતીય હોય એ કામવૃત્તિનું પ્રાબલ્ય સૂચવે છે. સાઠ હજાર વર્ષના તપ પછી પણ વિશ્વામિત્ર જેવા રાજજનકનું પણ પતન!—એ મારદેવના દિગ્વિજય સમક્ષ માનવે કરેલો કરુણ એકરાર નથી? અને આથી જ માનવ જેવા માનવે મારના ઉપર વિજય મેળવવા મરણીયો પ્રયત્ન કરવો રહ્યો! મારવિજયી જ પ્રબુદ્ધ થાય છે! માનવ સમાજના મોટા ભાગના શારીરિક અને માનસિક, બૌદ્ધિક અને ઔરસ ઉપદ્રવોના મૂળમાં છે બ્રહ્મચર્યનો ભંગ. લગ્નાદિ સંસ્થાઓ એ મારના ઉપર ક્રમિક વિજય મેળવવા માટે માનવમતિએ માર સમક્ષ કબૂલેલી હારનો જ ઇતિહાસ છે! ભાવનાના ગમે તેટલા સુંદર પુટે આપણી નિર્બળતાને રંગો, એને ગમે તેટલાં શિષ્ટ અને સભ્ય સ્વરૂપો આપો. નિરંજન સત્ય નિસ્પૃહ છે અને પરિણામે આત્મ સમર્થન કર્યા સિવાય જંપતું નથી! માનવજાતિનો જો સંયમ તરફ સહજ વળાંક હોય તો તે આધ્યાત્મિક સામર્થ્યની વિપુલતા પ્રાપ્ત કરી શકે. નૈતિક અધઃપતન નોતરતા ઉપાયોમાંથી બચે. નીતિનાશને માર્ગે સંચરતા વિરમે. જે કોઈ વ્યક્તિ કે સમાજ બ્રહ્મચારી હોય તે બલિષ્ઠ હોય છે! આ બધીય જાતનું સામર્થ્ય મેળવીને યોગી અણિમા વગેરે સિદ્ધિઓની પ્રાપ્તિ કરી શકે છે. શિષ્યોમાં સંકલ્પ માત્રે સ્વસ્થ જ્ઞાનનો સંચાર કરી શકે છે. સાચા અર્થમાં સ્વરાટ થાય છે. પોતાની જાતમાં જ સ્વર્ગ ખડું કરે છે. પોતાની ઇન્દ્રિયોને મોતથી પર કરી દે છે. જે વ્યક્તિને માટે તે જ સમષ્ટિને માટે પણ લાગુ પડે છે. બ્રહ્મચર્યનો મહામહિમા ગાતાં અથર્વવેદ કહે છેઃ—

ब्रह्मचर्येण तपसा देवाः मृत्युं उपाघ्नत ।
इन्द्रो,ह ब्रह्मचर्येण देवेभ्यः स्व. आरभत ॥ अथर्व ११-३-५-१९ ॥

અર્થાત્ બ્રહ્મચર્ય રૂપી તપદ્વારા ઇન્દ્રિયોએ મોતને-એટલે કે પોતપોતાના વિષયને ગ્રહણ કરવાની શક્તિના વિઘાતક રોગસમૂહને-હણે છે. અને જીવાત્મા નિશ્ચય બ્રહ્મચર્યદ્વારા દેહમાં ઇન્દ્રિયો માટે સ્વર્ગ સુખની રચના કરે છે. આથી સૂક્ષ્મ અર્થમાં અને અષ્ટાગ મૈથુનના ત્યાગરૂપી સ્થૂન અર્થમાં બ્રહ્મચર્યનું પાલન તો બેપના ગરજુએ કરવું જ ઘટે જેનો બ્રહ્મચર્ય આશ્રમ બગડે તેનું જીવન બગડે-પછી તે વ્યક્તિ હોય કે સમષ્ટિ. આજના અનેક કુટિલ પ્રશ્નોનું નિરાકરણ કરવાનું સામર્થ્ય છે બ્રહ્મચર્યને લોકસહજ કરવામાં અને એ માટે લોક જીવનના સુખના દષ્ટિ બિંદુમાં-એટલે કે ધરમૂળથી જીવન જીવવાની બાબતમાં મૂલ્ય પરિવર્તન થવા ઘટે. માનવ કુળની નવી પેઢીઓને બ્રહ્મચર્ય તરફ સહજ રુચિવાળી કરવી ઘટે. અને તે માટે સ્ત્રી પુરુષના સબંધની કલ્પનામાં જ વિશુદ્ધીકરણ જરુરી છે. ગઇ કાલ સુધી અમુક જ રીતે જીવતા આવ્યા છીએ માટે આવતી કાલે પણ તેમાં રહેજ પણ ફેરફાર નહીં કરવા દઇએ એ મૂઢતાનું લક્ષણ છે! બ્રહ્મચર્યને લગતી સાચી સમજ માનવમાત્રને સહજ થાય એ માટે વ્યાપક પ્રયત્નો થવા ઘટે. યોગશાસ્ત્રને આપણે જે રીતે સમજવા મથીએ છીએ એ રીતે-એ દષ્ટિએ આ વચનો સમજનેં આપણે ગમે તેટલા મોળા પડીએ-આદર્શ મોળો ન હો ॥ ૩૮ ॥

બ્રહ્મચર્ય પછીનો યમ તે અપરિગ્રહ એ પણ જીવનનો મહાકાયદો છે. જે કોઇ એ કાયદો પાળે છે અને મહાવ્રતની કક્ષા સુધી તેના પાલનમાં ચીવટથી વળગી રહે છે તેવા ધન્યજીવી માનવને તેનું શું ફળ મળે છે?-ભગવાન પતંજલિ કહે છે-

अपरिग्रहस्थैर्ये जन्मकथन्तासंबोधः ॥ ३९ ॥

अपरिग्रह०=અપરિગ્રહની સ્થિરતા થતા, સ્થિર અપરિગ્રહી ભગવાન યોગીને जन्मकथन्ता०=જન્મના કેવાપણાનું જ્ઞાન થાય છે

અર્થાત્ અપરિગ્રહની સ્થિર ભૂમિકાએ પહોંચના માનવનું ચિત્ત ત્રિકાળ જોતી થાય છે! જન્મ એટલે અપૂર્વ દેહ ઇન્દ્રિયો વગેરે સાથે જ્ઞાનના હેતુરૂપ સબંધ એવા જન્મની કથતા એટલે કેવાપણું અર્થાત્ પૂર્વે પોતે કોણ હતો, અત્યારે કોણ છે, ભાવિમાં એ કોણ હશે-એનું સપ્રકાર જ્ઞાન એવા યોગીને થાય છે! ચિત્તમાં સ્વાભાવિક રીતે જ વિશ્વપ્રમાણનું સામર્થ્ય હોય છે, એ સામર્થ્ય દટાઈ જાય છે રજોગુણ અને તમોગુણના આવરણે પરિગ્રહ એટલે પળાતા યોગક્ષેમની અરટ ચિંતા. એનાથી ચિત્ત સદા ખળભળતું રહે છે.

સ્થિરપણે સત્વોદ્રેકમાં એ મહાલતું નથી. અને સત્વના સ્થાયી ઉભરા સિવાય જ્ઞાનની ચમક ખીલતી નથી. અપરિગ્રહીએ, મનથી દેહયાત્રા સિવાયના તમામ પદાર્થોનો અસ્વીકાર કરેલો છે. દેહયાત્રાના સાધનોમાં પણ એને વળગણ નથી. આથી એના ચિત્તને વિક્ષિપ્ત થવાનું કારણ નથી. અને એથી એ સદૈવ સમાહિત હોય છે. અને એકાગ્ર ચિત્તમાં તો સૂર્ય જેવી પ્રકાશક શક્તિ હોય છે! ચિત્તમાં રહેલી ભૂતકાલીન સંસ્કારની ઘડીઓ ઉપર ઘડીઓને એવું ચિત્ત ઉકેલતું જાય છે. અને પૂર્વે પોતે ક્યાં હતો, કેવો હતો, કેમનો હતો–વગેરે પરિસ્થિતિનું સ્પષ્ટ ભાન એને થાય છે. પૂર્વ જન્મનો અનુભવ કરનાર એનો આત્મા અમર છે. એ બદલાતો નથી. ચિત્ત પણ તેજ છે. ચિત્ત દ્વારા એણે પૂર્વે જે જે અનુભવો કરેલા તે તે અનુભવોની સૂક્ષ્મ છાપ એના ચિત્તમાં હોય જ છે. બસ, આ સૂક્ષ્મ સંસ્કારોને એકાગ્રતાના બળે એ ઉકેલે છે અને તે ઉપરથી પોતે કોણ હતો તેનું સંપૂર્ણ જ્ઞાન મેળવી શકે છે. આવા યોગીને જાતિસ્મર યોગી કહેવામાં આવે છે. આજ સિદ્ધાન્તનો અતિદેશ ભાવિ માટે પણ કરી શકાય છે. ચાલુ જન્મ ઉપરથી હવે પછીનો જન્મ કેવો થશે તેનું એ જ્ઞાન મેળવી લે છે. કદાચ અહીં પ્રશ્ન એ થશે કે ત્રિકાળને લગતું આવું જન્મ વગેરેનું જ્ઞાન યોગી મેળવે શા માટે? એ એને ખપ ક્યાં લાગે? એ મેળવવામાં એ કાળને વ્યર્થ ગુમાવવાનો ગુન્હો તો નથી કરતો? એ એના વિવેકને છાજે? આ બધાય પ્રશ્નો યોગ્ય છે. આ બધું એને માટે જરૂરી નથી. છતાં જો એ જાતિસ્મર થાય તો એ જ્ઞાન એને જન્મમરણ ઉપર પૂર્ણ વૈરાગ્ય પ્રાપ્ત કરવામાં ભારે સહાયક થાય! જન્મીને મરવું અને મરીને જન્મવું–એમાં રહેલો થાક વિવેકીને જ લાગે. આથી વિવેકને સતેજ કરી જન્મમરણના પ્રબંધને હમેશાને માટે અટકાવવાને માટે વૈરાગ્યની ઉત્પત્તિ દ્વારા આ સિદ્ધિ ઉપયોગી થઇ પડે! ભરત જાતિસ્મર યોગી હતા. મૃગ જન્મની સ્મૃતિએ એને બીજા જન્મમાં કેવળ નિઃસંગ રહેવામાં ભારે મદદ કરી હતી, એમ ભાગવતકાર કહે છે. અને એવું થાય તો તે યોગ્ય છે. નહીં તો જીવને જન્મમરણના અંતરાલમાં મળતી સાંસારિક મીઠાશની મધલાળમાંથી છૂટવાનું ગમે જ નહીં! એમાં રહેલી ભારે બેવકૂફી એને સમજાય જ નહીં! અને માનવ જીવનનાં એ ચૂસજ ક્ષુદ્ર મૂલ્યાંકનો કરે. જેવો આવ્યો તેવો પાછો જાય! અને આત્માનન્દ વિના જે માનવદેહ મેળવીને પાછો જાય તેના જેવો અભાગી કોણ! તેના જેવો દેવાળીઓ કોણ? તેના જેવો દરિદ્રી કોણ? તેના જેવો કૃપણ કોણ? વળી માનવજાતિ માટે પણ આ જ્ઞાન ઉપયોગી છે. આખી માનવજાતિ કેવી હતી–કેવી છે– અને કેવી થવી ઘટે–એનો આના ઉપરથી હિસાબ નીકળે.

આમ વ્યક્તિ માત્રે નિર્વૈર થવુ ઘટે સત્યચિતક અને સત્યવચની બનવુ ઘટે નિસ્પૃહ થવુ ઘટે વીર્યસપન્ન થવુ ઘટે ભૂત અને ભાવિનો હિસાબ માડી વર્તમાનમાં પ્રગતિશીલ-વિકાસશીલ બનવુ ઘટે જે સમાજ પ્રેમ અને દયા ઉપર મડાયેલ હોય, અમોઘવચની હોય, વિશ્વાસજીવી હોય. વીર્યશાલી હોય, અને ભાવિ માટે વિકાસ ઝખતો હોય તે સમાજ ભદ્ર સમાજ છે। તે સમાજ શિષ્ટ સમાજ છે તે સમાજ વિદ્વાન સમાજ છે. તે સમાજ માનવ સમાજ છે

આટલા વિવેચન ઉપરથી સમજાશે કે સાચી સસ્કૃતિ કયા છે સાચી પ્રગતિ ક્યા છે સાચો વિકાસ કયા છે? માનવનુ ધ્યેય શુ છે એ આના ઉપરથી સૂઝવુ ઘટે અહિંસક સમાજ એટલે પૂર્ણ માનવ સમાજ. રામરાજ તે પણ આજ સર્વોદય સમાજ તે પણ આજ. માનુ છુ ભગવાન રમણમહર્ષિનો સમાજ તે પણ આજ અને પૂર્ણયોગી અરવિંદનો સમાજ તે પણ આજ। द, द, द, ની માફક એકજ ઉપદેશને દેવ, દાનવને માનવ અધિકાર અનુસાર ભિન્ન ભિન્ન ઘટાવે એટલુ જ। બાકી વિધાતાએ તો 'द' એટલુ જ સૌને સમજાવ્યુ છે। પતજલિ મુનિ અહીં આપણા વિધાતા છે. અને તે તો '**योग**' જ સમજાવે છે ધ્વનિ સમજી લેશો બસ તો. ॥૩૯॥

લિ ભાઈના હેતવદન.

---

## (૭૪)

પ્રિય ભાઈશ્રી,

આશ્ચર્ય લાગશે તા ૧૦-૬-૫૦ પછી તા ૪-૭-૫૦ ની રાતે યોગપત્રાવલિ લખવા બેસાય છે। ભાગવતનો એક ખૂબ રમણીય પ્રસગ યાદ આવી જાય છે। ભગવાન શ્રીકૃષ્ણચદ્રની બાળલીલાનો પ્રસગ ભગવાને અઘાસુર મોક્ષ કિશોરવસ્થામા કર્યો અને ગોવાળોએ પ્રભુનુ એ પરાક્રમ પ્રભુની પૌગણ્ડાવસ્થામા જાણ્યુ। વચ્ચે વરસ વીતી ગયુ। એનો શો હિસાબ આપવો? કારણ કે અગત દુખોના વર્ણને ઔચિત્યનો ભગ થાય। અને તેથી ફાયદો પણ શો? બાકી આગના પત્રમા લખ્યાનુ યાદ છે કે શાળા ખુલતા હવે મહર્ષિ પતજલિનો નિયમિત સત્સગ થશે। એ વાત તો બાજુએ ગઈ પણ શાળામા પણ ૧૮ દિવસ ન જવાયુ। માણસનુ ધારેલુ મનમાજ રહી જાય છે। આપણે કોઇના રમકડા છીએ કોઇની ઇચ્છા આપણને રમાડી રહી છે। એ 'કોઇ'ને ગમે તે નામે બોલવો નામીનો ફેર નથી। એની ઇચ્છામા આપણી ઇચ્છાને મેળવી દેવાની કળા આપણી કને નથી તેથી જીવ નિરન્તર

બળવાખોર રહે છે. નિરન્તર બહારવટું ખેડે છે. નિરંતર એક દેહમાંથી બીજા દેહમાં હિજરત કરે છે! એ "બહુનામી" અને "બહુનિકેત"ની ઈચ્છામાં આપણી ઇચ્છાને વિલુપ્ત કરવાની યોગ્યતા મેળવવાનો જે પ્રયોગ તે જ તો યોગ છે! યોગી તો નદી જેવો હોય. નદી જેમ ભૂમિને રસાળ, તીરસ્થ તરુને લીલાં, પત્થરને લીસા, વનને રળીયામણાં કરતી વહી જાય પણ છેવટે સમુદ્રમાં સર્વભાવે સમર્પિત થઇ જાય તેમ યોગી જીવનભૂમિને રસાળ, જીવનને કાંઠે વસતાંઓને લીલાં, આડે આવતા પત્થરોને લીસા, જગતવનને રળીયામણાં કરતો વહી જાય પણ છેવટે તો તે મહાજીવનના-મહાસમુદ્રમાં સર્વભાવે સમર્પિત થઈ જાય. યોગ એ આત્માનું પરમાત્મામાં અને પરિણામે પરમાત્માનું આત્મામાં સમર્પણ છે-સહજ અને ઉલ્લાસભર્યું, નિષ્ક્લેશ અને નિઃસંગ! સમર્પણ યોગીનો જીવન રણકો હોય. આપણને પણ એ પ્રભુકૃપાએ સાંપડો એટલી પ્રાર્થના.

ગયા પત્રમાં મહાવ્રતની ભૂમિકાએ જ્યારે અહિંસા વગેરે વ્રતોનું પાલન પહોંચે ત્યારે તેનાં જીવનમાં કેવાં ફળો આવે એ આપણે જોયું. અહિંસા નિર્વૈરતા આણે. સત્ય અમોઘસંકલ્પ અને વાણી આણે. અસ્તેય વિશ્વવિશ્વાસ પેદા કરે. બ્રહ્મચર્ય વીર્યવાન કરે. અપરિગ્રહ ત્રિકાલદર્શી કરે. અને માનવે તો આ ફળો જીવનમાં સાક્ષાત્ કરવા જેવાં છે! એમાં જ એનું આત્મ ગૌરવ છે! માનવ જો ઉપનિષતની ભાષામાં પ્રભુની 'सुकृति' છે તો તે અહિંસા વગેરેની સિદ્ધિથી સુશોભિત હોવો ઘટે. સોનું કે હીરા માનવનું ઘરેણું-સાચું ઘરેણું નથી. આ ગુણવિકાસ એનું ઘરેણું છે. પણ યમની સિદ્ધિ તો અડધી સિદ્ધિ લેખાય. નિયમોના પૂર્ણપાલને પણ માણસમાં બીજી અનેક સિદ્ધિઓ સાંપડે છે! ક્રમશઃ તેનો ઉલ્લેખ કરતાં ભગવાન પતંજલિ શૌચસિદ્ધિ વર્ણવે છે કેઃ—

**शौचात् स्वांगजुगुप्सा परैः असंसर्गः ॥४०॥**

**शौचात्**=સિદ્ધ દશાએ પહોંચેલાં બાહ્યશૌચથી **स्वांगजुगुप्सा**=શૌચપરાયણ ભગવાન યોગીને પોતાની કાયામાં પણ ઘૃણા તથા **परैः**=બીજાઓ-બીજાની કાયાઓ સાથે **असंसर्गः**=સંપર્કનો અભાવ થાય છે.

અર્થાત્ બાહ્ય શૌચનાં બે ફળો છે. એક તો પોતાની કાયા ઉપર ઘૃણા-અને બીજું-બીજાઓ સાથે સંપર્કનો અભાવ. જે કોઇ રોજ બુદ્ધિપૂર્વક અને વિવેકપોષક રીતે પોતાના શરીરની શુદ્ધિ કરતો હશે અને ધ્યેયપરાયણ હશે તેને આ બે ફળો મળવાં જ જોઇએ. કોલસાને કરોડો મણ સાબૂથી રોજ કોઇ ધુવે તો પણ તે સફેદ થતો નથી! એની બનાવટ જ એવી છે!

કાયાને જીવનભર કોઇ સાફ રાખે પણ તેની બનાવટ જ એવી છે કે એ છેવટની શુદ્ધ થાય જ નહીં ! મોક્ષ અવસ્થા જ શુદ્ધિની અવસ્થા છે ! આગળ કાયા સદા મેલી કેમ છે એનાં વિચારપ્રેરક કારણો જોયાં જ છે. **स्थानात्, बीजाद्, उपष्टंभात्, निःस्यन्दात्, निधनात् अपि। कायं आधेयशौचत्वात् पंडिताः हि अशुचिं विदुः।**—પંડિતો અને સાચા અર્થમાં પંડિતોનું જ આ દર્શન સ્થિર હોઇ શકે. અને જીવમાત્રે એક દિવસ પણ સાચા પંડિત થવાનું જ હોઇને સૌને માટે એ આદર્શ છે. જો માણસ બુદ્ધિપૂર્વકનું શૌચ આચરતો હશે તો તેને શરીરની નિત્યમલિનતા સૂઝયા વિના ન રહેશે. માનવજાતિ બાહ્ય શૌચ માટે મરી રીટે છે—છતાં તેની પાછળ વિવેક નથી. અને આથી ટનબંધી સાબુ કે એવાં સાધનો રોજ વપરાતાં હોવા છતાં શૌચનું જે મુખ્ય ફળ તેનાથી તે વંચિત રહે છે ! પોતાની જ કાયા ઉપર ઘૃણા આવવી ઘટે. એટલે કે બાહ્ય શૌચ જો વિવેકપૂર્વક પાળતા હોઇશું તો દેહાધ્યાસની નિવૃત્તિ એનું ફળ હોવું ઘટે. આજે દેહાધ્યાસની નિવૃત્તિ તો આઘે રહી, એની અતિ પ્રવૃત્તિ છે ! કોઇપણ યુગમાં એવું જ હોય છે ! આથી વિવેકની નજર ખીલવી ઘટે એ ધ્યાન રહો. દેહાધ્યાસની નિવૃત્તિરૂપી ફળને ધ્યાનમાં રાખીને શૌચ—બાહ્ય શૌચનું પાલન થવું ઘટે. અને એ અર્થમાં આખી માનવજાતિએ હજી શૌચનો એકડો પણ નથી ઘૂંટયો એ સ્પષ્ટ છે ! જીવતાં મુડદાંને સફાઇથી સાચવવામાં આપણો મોટા ભાગનો સમય વેડફાય છે ! અને વિવેક સાથે છૂટાછેડા કરેલા હોઇને વ્યર્થ દ્રવ્યવ્યય કરવે આપણે શૂર થઇ ગયા છીએ. શરીર શુદ્ધિનો વિવેકી—આગ્રહી માણસ દેહાધ્યાસથી પર થઇ જવો રહ્યો. યોગની પવિત્રતાનું લક્ષ્યબિંદુ એ છે. એ સિવાયની બાહ્ય શુદ્ધિની સૂગ નથી—તે પણ હોવી જ જોઇએ. પણ મુખ્ય ન વીસરાવી ઘટે એટલું જ ધ્યાન રહેવુ ઘટે.

જયારે પોતાના શરીર ઉપર પણ પ્રીતિનો અભાવ તો પછી બીજાના શરીરના સ્પર્શ વગેરેની તો વાત જ શી ? આપણા દેશમા સ્પર્શાસ્પર્શ અંગેની અતિચૂંધીના મૂળમાં છે આ શૌચની કલ્પના. 'અતિચૂંધી' કહું છું કેમકે આપણે સ્પર્શાસ્પર્શની વિવેકી મર્યાદા ચૂકી ગયા છીએ. સ્પર્શાસ્પર્શની બારીક ચોક્કસાઇને જડપણે પાળવામાં આપણે જેટલો શાસ્ત્રાશ્રય લઇએ છીએ તેટલો શાસ્ત્રાશ્રય જીવનના બીજા મહાનિયમો પાળવામાં લેતા નથી ! શાસ્ત્રના વિધાનોમાં રહેલી અનિવારીક સમતુલા જોવા કે જાળવવાની આપણને ઓછી પડી છે અને સંસ્કૃતના શ્લોકમાત્રને શાસ્ત્ર માની આપણે ઘણો કેર વર્તાવ્યો છે. શાસ્ત્રનાં વિધાનોનું બલાબલ નિર્ણીત કરવા માટે પણ

છેવટનું ધ્યેય સ્પષ્ટ હોવું ઘટે. જે શાસ્ત્રમાં કોઇને પણ અડવાની ના લખી છે તેજ શાસ્ત્રમાં પોતાના શરીર ઉપરથી પણ પ્રીતિ ઉઠાવી લેવાનું ખૂબ ભારપૂર્વક લખ્યું છે! પાછલું વિધાન જે સૌથી અગત્યનું છે તે ભૂલી જઇ આગલા વિધાનને જડસુની પેઠે વળગી રહી આપણે માણસ માણસમાં દિવાલો ઉભી કરવામાં, વિષમતા ઉપજાવવામાં, ધર્મને નામે માણસનું સ્વમાન કચડવામાં, ભગવાન અને પવિત્ર શાસ્ત્રોને નામે જાતિ ધમંડને પોષવામાં, ઉચ્ચ નીચના મિથ્યાભિમાનને ઉગ્રપણે પ્રવર્તાવવામાં ઠીક ઠીક પ્રવીણતા મેળવી છે. શાસ્ત્ર કરતાં પણ માનવ મોટા છે તો પછી રૂઢિ કે જડ આચારવિચાર, નિયમ કે કાનૂન કરતાં એ વડો હોય જ એમાં શી નવાઇ? શાસ્ત્ર–કાયદો-રૂઢિ વગેરે માનવનાં વિકાસક હોય. વિધાતક નહીં! અને જ્યાં એ માનવામાં રહેલી મૂળ પ્રભુતાને જ આવરતાં હોય ત્યાં એ બધાંયને એક જ બીરુદ મળે અને તે આતતાયીનું. અને આતતાયીને પોષાય નહીં. એ વાત ધ્યાનમાં રહો. હિન્દુઓનાં શાસ્ત્રમાં સ્પર્શાસ્પર્શનો ખૂબ વિવેકી અને પ્રવાહી વિચાર કરવામાં આવેલ છે. શાસ્ત્રની વિચારસરણી ખૂબજ વિકાસક, ખૂબજ સ્વચ્છ, ખૂબજ ઉજ્જવાલક અને ખૂબજ પવિત્ર છે! પણ વિરાટ વારસો જ્યારે વામનના હાથમાં આવી જાય ત્યારે દુર્દશા સિવાય બીજું કશું ન ઉપજે. આભડછેટનું જે સ્વરૂપ હિન્દુ જનતાએ વિકસાવ્યું છે તેને શાસ્ત્રમાં કયાંયે ટેકો નથી. એ કેવળ જગદ્વંચના છે! રુંધાયેલી બુદ્ધિની કેવળ દુર્ગંધ છે! શાસ્ત્રને નામે જ્યારે એ ગાંડપણ પોષવામાં આવે ત્યારે તો ઋષિપ્રતિભા લજવાઇ મરે છે! સ્પર્શાસ્પર્શની ઋષિપ્રતિભાની કલ્પના અનોખીજ છે! એમાં માનવનો જન્મે કે કર્મે કે ગુણે કે ધર્મે, સંસ્કારે કે વિચારે તિરસ્કાર નથી. અવહેલના નથી. માનવનો તિરસ્કાર એ સેતાનની પ્રતિભાનું ફરજંદ છે. સંતની પ્રતિભાનું નહીં! સંસ્કૃત ભાષામાં આભડછેટને પોષતા હોય એવા અનેક વચનો મળી આવે છે એ ખરું પણ એ ઋષિપ્રતિભાનાં વચનો નથી. એ શાસ્ત્રનાં વચનો નથી. જે સ્વરૂપે આભડછેટની રાક્ષસી દેખાય છે એ સ્વરૂપનાં કારણો શાસ્ત્રનાં ક્ષેત્રમા નહીં પણ સ્વાર્થનાં ક્ષેત્રમાં કે બીજાં ક્ષેત્રમાં જોવાનાં છે! આ તર્ક આટલી અપ્રસ્તુત દેખાતી છતાં અપ્રસ્તુત નહીં એટલી ચર્ચા કરી લેવી યોગ્ય માની છે! શૌચનું બીજું ફળ તે ઇતર સાથેનો અસંપર્ક એટલે કે અપવિત્રની સાથેનો સંસર્ગનો અભાવ–છેવટની કક્ષાએ આ વિચારને લઇ જતાં એમાંથી એકાન્તવાસ રુચિ ફળે છે. **अरतिः जनसंसदि**–શૌચનું આધ્યાત્મિક પ્રયોજન ન જાણતા જનસમવાયમાંથી અળગા રહી સમાન ધ્યેયની સંગતિમાં વસવું અગર તો *તેવાની પણ જરૂર*

ન રહેતા એકાન્તવાસ સેવવાની સહજ ટેવ પડવી એ બાહ્ય શૌચનુ બીજુ ફળ છે અને આ ફળ તો ખૂબ આવશ્યક છે! એકાન્તવાસ જો જરી જાય તો ખૂબ ઉપકારક છે સમાહિત થવા માટે, વ્યર્થ વિક્ષેપનાં કારણો ટાળવા માટે, ધ્યેયવિમુખ વાતાવરણ ટાળવા માટે એ આવશ્યક છે આ બે ચિહ્ન ઉપરથી શૌચની સિદ્ધિ સાપડી કે નહીં તેના માપ નીકળે દેહની વળગણ છૂટી જવી અને સ્વાભાવિક રીતે જ એકાંતવાસ સેવવાની રુચિ થવી એ બાહ્ય શૌચનુ પ્રત્યક્ષ ફળ છે જેમ વ્યક્તિ તેમ આખી માનવજાતિ જો શૌચ પાળતો મુખ્ય સિદ્ધાત સ્વીકારે તો આપણી કલ્પનામા પણ ન આવે એટલો ફાયદો થાય! **यथा पिंडे तथा ब्रह्माण्डे** નો સિદ્ધાત સર્વત્ર લાગુ પડે છે, એ ન ભૂલાઓ ઠીક તો આજે બે સૂત્રો ઉપર લખવા વિચાર્યું હતુ પણ સમય વહુ જવાથી અહીં જ અટકવાનુ મન થાય છે! સૌ કુશળ હશો

લિ० **ભાઈ**ના હેતનદન

---

# (૭૫)

પ્રિય બધો,

કુશળ હશો દિવસ ઉપર દિવસ વહ્યા જાય છે અને સાથે આપણે પણ ક્યાક વહ્યા જઇએ છીએ ક્યા તે ખબર નથી ક્યાથી આવ્યા અને ક્યા જઇ રહ્યા છીએ એ બન્ને એકસરખુ અગમ્ય છે! અને શુ અગમ્યતા જ સુદર નથી? જાણીને જઇએ તો પૂર્વયોજિત પ્રવાસ ગણાય વગર જાણ્યે જઇએ તો adventure ગણાય અને adventure ની વૃત્તિમાં પૌરુષ નથી? ચોમેર અપરિચિતતામા જ ભમવાનુ! અથડાવામા પણ એક જાતની ખડતલ મઝા છે! અને જીવ કરતા વધારે ખડતલ કોણ? કેવળ અણજાણ્યા પ્રદેશમાથી આવે ત્વિરા પુન અપરિચિત દેહમા પ્રવેશે થોડીવાર દુનિયામા ફરે વળી દેહને છાડે વળી પ્રવ્રજ્યા આદરે! વળી ક્યાંક ઘુમે વળી ત્યાથી હટાય! કેવી મઝા? જીવનના અમરત્વને જાણ્યા પછી ઘાટફેરે, કાવફેરે, પરિસ્થિતિ ફેરે સયોગફેરે, અનુભવ ફેરે મઝાજ મઝા છે તે પહેલા નહીં! ગમ્ય દેખાતુ પણ મૂળમાં અગમ્ય જ રહે છે! હોય છે! એક અનન્ત-વિસ્તીર્ણ-વિશાળ અગમ્યતા જ ચોમેર પ્રસરી રહી છે એટલે થોડુ ઘણુ જે કઠ જણાય જેવુ દેખાય તે જાણીને જ નિવૃત્તિ વાળવી રહી એટલે આપણે ક્યા જઇ રહ્યા છીએ એ આપણે શુ જાણીએ? ક્યાક જઇ રહ્યા છીએ એટનુ નકી થોડુઘણુ જાણવાનુ સાધન તે યોગ! ઠીક તો આપણે એ સાધનમાજ મસ્ત રહીએ

ગઇ સૂત્રે શૌચની સિદ્ધિ માણસને કેવો બનવે તે જોયું એ બાહ્ય શૌચની સિદ્ધિનું સ્પષ્ટીકરણ હતું જો આવી બાહ્ય શુદ્ધિનું ફળ મળે તો તે આંતરશુદ્ધિનું ફળ પણ ચાખે તો આંતર શૌચનું ફળ શું? આંતર શૌચના પાલનને માણસને શું મળે? ભગવાન પતંજલિ કહે છે –

**सत्वशुद्धि – सौमनस्य – एकाग्र्य – इन्द्रियजय – आत्मदर्शन योग्यत्वानिच ॥ ४१ ॥**

ચ=બાહ્ય શૌચની સિદ્ધિ ઉપરાંત શૌચપાલનથી ભગવાન યોગીને સત્ત્વ= શુદ્ધિની શુદ્ધિ, સૌમનસ્ય, એકાગ્રતા, ઇન્દ્રિયજય અને આત્મદર્શન માટે યોગ્યતા મળે છે

અર્થાત્ આંતરશુદ્ધિ જ્યારે સ્થિર ભૂમિકાએ પહોંચે ત્યારે તેના મહાભાગ માનવના જીવનમાં સત્વશુદ્ધિ વગેરે ચિહ્નો પ્રકટે છે સત્વશુદ્ધિ એટલે ચિત્તની પવિત્રતા મૈત્રી કરુણા વગેરે ભાવનાઓના નિરંતર ભાવનથી ચિત્તના રાગદ્વેષ વગેરે મેલો ધોવાઇ જાય છે નિર્મલ થયેલા ચિત્તની જે પ્રકાશમયી નિરન્તર સ્થિતિ તે સત્ત્વશુદ્ધિ હૃદયની નિર્મળતા એટલે સત્ત્વશુદ્ધિ આવી અવસ્થા સહજ થતાં શરીર ફૂલ જેવું હલકું લાગે મનમાં ઉલ્લાસ લાગે તાત્વિકતા તરફ હૃદયની સ્વાભાવિક દોડ થાય વિશ્વના પડદા પાછળ વર્તી રહેતી રહસ્યમયતા ખુલ્લી થતી જાય, પ્રજ્ઞાની વિવેકમયતા વધતી જાય-ધ્યેયમાં નિષ્ઠા મળે

આમ સત્ત્વનો જેમ જેમ ઉત્કર્ષ થતો જાય તેમ તેમ હૃદયમાં સ્વચ્છત્વનો આવિર્ભાવ થતો જાય બસ હૃદયની-મનની-ઇન્દ્રિયોની જે આ નિષ્કારણ પ્રસન્નતા તેજ સૌમનસ્ય છે આ સૌમનસ્ય પ્રાપ્ત થતાં ઇચ્છાભંગની દૂભવણી રહેતી નથી મનપ્રસાદ એટલે સૌમનસ્ય નિશ્ચયાત્મક બુદ્ધિ આ અવસ્થામાં ઠરતી જાય નિરંજન થતી જાય નિર્લેપ બનતી જાય। રોજ-રોજનો આ પ્રયોગ છે એટલે લાભે ગાળે કદીપણ ન ભાગે એવી પ્રસન્નતાનો નિર્મળ વહેળો વધતો જાય

આ પ્રસન્નતા જેમ જેમ સ્થિર થતી જાય તેમ તેમ મનની ચંચળતા શિથિલ થતી જાય છે બાળકની પેરે ક્ષણક્ષણ કુદાકૂદ કરતું મન પ્રૌઢની પેરે સ્થિર ગંભીર બનતું જાય છે અને અભ્યાસનું પોષણ મળતાં ચંચળ-પ્રમાથી-બળવાન અને દૃઢ મન, સ્થિર, શાંત દાન્ત અને તત્ત્વબોધ બની જાય છે જે વિષયમાં એને લગાડીએ તેમાં તન્મય થઇ જાય છે આમ શુદ્ધિમાંથી ધ્યેયમાં તન્મયતારૂપી એકાગ્રતા જન્મે છે આ સાત્વિક એકાગ્રતા સહજ થતાં બહિર્મુખ ઇન્દ્રિયો તરત અંતર્મુખી થતી જાય છે એટલે કે ઇન્દ્રિયોના ઉપર

સ્વાભાવિક કાબૂ મેળવાતો જાય છે. વિષયોમાં વેરાયેલી ઇન્દ્રિયો અંતરમાં ઉતરી જઇ એકઠી થઈ જાય છે યોગી તેને સ્વેચ્છાએ પ્રવર્તાવે કે નિવૃત્ત કરે એવી ડાહી ડમરી ઇન્દ્રિયો બની જાય છે! અને એ ઇન્દ્રિયો ઉપર વિવેકી જયને લઇને છેવટે આત્મદર્શન માટે યોગ્યતા મળે છે. આત્મદર્શન એટલે પોતાની જાતને લગતી સત્ય સમજ. સ્વરૂપે આપણે કોણ છીએ એનું જ્ઞાન માણસને પ્રાપ્ત થાય છે. સ્વરૂપના દર્શન માટેની યોગ્યતા એ મહાસિદ્ધિ છે. માનવે જાતને સૌથી પહેલાં સમજવી જોઇએ. અને આથી શૌચનું પૂર્ણ પાલન એને માટે ધર્મ થઈ પડે છે. શૌચના પાલનમાં મોક્ષ છૂપાયો છે તે આના ઉપરથી સમજવું ઘટે.

મેલા રહેવાથી આપણે શું ગુમાવીએ છીએ તે આના ઉપરથી સમજાશે. માનવે વ્યક્તિ દશાએ કે સમષ્ટિ દશાએ પવિત્ર થવાનું છે! પવિત્ર થવું એ સૌની પહોંચમાં આવે એમ છે! જાહેર કે ખાનગી જીવનમાં વ્યક્તિ અને સમષ્ટિમાં જે ગંદકી જોવામાં આવે છે, જે ઉપદ્રવી જીવન જોવામાં આવે છે તેના મૂળમાં છે શૌચનો અભાવ. સૌએ ઓછામાં ઓછું જાતના ધોબી તો થવું ઘટે. મેલમાં સામુદાયિક મરો છે એ હજી માનવજાતિએ શીખવાનું છે! રાંદેરી બોર માફક કેવળ બહારની શોભા કે સુંવાળપ, સફાઈ કે સુંદરતા તો આત્મવંચના છે. આથી બ્હાર કે અંદર મેલ તો ન જ રખાય! માનવ કચરાપટ્ટી નાંખવાની કે મેલ ભરવાની પેટી કે કોઠી થોડો જ છે? માનવનાં તન, મન, મતિ તો બ્રહ્મવિહારની સ્થલી છે. આ ફળનું નિરૂપણ આપણે માટે ધ્યેય હોવું ઘટે.

ખાસ કરીને આજના યુગ માટે તો શૌચપ્રકરણ ખૂબજ જરૂરી છે. તાવ એ જેમ કોઈ સ્વતંત્ર રોગ નથી પણ અંદરના મેલનો ફક્ત બાહ્ય આવિર્ભાવ છે તેમ આજના જગતજીવનની સમરરસિકતા, ક્ષુદ્રતા, સ્વાર્થાંધતા, સંકુચિતતા, અસુખ વગેરે અંતઃકરણના મેલનો બાહ્ય તીવ્ર પ્રકોપ માત્ર છે. આથી જગતની ધુરા ધારણ કરનારાઓએ આ દૃષ્ટિબિંદુને લક્ષ્યમાં રાખી માનવજાતિના શુદ્ધીકરણ માટે અથાક પ્રયત્ન કરવો જોઈએ. વિશાળ કાર્યક્રમ યોજવો ઘટે જેથી માનવજાત બાહ્ય અને આંતર શૌચનાં દિવ્ય અને જીવન-માધુર્ય વધારનારાં ફળને ચાખી શકે. મોટાઓ જ જો મેલા હશે તો નાનાંઓ કદી ચોકખાં નહીં બને! નાનાંઓ તો અનુકરણધર્મી હોય છે! આથી માનવ-સમાજ વ્યાપી પવિત્રતા માટે ધુરંધરોએ ખાસ કાળજી સેવી ઘટે છે. ઠીક તો. આજે અહીંજ વિરતિ. ૧૧ ના ટકોરા ગુંજી ગયા છે. વર્ષાના જીવજંતુઓ પણ અટકાતી રહ્યાં છે.

લિ. ભાઇના હેતવંદન.

## (૭૬)

પ્રિય ભાઈશ્રી,

આપણું ધાર્યું ભાગ્યે જ થાય છે એનો ક્ષણે ક્ષણે અનુભવ થાય છે. છતાં આપણે જ કાંઇ કરીએ છીએ એ અભિમાન નથી ઓગળતું ! માનો કે ન માનો કોઇક અગોચર શક્તિનાં આપણે રમકડાં છીએ. આપણી માન્યતા ઉપર સત્ય જીવતું નથી એટલું સારું. છેલ્લો પત્ર લખ્યાને આજે બારસો ૧૦ દિવસો વીતી ગયા ! કોઇ દિવસ કાંઇ તો કોઇ દિવસ કાંઇ–પણ બાધા આવે જ. છેવટે કાંઇ નહીં તો આપણે જ આપણી બાધારૂપે થઇએ છીએ ! 'આત્મૈવ રિપુઃ આત્મનઃ'–એ શોધનાર વિચક્ષણ હતો ને ! સત્તર દિવસે પણ-ભગવાન પતંજલિની નિકટમાં બેસવા મળે છે એ ભાગ્ય ! સત્સંગ દુર્લભ જ છે એ વાત નક્કી છે ! રોજ અનુભવ થાય છે !

છતાં આ બધા દિવસો વાંઝીઆ તો નથી જ ગયા. ગીતાબંધુ અંગે જરા વધુ કામ રહે છે. પહેલા અંકને વ્યાપક કરવા માટે યત્ન કરવા જ રહે ! જનતાનો એને કેવો આવકાર મળે છે તે તો હવે પછી જણાશે. પણ મને તો આનન્દ રહે છે–સારું કર્મ સારું હોઇને જ કાર્ય છે–અને એ કરાય એજ એનું ફળ છે ! એજ ઇશ્વરની દયા છે. એજ પરિશ્રમનું પારિતોષિક છે. એજ જીવનની મૂડી છે. એજ અક્ષય્ય વાટખરચી છે. તેમાંય જે કાર્યક્રમ 'તત્પ્રીત્યર્થ' થતું હોય તેની મઝા જ કોઈ જૂદી છે. આમ જો કે યોગપત્રાવલિ તો ન લખી શકાઈ પણ નવરાપણાનો કે મિથ્યા પ્રવૃત્તિનો પાપ તો નથી વહોર્યો. આટલો ધર્યો હિસાબ. હવે આગળ ધપીએ.

ગયા પત્રમાં આંતરશૌચનું ફળ આપણે જોયું. Cleanliness is next to godliness એ કહેવતમાં ભારે સત્ય છે. ચોકખાઇમાં પ્રભુનો જ વાસ છે. જે ચોકખો તે આત્માના દર્શન માટે યોગ્ય. જે મેલો તે અયોગ્ય. અને જે આત્મદર્શન માટે જ નાલાયક તે બીજા ક્યાં કામને માટે લાયક ? લગ્નમાં હાજર રહેવા જે અયોગ્ય તે સ્મશાન યાત્રાએ જ કામ આવે ! મેલાની ઘણી સ્મશાન યાત્રાઓ નીકળે છે. ચોકખાની હવે ઉકલી જ હોય છે. એ શૌચ પછીનો નિયમ તે સંતોષ. તો સંતોષનું ફળ શું ? સંતોષ શું અર્પે ? ભગવાન પતંજલિ ભણે છે:–

## सन्तोषाद् अनुत्तमसुखलाभः ॥ ४२ ॥

**संन्तोषात्**=સ્થિર ભૂમિકાએ પહોંચેલા સંતુષ્ટચિત્ત મહાનુભાવ યોગીને **अनुत्तमसुखलामः**=જેનાથી કોઇ ઉત્તમ નથી એવો સર્વશ્રેષ્ઠ **सुखलामः** સુખની પ્રાપ્તિ થાય છે.

અર્થાત્ સર્વશ્રેષ્ઠ સુખલાભ એ સંતોષનું ફળ છે. સતોષી સદા સુખી. સતોષીને સુખ શોધતું આવે છે.-વળી સંતોષીને મળતું સુખ એ સર્વોત્તમ છે. એનાથી અદકું કોઈ સુખ નથી. કેમકે સતોષ એ વૈરાગ્યની અવસ્થા છે. સાચી સમજની અવસ્થા છે. સંતોષ એ આળસની ઉછેરભૂમિ નથી. એદી અવસ્થા નથી. અકર્મણ્યતા નથી. કાયરતાની ગમગીની નથી. એ એ મૂજીપણાનો પરવાનો નથી. સતોષ સત્યનો સ્વીકાર છે. જે મારું છે તે કોઇને ભાગે નથી જ જવાનું. જે મળવાનું છે તેનાથી રતિભાર ઓછું કે વત્તુ પણ નથી જ થવાનુ. ઇચ્છીશ તોયે મળશે જ ન ઇચ્છીશ તો પણ મળશે જ. માટે કશું પણ ઇચ્છવાની જરુર નથી. એટલે કે કર્મને અનુસરીને જ બધીય પ્રાપ્તિ હોય છે. અને તેમાં રજ જેટલો પણ ફેરફાર નથી જ થવાનો માટે ફાંફાં મારવાની જરૂર નથી. ઇચ્છા કરવાની આવશ્યકતા નથી. જે કાંઈ મેળવવું હોય તે ઇચ્છાથી નથી મળતું તેને માટે યત્ન કરવાથી મળે છે. આથી સમજુ માણુસ યત્ન પરિશ્રમ કરી ફળે નિશ્ચિંત વસે. બસ–આ અનાસક્ત કર્મયોગનું નામ સંતોષ છે. સતોષને નામે જે આળસ ઉછેરે છે તે સેતાનને પોષે છે. જે અકર્મણ્યતાનો પ્રચાર કરે છે તે માનવજાતિનો દુશ્મન છે. જે પ્રયત્ન મંદતા પ્રચારે છે તે આત્મઘાતી છે. સંતોષ ફ્ળે નિસ્પૃહી છે. કર્મે આળસુ નથી. આથી સંતોષનો સાચો અર્થ સ્વીકારવો ઘટે. જો માનવજાતિ સંતોષનો મૂળ અર્થ સ્વીકારે તો સુખ થાય. અસંતોષમાં સત્યનો વધ છે, હિંસા છે, ફળ મારેની જખ મારવાની વૃત્તિ છે, આત્મગૌરવની વિસ્મૃતિથી ઉપજતી પામરતા છે, ક્ષુદ્રતાની અવધિ છે. તૃષ્ણાનો ઉચ્છેદ તો કોઈપણ પળે હિતાવહ જ છે. સુખદાયી જ છે. સતોષ તૃષ્ણાની ક્ષીણતમ-નિર્જીવ અવસ્થા છે અને આત્મસ્ફુર્તિની ચેતનમયી દશા છે. મનુમહારાજ ઠીક કહે છે કે **सन्तोषमूलं हि सुखं दुःखमूलं विपर्ययः**-સંતોષ છે સુખનું મૂલ-અસતોષ છે દુઃખનું મૂળ. માનવજાતિ જે પળે આત્માવાળી એટલે કે આત્મા માટે ઉત્સુક થશે તે પળે તેને અસંતોષમૂલક મિથ્યા પ્રવૃત્તિનાં ઘાતકી બળો પૂરા સમજાશે. અને આથી જ માનવ આત્મા તરફ ઢળેલો હોવો જોઇએ ॥ ૪૨ ॥

સંતોષ પછીનો નિયમ છે તે તપ. ક્યારે જાણવું કે તપ પરિપૂર્ણ થયું છે? કસોટી બતાવતાં ભગવાન પતંજલિ કહે છેઃ—

**कायेन्द्रियसिद्धिः अशुद्धिक्षयात् तपसः ॥४३॥**

**तपसः**=સિદ્ધ થયેલ તપથી **अशुद्धिक्षयात्**=અશુદ્ધિ–મલિનતા–પાપનો પૂરો નાશ થતાં ભગવાન તપસ્વીને **कायेन्द्रियसिद्धिः**=કાયાની સંપત્તિ અને ઇન્દ્રિયોની સિદ્ધિ સાંપડે છે.

અર્થાત્ તપની પરિપૂર્ણતા થતાં યોગીને કાયાની અને ઇન્દ્રિયોની સિદ્ધિ સાંપડે છે. અર્થાત્ જે તપ કરે અને વિધિપૂર્વક તપ કરે, અને છેવટ સુધી તે કરતો રહે તેની પહેલાં તો અશુદ્ધિઓ દૂર થાય છે.

શરીર અને ઇન્દ્રિયોને બગાડનારા છે મેલ. એ મેલોનું મૂળ છે પ્રજ્ઞાપરાધ. એટલે કે બુદ્ધિની–સમજની મલિનતા એટલે કે ચિત્તના કલેશો. મુખ્ય મલ્લને મ્હાત કરવાથી ગૌણ મલ્લો તો એની મેળે જ હારેલા ગણાય. હારી જાય. તેમ મુખ્ય મેલ છે બેભાનપણું–અજ્ઞાન–પ્રજ્ઞાપરાધ. શરીર બગડે છે આપણા જ પ્રજ્ઞાપરાધથી–ઇન્દ્રિયો બગડી જાય છે તે આપણા જ પ્રજ્ઞાપરાધથી. તપ પ્રજ્ઞાપરાધમાંથી મુક્તિ અર્પે છે. એટલે કે સમજણને ચોકખી કરી આહાર-વિહાર વગેરેમાં આપણને સાચો માનવ બનાવે છે. માંદગી એ ઘોર હિંસા છે. તપ કહે છે કે-મારે શરણે આવો. માંદા પડવાની કે નિર્બળ થવાની જરૂર નથી. ઇન્દ્રિયવિકલ થવાની જરૂર નથી. વૈદ્ય કે ડોક્ટર એ આપણી લાજ છે–શુદ્ધ દૃષ્ટિએ જોતાં. તનના કે આંખકાન વગેરે ઇન્દ્રિયોના મેલને ધોનારું તપ હોય છે. તપસ્વીને કાયાની સંપત્તિ વરે છે દર્શનીય રૂપ, આકર્ષક લાવણ્ય, અખૂટ બળ, અને હીરા જેવી સુદૃઢતા એ કાયાની સંપત્તિ છે. એકે એક માણસે રૂપાળા, લાવણ્યમય, ખડતલ, અને વજ્રસમા હોવું જોઇએ. એવી કાયાવાળાને જીવનની નીરોગી મઝા માણવાનાં ભાગ્ય હોય. કદ્રૂપતા, સૌન્દર્ય-હીનતા, માયકાંગલાપણું અને નિર્બળ કોમળતા–માનવને ન છાજે. આથી તપસ્વી માનવ કે માનવજાતિ નીરોગી હોય, દેખાવડી હોય, સુંદર હોય, વજ્રસમી અભેદ્ય હોય, આવા થવા માટે તપ છે. આ આદર્શને લક્ષ્યમાં રાખીને તપના નીતિનિયમો ઘડાવા જોઇએ. એટલે કે રોજિંદા માનવ જીવનમાં એના નીતિનિયમો, આચાર વિચાર વણાવા જોઇએ. બાકી તપસ્વીને તો સ્વચ્છંદ મૃત્યુ હોય. અને મરવાની તેને ઉતાવળ ન હોઇને તે દીર્ઘજીવી હોય. અને તપસ્વી દીર્ઘજીવન તો સ્પૃહણીય છે. તેજ મુજબ આંખ, કાન, નાક, વગેરે જ્ઞાનેન્દ્રિયો અને હાથપગ

વગેરે કર્મેન્દ્રિયોની શક્તિ પણ છેવટ સુધી અખૂટ રહેવી જોઇએ. એટલું જ નહીં પણ એની વિશેષ શક્તિઓનું પણ પ્રાકટ્ય થવું એનું નામ ઇન્દ્રિયસિદ્ધિ છે. સામાન્ય દૂર તો સૌ જોઇ શકે-ક્ષિતિજને પાર જોઇ શકે એવી-સંપાતિના જેવી દીર્ઘદૃષ્ટિ, સૂક્ષ્મતમ શબ્દનો રવ પારખવાની શક્તિ વગેરે વિશેષ શક્તિઓ ઇન્દ્રિયોમા જો એ મેલી ન હોય તો-સ્વયમેવ પ્રકટે છે. પ્રકૃતિમાં બધું, બધે, બધામાં હોઇને કોઇને કશું કયાંયે લેવા જવું પડે એમ નથી. ફક્ત પ્રકૃતિની તે તે અંગોમાં પૂરવણી કરતાં આવડવું જોઇએ. અને પ્રકૃતિની પૂરવણીની આડે આવતી પાળને જમીનદોસ્ત કરતાં આવડવું જોઇએ. પ્રકૃતિની પૂરવણીથી સ્થૂલ થઇ શકાય. પોતાની કાયામાંથી અનિષ્ટ પરમાણુઓને ઓઝી નાંખવાની કળા જો હાથ લાગે તો સૂક્ષ્મ થઇ શકાય. જેને જેવા થવું હોય-પ્રભુકૃત મર્યાદામાં જેને જેવા થવું હોય તેને તેવા થવાની બારી પરમાત્માએ તેની યોજનામાં રાખી છે. આગળ પણ આ સિદ્ધાંત આવનાર હોઇને એની વિશેષ ચર્ચા ત્યાંજ જોઇશું. અહીં 'ફક્ત એટલું અગત્યનું ધ્યાનમાં રહો કે માનવમાત્ર કાયસંપત્ મેળવી શકે છે. ઇન્દ્રિયોની સિદ્ધિ પ્રાપ્ત કરી શકે છે. અને તે તેણે મનુષ્યોચિત ગૌરવભર્યું જીવન જીવવા માટે મેળવવા જેવી છે. આયુર્વેદ ભૂલેલાનો પરમ સુહૃદ્ છે. એ આયુર્વેદની પરમ શોભા છે. પણ આપણા પ્રજ્ઞાપરાધની એ કરુણ સ્વીકૃતિ છે એ પણ એટલું જ સાચું છે. આથી જ દુનિયાભરનાં દવાખાનાંઓ. એ આપણું પ્રાયશ્ચિત્ત જ છે. આ દૃષ્ટિ કેળવવાની જરૂર છે. આ વિધાનમાં આયુર્વેદાદિ શાસ્ત્રોની નિન્દા કોઇ ન જુઓ. સૂગ ન ભાળો. વિવેકના પ્રકરણમાં નિરંજન સત્ય સમજવું ઘટે. અને તેટલા પૂરતી જ આ ઉક્તિ છે. બાકી **स्थितस्य गतिश्चिन्तनीया**-એ ન્યાયે, આયુર્વેદ કે દવાખાનાં વગેરે તો માનવમતિનું ભારે શાણપણ છે અને એકની ભૂલ એ બીજાને માટે નિઃસ્વાર્થ દયાનું નિમિત્ત છે એની સાબિતી છે. અહીં તો યોગને શું કહેવાનું છે તેજ બતાવવાનો સીધો આશય છે. ઠીક તો, અતિકાળ થઇ ગયો હોઇને અહીં જ આજે તો અટકવું રહે છે.

લિ૦ ભાઇના હેતવંદન.

# ( ૭૭ )

પ્રિય બંધો,

કુશળ હશો. આખો દિવસ લખ લખ કરીને થાકયો છું. છતાં આજે દેવશયની એકાદશી છે. ચાતુર્માસ્યનો પ્રારંભ છે. પુણ્યોપાર્જનના શ્રીગણેશ માંડવાનો દિવસ છે. હિન્દુઓને માટે સામુદાયિક ક્રિયાયોગ-તપ સ્વાધ્યાય અને ઇશ્વરપ્રણિધાનની સાધનાનો પ્રથમ દિન છે અને આથી આજના પવિત્ર દિવસને તો વાંઝીઓ ન કરવો ઘટે. એ હિસાબે લખવા બેઠો છું. વળી કણે અન્ન અને ક્ષણે વિદ્યાનો સંચય પણ થાય. ચાતુર્માસ્યની હિન્દુજીવનની કલ્પના એ તો સ્વભાવ ઉપર વિજય મેળવવાની દિવ્ય કથા છે. એ સાચાં શૌર્યની વિજયગાથા છે. પ્રાચીન પ્રતિભા પ્રત્યે સૂગ ન હોય તો એમાં જોનાર રાષ્ટ્રિય જીવનનું મહાન અને ધ્યેયસાધક આયોજન જોઇ શકે. આ દિવસોમાં લાખો લોકો એક ટંક જ ખાશે. લાખો લોકો ભગવાનનું નામસ્મરણ કરશે. વ્રતાદિકનો નિયમ લેશે. જીવનમાં કાંઇક કર્યું છે એવો વ્યક્તિગત સંતોષ અનુભવશે. કદર કરવા જેટલી જો આપણામાં નમનતાઇ હોય તો આખી પ્રજાને રાષ્ટ્રિય, રચનાત્મક અને જીવનશોધક કાર્યક્રમ કેવો આપી શકાય એ ચાતુર્માસ્યની યોજનામાં જણાશે. અસ્તુ.

ગયા પત્રમાં તપની સિદ્ધિ સૂચવનાર ચિહ્ન આપણે જોયું. રૂપાળા, લલિત, બલિષ્ઠ અને હીરાસમા સુદૃઢ હોવું એ તો જીવનનો એક લ્હાવો છે. આખી માનવજાત જો તપસ્વી થાય તો આવી થાય. હવે સ્વાધ્યાયનિષ્ઠ મહાનુભાવને મળતી સિદ્ધિનો ઉલ્લેખ કરતાં ભગવાન પતંજલિ કહે છે:-

स्वाध्यायात् इष्टदेवतासम्प्रयोगः ॥ ४४ ॥

**स्वाध्यायात्**=સિદ્ધ દશાએ પહોંચેલા સ્વાધ્યાયથી આ સ્વાધ્યાયશીલ મહાનુભાવ મુનિને **इष्टदेवता**=પોતાને ગમતા, દિવ્ય ગુણવાળા દેવો, ઋષિઓ અને સિદ્ધોનો સાક્ષાત્કાર-મિલન થાય છે.

અર્થાત્ સ્વાધ્યાયનિષ્ઠ માણસ તો વિદ્યાનું તીર્થ છે. જડતીર્થ કરતાં આ ચેતનતીર્થની મહત્તા જૂદી જ છે. આવા મહાનુભાવ માનવોની હાજરી માત્રથી તીર્થો પણ સ્વયં તીર્થ બને છે. સ્વાધ્યાયી માનવ પરમ વિદ્વાન હોય છે. અને કસ્તૂરી જેમ પોતાની સુગંધ ફેલાવે જ તેમ એવા સદાચરણી પરમજ્ઞાની પુરુષની વિદ્યાસુગંધિ દશે દિશામાં પ્રસરે જ. અને વિદ્યાસમું તો કોઇ આકર્ષણ નથી. ગુરુત્વાકર્ષણ પણ એની સમક્ષ ઝાંખું પડે! અને વિદ્યા

એ બલની જન્મભૂમિ છે। વીર્યની જન્મભૂમિ છે। એ વિદ્યાના બલે અને આકર્ષણે દેશ દિગન્તના વિદ્વાનો ઋષિઓ-તત્ત્વજ્ઞાનીઓ એવા મહાનુભાવને મળવા આવે છે. એવાના દર્શનની ઝંખના રાખે છે. આત્મનિવેદન કરવા સ્વયમેવ પધારે છે. સાચા સ્વાધ્યાયનિષ્ઠ મહાત્માનું નિવાસસ્થાન તો ઋષિ, મુનિ, સિદ્ધો અને દેવોનું મિલનમંદિર થઈ રહે છે. વિદ્યાનું સૌંદર્ય મન્મથને પણ મ્હાત કરે. કારણ કે એ આત્મદેવતું સૌન્દર્ય છે. કવિએ તો કહ્યું જ છે કે "**विद्या नाम नरस्य रूपं अधिकं**" આથી એવા પરમ વિદ્વાનના દર્શનાર્થે ગુણીયલ અને કદરદાન ઋષિઓ, મહાત્માઓ સિદ્ધો વગેરે આવે છે અને તેના કાર્યમાં સહાયક બને છે. કેળવણીની તમામ કલ્પનાનો સ્વાધ્યાયમાં સમાવેશ જાણવો. અને આ ફળ આપણે રોજ બરોજના જીવનવ્યવહારમાં જાતે જોઇએ છીએ. વિદ્યા વિશિષ્ટોનું માનવજાત સદા સન્માન કરતી જ આવી છે। આથી સ્વાધ્યાય સિદ્ધિ પરમસિદ્ધિ છે. અને એને વ્યાપક-માનવમાત્રમાં વ્યાપક કરવા જેવી છે. ॥ ૪૪ ॥

આમ સ્વાધ્યાયનું સિદ્ધિસૂચક ચિહ્ન વર્ણવી હવે યમનિયમમાં સૌથી જે છેલ્લો નિયમ-ઇશ્વર પ્રણિધાન તેનું ફળ બતાવતાં પતંજલિ કહે છે કેઃ-

**समाधिसिद्धिः ईश्वरप्रणिधानात् ॥ ૪૬ ॥**

**ઈશ્વર૦** સિદ્ધદશાએ પહોંચેલાં ઇશ્વરપ્રણિધાનથી પ્રણિધાન કરનાર ભગવાન યોગીને **સમાધિ૦**=સમ્પ્રજ્ઞાત સમાધિની પ્રાપ્તિ-ઉપજ થાય છે.

અર્થાત્ સમાધિની ઉપજ એ ઇશ્વરપ્રણિધાનનું ફળ છે. અને એ સમાધિ તે અહીં સમ્પ્રજ્ઞાત જ જાણવી. અને સમાધિ માટે તો આપણો યત્ન છે. તો ઇશ્વરપ્રણિધાન એ સમાધિ મેળવવાનું મુખ્ય સાધન છે. એટલે કે પ્રભુભક્તિ સમાધિની જનેતા છે. જેણે સમાધિને મેળવવી હોય તેણે પ્રભુભક્તિ કરવી એવો સ્પષ્ટ આદેશ અહીં સંભળાવો ધરે. એ સમાધિ પ્રાપ્ત થતાં જ એવો યોગી દેહાન્તરમાં, કે દેશાન્તરમાં કે કાલાન્તરમાં રહેલી વસ્તુને સાક્ષાત જાણી શકે છે। સમાહિત ચિત્તમાં-એકાગ્રતામાં કેટલી અનન્ત શક્યતા છે તે આટલા ઉપરથી જ જાણવું રહ્યું. સાત્ત્વિક એકાગ્રતાના વેધક, પારદર્શક અને વ્યાપક પ્રકાશ આગળ કોઇ વસ્તુ ગુપ્ત રહી શકતી નથી. આમ પ્રભુભક્તિનું ફળ છે સમ્યક્ જ્ઞાન-અને સમ્યક્ જ્ઞાનનું ફળ છે નિરન્તર વૃદ્ધિ પામતી પ્રેમભક્તિ-અને પ્રેમભક્તિના વિકાસને ક્યાંયે હદ નથી। ભગવાન જેવડી જ એ મોટી થઇ શકે છે. અને ભગવાન તો બ્રહ્માંડને આવર્યા બાદ પણ **अत्यतिष्ठद् दशांगुलं** એ ન્યાયે અનન્ત છે. અને આથી પ્રેમ પણ અનન્તજ છે.

વ્યક્તિ કે સમષ્ટિ—ન્યાય એક જ લાગુ પડે છે. ભગવાનને રાહે જો સમષ્ટિ ચાલે તો સમષ્ટિને પણ બેહદ પ્રેમપ્રકાશની પ્રાપ્તિ થાય. અને તેનું જ બીજું નામ છે વિશ્વશાંતિ.

અહીં કદાચ એક પ્રશ્ન ઉપજશે કે જો ઇશ્વરપ્રણિધાનથી જ સમાધિની સિદ્ધિ થતી હોય, તો પછી બીજા યમનિયમોના પાલનની જરૂર શી? વાત ઠીક છે. પણ બીજા યમનિયમોના પાલન સિવાય સાચી ભક્તિ થતી જ નથી તેનું કેમ? ઇશ્વરભક્તિ પણ યમનિયમોના પાલનની અપેક્ષા રાખે છે. આથી ઇશ્વરપ્રણિધાન ત્યારે જ સાચી રીતે થાય છે જ્યારે પ્રણિધાન કરનાર બીજા યમનિયમોની પણ પૂરી આરાધના કરતો હોય. આથી આસન વગેરે યોગાંગો પ્રત્યક્ષદ્વારા, યમાદિ અશુદ્ધિના ધોવાણદ્વારા તેમ ઇશ્વરપ્રણિધાન પણ નિર્વિઘ્નપણે બીજા અંગોના ઉત્પાદનદ્વારા સમાધિનું ઉપકારક છે. સ્વતંત્રપણે નહીં.

અને આમ છતાં ઇશ્વરકૃપા જેવી પણ એક વિલક્ષણ વસ્તુ છે જ. તે કૃપા મૂંગાને વાચાળ કરી શકે છે. પાંગળા પાસે પર્વત ઓળંગાવી શકે છે. પણ એવા કિસ્સાઓમાં પણ મૂળ સિદ્ધાંતને બાધ આવતો નથી. કેટલાક આ જન્મે તો કેટલાક જન્મજન્મની સાધનાવાળા હોય છે! જન્મજન્મની સાધનામાંથી પસાર થયેલા જીવોને આ જ જન્મમાં જો ઇશ્વરાનુગ્રહ જલદી થયેલો દેખાય તો પણ તે જલદી કે પક્ષપાતમય નથી જ એટલું સૌ સમજી લે. બસ, તો અહીં યમનિયમોની ચર્ચા પૂરી થાય છે. અને પત્ર પણ આજ પૂરતો તો પૂરો જ કરીએ ને?

લિ૰ ભાઈના હેતવંદન.

---

# ( ૭૮ )

પ્રિય ભાઈશ્રી,

કુશળ હશો. ગઈકાલે જ ચાતુર્માસ્યનો પ્રારંભ થયો. ઇચ્છ્યું છે કે ચારે માસ એક ટંક જ જમાય. પરિણામે રાતના વાણીની ખટપટ ઓછી થતાં ઠલાકેક બચ્યો લાગે છે. અને આથી રોજ કરતાં કાંઈક વ્હેલો યોગના કામે વળગ્યો છું. વરસાદ પણ ખૂબ છે! આખો દિવસ અને રાત, ભક્તના ઉપર પ્રભુકૃપાની પેરે, અવિશ્રાન્ત વરસી રહ્યો છે! ભાડેનું ઘર એટલે બહાર અને અંદર ખાસ તફાવત નથી રહ્યો! માણસને નહીં પણ વરસાદને તો સર્વત્ર સમભાવ જ હોય ને? પવનના સૂસવાટા! ઝાડોનો મર્મરધ્વનિ! તમરાંઓનો -

તીણો અવાજ! ચોમેર સિવાય કે વરસાદનો ઝરમર અવાજ–ગાઢ શાંતિ છે! વાતાવરણ તો સરસ છે. યોગીના ચિત્તની પેરે સામે દીવો પણ નિષ્કંપ છે!–પ્રકાશ ફેલાવી રહ્યો છે! યોગ સાધનાને માટે રમણીય વાતાવરણ! દીવાલે લટકેલુ ઘડીયાળ, લટકી ગએલાની પેરે, ટકટક કરી, વાતાવરણમાં સદ્વિતીયતાનો ખ્યાલ આપે છે! આંતરપ્રકારે કવચિત્ ચમકી ઉઠતાં હૃદયની પેરે –કવચિત્ વાતાવરણના ગાઢ અંધારમાં ભૂરીલીલી જ્યોતિવાળો આગીઓ ચમકી જાય છે! કોઇ અગાધ–અનન્ત–અતિચેતનમય તત્ત્વનો ચોમેર અગમ્ય વિલાસ ચાલી રહ્યો છે! નિર્લેપ અને નિરંજન રીતે અવિરતપણે પોતાને વિવિધરૂપે, કર્મે અને લીલાએ જાણે કૃતાર્થ કરી રહ્યું છે! અસ્તુ.

ગઇકાલે આપણે ઇશ્વરપ્રણિધાનના ફળ સુધી આવી પહોંચ્યા. યોગના અંગોના આચરણે અશુદ્ધિનો નાશ થાય અને જ્ઞાનની દીપ્તિ વધે છે. જ્ઞાનની એ પ્રતિપળ વધતી ચમક છેવટે વિવેકખ્યાતિમાં પરિણમી, આત્માને બતાવવાની–જોવાની યોગ્યતા આપી જાતે પણ શાંત થઇ જાય છે. અને છેવટે આત્મા સ્વરૂપમાં રમતો બની જાય છે. આ છે સિદ્ધાંત. તો અત્યારસુધીમાં આપણે યમ અને નિયમ રૂપી યોગના અંગોનું સ્વરૂપ, લક્ષણ, વ્યાપ્તિ, આચરણ, ફળ વગેરે જોયું. હજી છ યોગાંગોનો વિચાર કરવો બાકી રહે છે. હવે પછીનાં ગ્રંથમાં એ બાકી રહેલાં છ યોગાંગોનો ક્રમશઃ વિચાર આવશે. યમ અને નિયમ યોગનો પાયો છે આસન પ્રાણાયામ વગેરે યોગાંગો વચ્ચેનું ચણતર છે. સમાધિ શિખર છે. પાયો જો ન હોય અગર તો હોય ને કાચો હોય તો શિખરે પહોંચવું અશકય છે. આથી ડાહ્યો માણસ તો પાયાને ખૂબ મજબૂત કરે. કેમકે અહીં તો સાતમા આસમાનથી પણ ઉંચે સુધી ચણતર લઇ જવાનું છે. યમનિયમો એ ભારતીય પ્રતિભાનો દિગ્વિજય છે એમ ચોક્કસ માનજો. કેમકે યમનિયમના આચારમાં ધર્મમાત્રની પૂર્ણાહુતિ છે. દુનિયાના કોઇપણ ધર્મને એનાથી વધીને આગળ કશું કહેવાનું નથી! અને આથી જ યમનિયમનું આચરણ એ સાર્વવર્ણિક–સર્વજાતીય–સર્વકાલીન સર્વદેશીય ધર્મ છે. આજ જગ્યાએ ધર્મમાત્રનું મિલનમંદિર છે. અહીં જ સર્વધર્મોનો સમન્વય છે. ધર્મમાત્રના બાહ્ય આચારો કે સ્વરૂપો તો વિવિધ લાગવા જ કરવાના. ભિન્ન હોવાના જ અને એ અયોગ્ય પણ નથી, જરૂરી પણ છે, છતાં ધર્મમાત્રનું આંતરસ્વરૂપ સદા એકરસ જ છે. આથી શાણાઓએ તો સર્વધર્મ સમભાવ જ કેળવવો રહે છે. એજ ન્યાયી છે. અને એમાં જ આપણી–માનવની શોભા છે! ઈશ્વરને કૌંસમાં પૂરી મૂકવાની નાદાનીયત અને બેવકૂફી હવે તો ટળવી જોઇએ. ગીતાની પરિભાષામાં કહીએ તો સૌ

**યથાભાગં અવસ્થિતાઃ**-પોતપોતાની જગ્યાએ દૃઢતાથી ઉભા રહીને સૌએ **ભીષ્મમેવાભિરક્ષન્તુ**-શરુઆતમાં ભીષ્મ લાગતું આ સમન્વયનું તત્ત્વ જ રક્ષવું જોઈએ ! સમભાવ જો હશે તો સૌ ધર્મોમાં રહેલી આંતર રમણીયતા અને સુંદરતા સમજાશે. આથી યમનિયમના સિદ્ધાંતોનો સર્વદેશીય પ્રચાર, સ્વીકાર અને આચારમાં જગજ્જીવનની શાંતિ, સમૃદ્ધિ, સંસ્કાર અને પ્રગતિનાં મંડાણ અને ઇતિ છે. આટલી ચર્ચા આ અંગે ખૂબ આવશ્યક લાગી. હવે આગળના ગ્રંથ ઉપર આવીએ.

અનુક્રમે આવતા આસન નામના યોગાંગોનું લક્ષણ આપતાં ભગવાન પતંજલિ કહે છેઃ

**સ્થિરસુખં આસનમ્** ॥ ૪૬ ॥

**સ્થિર૦**=સ્થિર એટલે અચલ. તેવું હોઈને જે સુખદાયી તે **આસનમ્** આસન છે.

અર્થાત્ આસનના બે પ્રકારો છે. એક બાહ્ય અને બીજું શારીરિક. બાહ્ય આસન ભગવાને ગીતામાં બતાવ્યું જ છે. "**ચૈલાજિનકુશોત્તરમ્**" યોગ સાધના માટે બેઠકનો વિચાર ખૂબ અગત્યનો છે. બેઠકમાં સૌથી નીચે દર્ભાસન, તેના પર મૃગચર્મ. તેના પર રેશમી વસ્ત્ર. પણ આ યુગમાં એ ઓછું શક્ય પણ હોય. ખાસ એની પાછળના સિદ્ધાંતના પાલનનો આગ્રહ યોગ્ય છે. બેસતાં આપણને શારીરિક તકલીફ ન પડે, એવી બનાવે એટલો આરામ પણ ન આપે, લાંબો-વખત બેસતાં તપી ન જાય એવું, બહુ ઊંચુ પણ નહીં તેમ બહુ નીચું પણ નહીં એવું આસન હોવું ઘટે. આ ઉપરાંત યોગ સાધનાને માટે સિદ્ધાસન, પદ્માસન, ભદ્રાસન વગેરે આસનો યોગ્ય છે. આવાં શાસ્ત્રોક્ત આસનો પૈકી જેને જે અનુકૂળ આવે તે સ્વીકારવું ઘટે. આનું જ બીજું નામ છે સ્થિર અને સુખદાયી. અર્થાત્ દીર્ઘકાળ સુધી એક આસને બેસવું પડે તો પણ તેને લીધે ધ્રુજારી કે કંપ ન આવે અને નિરાંતે બેસી શકાય એવું આસન યોગનું અંગ છે. આને માટે શાસ્ત્રીય પ્રયત્ન કરવો ઘટે છે.

અહીં એક વાતનો ઉલ્લેખ ઉચિત છે. માણસજાતના મોટા ભાગને બેસતાં નથી આવડતું એમ કહીએ તો તે ઓછું ખોટું છે. કદાચ આપણને નવાઈ પણ લાગશે કે શું આપણને બેસતાં પણ નથી આવડતું ? ઉમ્મર ક્યાં ગઈ ? ન છૂટકે જવાબ આપવો પડે છે કે ઉમ્મર તો વહી જ ગઈ ! અને બેસતાં પણ નથી જ આવડતું ! આસનસિદ્ધિ સ્વાસ્થ્યની જાળવણી

માટે એક અનિવાર્ય અગત્યની કળા છે! મોટે ભાગે આપણે બધાય વિષમાસનનો જ અભ્યાસ કરીએ છીએ અને પરિણામે અનેક રોગોના અણજાણ્યે ભોગ બનીએ છીએ રોગોના ભોગ ન બનીએ તોપણ નીરોગિતાનો જે સ્વસ્થ આનન્દ તે આનન્દથી વંચિત રહીએ છીએ "समकायशिरोग्रीवं" કેટલા બેસે છે? આથી નાનપણથી જ બેસતા શીખવવું જોઇએ. આપણી નિશાળો અને કોલેજોમા પણ અને ક્યાયે બેસવાની કળા વિષે કેવળ દુર્લક્ષ્ય જોવામા આવે છે આગળ વધીને કહીએ તો આખી માનવજાતે એ બરોબર શીખવાની જરૂર છે! એના સિવાય કેળવણી અધૂરી છે! એક આસને ઓછામા ઓછું સ્થિરતાથી ત્રણેક કલાક તો બેસાવું જોઇએ તો જ એ સિદ્ધ થએલું ગણાય! વળી એ ત્રણ કલાકમા એ આસન આપણને કશું પીડાકારી ન હોવું ઘટે, પણ સુખદાયી હોવું રહ્યું. યોગના અંગ તરીકે ગણાય એવા આસનોનો સાર્વત્રિક પ્રચાર ખૂબ જરૂરી છે! પ્રજાના સ્વાસ્થ્ય માટે, કળાપ્રેમ માટે, ઉચ્ચતમ જીવનની ઝાખી મેળવવા માટે, સ્વભાવ ઉપર વિજય મેળવવા માટે, છેવટે કાઈ નહીં તો સૌએ અંગત લાભ મેળવવા માટે પણ આસન જય મેળવવો રહ્યો આસન જય તો આત્મકૃપા છે ॥૪૬॥

તો એ આસન ઉપર વિજય મેળવાય કેવી રીતે? આસનસિદ્ધિ થાય કેવી રીતે? ઉપાય દર્શાવતા ભગવાન પતંજનિ કહે છે –

**प्रयत्नशैथिल्य अनन्तसमापत्तिभ्याम् ॥ ४७ ॥**

**प्रयत्नशैथिल्य**૦=સ્વાભાવિક ચેષ્ટા એટલે પ્રયત્ન અને એ ચેષ્ટા અંગકંપનું કારણ હોઇને યોગાસનનું વિઘાતક છે તો એ સ્વાભાવિક ચેષ્ટાની શિથિલતાથી–એને શિથિલ કરવાથી તથા **अनन्त**૦=સ્વયંસિદ્ધ આસનવાળા અનન્તમા એટલે પશુ–પક્ષી–સર્પ વગેરે પ્રાણીની બેસવાની રીતમા તન્મય થવાથી આસન સિદ્ધ થાય છે

અર્થાત્ આસન ઉપર વિજય મેળવવાના બે ઉપાયો છે. અને એ બન્ને ઉપાયોનું એકીવખતે આચરણ કરવું જોઇએ પ્રયત્નની શિથિલતા અને અનન્તમા સમાપત્તિ પ્રયત્નની શિથિલતા એટલે કે આજ સુધી જે રીતે બેસતા હતા તે બેસવાની રીતને શિથિલ કરવી તે આજ સુધી–જે વાંકા વળીને બેસતા હોઈએ તો તે રીતને હવે પછી–યોગ સાધનમા–મંદ કરવી અર્થાત્ જ આજ સુધીની બેસવાની યોગવિઘાતક ટેવને છોડવાનો સહૃદય પ્રયત્ન એટલે પૂર્વ–પ્રયત્નની શિથિલતા ટેવમાત્ર ચીકણી હોઇને વહેલી વહેલી છૂટતી નથી જબરી હોઇને વહેલી વહેલી ઢીલી થતી નથી સહજ થઇ

ગએલી હોઇને પોતાનાથી વિરોધી ટેવને પગદંડો જમાવવા દેતી નથી, અને પરિણામે ટેવનો ત્યાગ મુશ્કેલ બને છે. આજ સુધીની આપણી બેસવાની રીત પણ ટેવ જ છે. આથી એની સામે દૃઢતાથી બળવો કરવો, યોગાસનેજ બેસવાનો અડોલ નિશ્ચય કરવો. ખૂબ આકરુ લાગે, શરીર કુરકુટ થાય, મન કાલાવાલા કરે, વધેવી નાંખે તો પણ નિશ્ચયની દૃઢતા દાખવી, ધીરજની અતૂટતા રાખી, યોગાસને બેસવાની જ તમન્ના રાખવી એનું નામ પ્રયત્ન શૈથિલ્ય છે. શરુઆતમાં તો માણસ કાયર અને બેજાર થઈ જવાનો સંભવ છે. પણ યોગમાર્ગે કાયરનું કામ જ નથી. સ્વભાવ ઉપર વિજય મેળવવા નીકળનાર ફરિયાદી હોય જ નહીં. આત્માનુ સાચું શૌર્ય અહીં જ કસોટી ઉપર ચઢે છે.

આ ઉપરાંત સાથે સાથેજ યોગાસન વાળી મનને અનન્તમાં એકાગ્ર કરવું. અહીં અનન્ત શબ્દ પારિભાષિક છે. અનન્ત એટલે શેષનાગ. શેષનાગ જે દૃઢતાથી સિદ્ધ આસને બેસે તેમા મનને એકાગ્ર કરવાની કોશીષ કરવી. આ તો દાખલો માત્ર છે. તેજ રીતે બુદ્ધ ભગવાન, કે પશુ, પક્ષી વગેરે અનેક પ્રકારના પ્રાણીઓની બેસવાની રીત ઉપર મનને એકાગ્ર કરવાથી આસન સિદ્ધ થાય છે. રહસ્ય એ છે કે મનને ધ્યેયાનુકૂળ દિશામાં પ્રેરાવવું. એક બાજુ આગલી રીતને શિથિલ કરતા જવું અને બીજી બાજુ મનને બુદ્ધ ભગવાનની બેસવાની રીત વગેરેમાં ડુબાડવું. મનજ છેવટે તો તોફાન કરે છે ને? આથી મનને ધીરે ધીરે ઉદાત્ત વિષયમા પરોવતા રહેવું. એમ કરતાં કરતાં થોડા જ દિવસમાં આસન સરળ થતું જાય છે. અને અભ્યાસની તીવ્રતાને અનુરૂપ એ સિદ્ધાવસ્થાને પામતુ જાય છે. સામાન્ય રીતે અહીંથી યોગની ક્રિયાત્મકતાની શરુઆત થાય છે. યમનિયમોમાં મુખ્યતે વિચારાત્મકતા હોય છે. આસન વગેરેમાં શારીરિક ક્રિયા વગેરે હોય છે. અને વિચારાત્મકતા ક્રિયાત્મકતા ઉપર અંકુશ રાખતી હોય છે. આથી આચારનું પણ મૂળ છે દૃઢતમ પ્રેરક વિચાર. ॥૪૭॥

તો શંકા એ છે કે કેમ જાણવુ આપણને આસન સિદ્ધ થઈ ચૂક્યું છે? સમાધાન આપતાં ભગવાન પતંજલિ કહે છે—

ततो द्वंद्वानभिघातः ॥४८॥

ततः=તેનાથી–સિદ્ધિ પામેલા આસનથી આ સિદ્ધાસની ભગવાન દેવીને द्वंद्वानभिघातः=ટાઢ તડકો વગેરે દ્વંદ્વોથી શરીર પ્રાણ વગેરેની પીડાના કારણરૂપ પ્રતિકૂળ સંબંધ થતો નથી.

માટે એક અનિવાર્ય અગત્યની કળા છે। માટે ભાગે આપણે બધાય વિષ-માસનનો જ અભ્યાસ કરીએ છીએ. અને પરિણામે અનેક રોગોના અણજાણ્યે ભોગ બનીએ છીએ. રોગોના ભોગ ન બનીએ તોપણ નીરોગિતાનો જે સ્વસ્થ આનન્દ તે આનન્દથી વંચિત રહીએ છીએ. "समकायशिरोग्रीवं" કેટલા બેસે છે? આથી નાનપણથી જ બેસતાં શીખવવું જોઇએ. આપણી નિશાળો અને કૉલેજોમા પણ અને કયાયે બેસવાની કળા વિષે કેવળ દુર્લક્ષ્ય જોવામા આવે છે. આગળ વધીને કહીએ તો આખી માનવજાતે એ બરોબર શીખવાની જરૂર છે। એના સિવાય કેળવણી અધૂરી છે। એક આસને ઓછામા ઓછું સ્થિરતાથી ત્રણેક કલાક તો બેસાવું જોઇએ. તો જ એ સિદ્ધ થએલુ ગણાય। વળી એ ત્રણ કલાકમાં એ આસન આપણને કશું પીડાકારી ન હોવું ઘરે, પણ સુખદાયી હોવું રહ્યું. યોગના અંગ તરીકે ગણાય એવાં આસનોનો સાર્વત્રિક પ્રચાર ખૂબ જરૂરી છે। પ્રજાના સ્વાસ્થ્ય માટે, કળાપ્રેમ માટે, ઉચ્ચતમ જીવનની ઝાંખી મેળવવા માટે, સ્વભાવ ઉપર વિજય મેળવવા માટે, છેવટે કાંઇ નહીં તો મૌએ અંગત લાભ મેળવવા માટે પણ આસન જય મેળવવો રહ્યો. આસન જય તો આત્મકૃપા છે. ॥૪૬॥

તો એ આસન ઉપર વિજય મેળવાય કેવી રીતે? આસનસિદ્ધિ થાય કેવી રીતે? ઉપાય દર્શાવતાં ભગવાન પતંજલિ કહે છે:-

प्रयत्नशैथिल्य अनन्तसमापत्तिभ्याम् ॥ ४७ ॥

**प्रयत्नशैथिल्य०**=સ્વાભાવિક ચેષ્ટા એટલે પ્રયત્ન. અને એ ચેષ્ટા અંગકંપનું કારણ હોઇને યોગાસનનું વિઘાતક છે. તો એ સ્વાભાવિક ચેષ્ટાની શિથિલતાથી-એને શિથિલ કરવાથી તથા **अनन्त०**=સ્વયંસિદ્ધ આસનવાળા અનન્તમાં એટલે પશુ-પક્ષી-સર્પ વગેરે પ્રાણીની બેસવાની રીતમાં તન્મય થવાથી આસન સિદ્ધ થાય છે.

અર્થાત્ આસન ઉપર વિજય મેળવવાના બે ઉપાયો છે. અને એ બન્ને ઉપાયોનું એકીવખતે આચરણ કરવું જોઇએ. પ્રયત્નની શિથિલતા અને અનન્તમાં સમાપત્તિ. પ્રયત્નની શિથિલતા એટલે કે આજ સુધી જે રીતે બેસતા હતા તે બેસવાની રીતને શિથિલ કરવી તે. આજ સુધી-જે વાંકા વળીને બેસતા હોઈએ તો તે રીતને હવે પછી-યોગ સાધનમાં-મંદ કરવી અર્થાત્ જ આજ સુધીની બેસવાની યોગવિઘાતક ટેવને છોડવાનો સહૃદય પ્રયાન એટલે પૂર્વ-પ્રયત્નની શિથિલતા. ટેવમાત્ર ચીકણી હોઇને વહેલી વહેલી રીતની નથી. જબરી હોઇને વહેલી વહેલી દુબળી થતી નથી. સહજ પણ

ગએલી હોઇને પોતાનાથી વિરોધી ટેવને પગદંડો જમાવવા દેતી નથી, અને પરિણામે ટેવનો ત્યાગ મુસ્કેલ બને છે. આજ સુધીની આપણી બેસવાની રીત પણ ટેવ જ છે. આથી એની સામે દૃઢતાથી બળવો કરવો, યોગાસનેજ બેસવાનો અડોલ નિશ્ચય કરવો. ખૂબ આકરુ લાગે, શરીર ફુગ્ફુટ થાય, મન કાલાવાલા કરે, વલોવી નાંખે તો પણ નિશ્ચયની દૃઢતા દાખવી, ધીરજની અતૂટતા રાખી, યોગાસને બેસવાની જ તમના રાખવી એનું નામ પ્રયત્ન શૈથિલ્ય છે. શરુઆતમાં તો માણસ કાયર અને બેજાર થઈ જવાનો સંભવ છે. પણ યોગમાર્ગે કાયરનું કામ જ નથી. સ્વભાવ ઉપર વિજય મેળવવા નીકળનાર ફરિયાદી હોય જ નહીં. આત્માનું સાચુ શૌર્ય અહીં જ કસોટી ઉપર ચઢે છે.

આ ઉપરાંત સાથે સાથે જ યોગાસન વાળી મનને અનન્તમાં એકાગ્ર કરવું. અહીં અનન્ત શબ્દ પારિભાષિક છે. અનન્ત એટલે શેષનાગ. શેષનાગ જે દૃઢતાથી સિદ્ધ આસને બેસે તેમા મનને એકાગ્ર કરવાની કોશીષ કરવી. આ તો દાખલો માત્ર છે. તેજ રીતે બુદ્ધ ભગવાન, કે પશુ, પક્ષી વગેરે અનેક પ્રકારનાં પ્રાણીઓની બેસવાની રીત ઉપર મનને એકાગ્ર કરવાથી આસન સિદ્ધ થાય છે. રહસ્ય એ છે કે મનને ધ્યેયાનુકૂળ દિશામાં પરોવવું. એક બાજુ આગલી રીતને શિથિલ કરતા જવું અને બીજી બાજુ મનને બુદ્ધ ભગવાનની બેસવાની રીત વગેરેમાં ડુબાડવું. મનજ છેવટે તો તોફાન કરે છે ને? આથી મનને ધીરે ધીરે ઉદાત્ત વિષયમાં પરોવતા રહેવું. એમ કરતાં કરતાં થોડા જ દિવસમાં આસન સરળ થતું જાય છે. અને અભ્યાસની તીવ્રતાને અનુરૂપ એ સિદ્ધાવસ્થાને પામતું જાય છે. સામાન્ય રીતે અહીંથી યોગની ક્રિયાત્મકતાની શરુઆત થાય છે. યમનિયમોમાં મુખ્યત્વે વિચારાત્મકતા હોય છે. આસન વગેરેમાં શારીરિક ક્રિયા વગેરે હોય છે. અને વિચારાત્મકતા ક્રિયાત્મકના ઉપર અંકુશ રાખતી હોય છે. આથી આચારનું પણ મૂળ છે દૃઢતમ પ્રેરક વિચાર. ॥૪૭॥

તો શંકા એ છે કે કેમ જાણવું આપણને આસન સિદ્ધ થઇ ચૂક્યું છે? સમાધાન આપતાં ભગવાન પતંજલિ કહે છે.—

### ततो द्वंद्वानभिघातः ॥४८॥

ततः=તેનાથી–સિદ્ધિ પામેલા આસનથી આ સિદ્ધાસની ભગવાન યોગીને द्वंद्वानभिघातः=ટાઢ તડકો વગેરે દ્વંદ્વોથી શરીર પ્રાણ વગેરેની પીડાના કારણરૂપ પ્રતિકૂળ સંબંધ થતો નથી.

અર્થાત્ આસનજયનાં ત્રણ ચિહ્નો જાણવાં. એક તો દીર્ઘકાળ નિશ્ચલતા, બીજું સુખદાયિતા ત્રીજું દ્વંદ્વોના દુઃખદાયી સંબંધનો અભાવ. આગલાં બે થયા સિવાય ત્રીજું સિદ્ધ થતું નથી. આથી આસનજયીને ટાઢ કે તડકો, શરદી કે ગરમી, ભૂખ કે તરસ વગેરે જોડાંઓનો દુઃખદાયી સંબંધ થતો નથી. એટલે કે આસન ઉપર વિજય મેળવે તેના ઉપર દ્વંદ્વોનો પ્રભાવ પડતો નથી. દ્વંદ્વોને જીરવી નાંખવાની એનામાં તાકાત આવે છે. ટાઢ તડકો વગેરે દ્વંદ્વો સામાન્યને તો અધિકમાત્રામાં આવતાં મ્હાત કરી નાંખે, આસનજયીને નહીં એજ સ્વસ્થતાનું લક્ષણ છે। શીયાળામાં ટાઢાં પાણીથી એને કંપારી પણ ન થાય। ગ્રીષ્મના ધામે એ અકળાય નહીં। શરદીએ એને કફ ન થાય। ગરમીએ પિત્ત ન ઉછળે। ભૂખે એ બ્હાવરો ન બને. તરસે એ તફડે નહીં। આમ આસન-વિજયથી અનાયાસે શરીર ધર્મો એટલે કે શરીરની ઘટક ત્રિધાતુ-કફ-વાત પિત્ત ઉપર વિજયી થાય છે. પ્રાણધર્મો એટલે કે ભૂખ તરસ વગેરે ઉપર જય મેળવે છે। અને આ તે જેવું તેવું ફળ છે। જેની નાડી કદી વૈદ્ય જુવે એવો પ્રસંગ જ ન આવે તે ધન્ય જીવ છે। અને આમ આરોગ્ય કેવળ મફતમાં મળે છે!–માનવે મેળવવું હોય તો! પણ કોણ જાણે કેમ-પણ મફતનું એને આરોગ્ય તેટલુ સદતું નથી જ। આ દૃષ્ટિએ આસનની કળા સાર્વત્રિક થવી જોઈએ। આપણે એવી આશા સાથે આજે તો વિરમીએ।

લિ૦ **ભાઈના હેતવંદન.**

---

## (૭૯)

**પ્રિય ભાઈશ્રી,**

એક જ દિવસ એકભુક્તાપણાનો લાભ લઈ શકાયો. આજે તો પાછું હતું તેનું તેજ થઇ ઊભું છે. રાતે ૧૦–૩૦ ના સુમારે જ લખવા બેસાય છે. માણસની કલ્પનાઓ, અને યોજનાઓ, મનોભાવો અને મનોરથો–કાચના જેટલા કે તેથી પણ વધુ બરડ છે। ગમે ત્યારે એ બધાંય ચગદાઇ જાય। ભાંગી પડે। અને સ્તબ્ધ થઇને આપણે એ જોયા કરવાનું। **कालः काल्या भुवनफलके क्रीडति प्राणिशारैः**–એ કવિનાં [illegible]

ગઇ કાલે આપણે આસન વિચાર પૂરો કર્યો. આસનની કળા તો આ દેશમાં ખૂબ ખીલેલી છે. ૮૪ પ્રકારના આસનોની શોધ અહીં થઇ છે. તે બધાંય એક અગર તો બીજી રીતે ઉપયોગી છે. પણ અહીં પ્રકરણ પૂરતુ એ ધ્યાન રહો કે આપણને તો યોગને અનુકૂળ થાય એવુ આસન જ જરૂરી છે. કસરતનું રૂપ ધારણ કરે એ આસન આરોગ્યની દૃષ્ટિએ સ્વીકાર્ય છેજ. પણ આપણા ધ્યેયનુ વિસ્મરણ ન હોવુ ઘટે આસન મુખ્ય નથી, સમાધિ મુખ્ય છે. અને આથી સમાધિને ભોગે મળેલુ આસન નકામુ છે. આથી યોગને ઉપયોગી એવુ શાસ્ત્રોક્ત આસન જ ગ્રાહ્ય છે. એક બીજી વાત યોગના આ ક્રિયાત્મક સ્વરૂપની મૂળ ધ્યેયને અનિષ્ટ એવી વિકૃતિઓ પણ ઘણી થઇ છે. પાતંજલ યોગ હઠયોગને ખૂબ ઓછો સ્વીકારે છે. આથી આસન અને પ્રાણાયામ કેવળ હઠયોગનુ રૂપ ધારણ કરીને જ ન અટકે એ જોવું જરૂરી છે. સૌમ્ય હઠયોગને જીવનમા જરૂર યોગ્ય સ્થાન છેજ. પણ હઠયોગ એક જ જીવનધ્યેય થઇ બેસે ત્યારે તે દુરુપયોગ થયો કહેવાય એ દ્વારા સિદ્ધિના કક્ષમાં સરકી પડી, ખૂચી બેસવાનો સંભવ છે, અને જીવનતું મુખ્ય ધ્યેય–આત્મદર્શન–વિસરાઇ જવાની શક્યતા છે. આથી આસન અને પ્રાણાયામ પણ યોગાગ જ છે–હોવા જોઇએ એટલે જ કે એટલોજ યોગ પ્રયાસ ન થભવો ઘટે. આ ઉપરાંત મન જ્યારે હઠયોગપ્રિય થઇ બેસે છે ત્યારે દેહાધ્યાસની વૃદ્ધિ જ તેનુ પરિણામ આવે છે. અને સિદ્ધિના ચમત્કારો ભોળી માનવ જાતને ઠગવાની જ વૃત્તિ પ્રધાન થઇ જાય છે. આથી અહીં–આસન અને પ્રાણાયામના પ્રકરણમા આટલો ચેતવણીનો સૂર પૂરવો આવશ્યક લાગે છે. યોગના આપણા અત્યારસુધી કરેલા અર્થને પોષે, તદુરસ્ત રાખે, વિકાસ કરી આપે એટલા પ્રમાણમા હઠયોગ આદરણીય છે.

આસન પછીનુ જે અગ છે તે પ્રાણાયામ. હવે પછીના પાચ સૂત્રોમા ભગવાન પતંજલિ પ્રાણાયામનો વિષય ચર્ચશે એ વિષય શરુ કરીએ તે પહેલા બીજી પણ એક બે પ્રકરણ સાથે સંબંધ ધરાવતી વાતોનો ઉલ્લેખ જરૂરી છે. આપણા દેશમાં પ્રાણાયામ ઉપર તો મોટાં શાસ્ત્રો રચાયા છે વળી એ વિષય પણ ખૂબ શાસ્ત્રીય છે, રહસ્યોથી ભરપૂર છે. આથી વગર સમજે એનું આચરણ કરવા મંડી પડવુ નુકસાનકારક નીવડવા સંભવ છે. તેમાંય પ્રાણાયામનો વિષય ગુરુગમ્ય છે એ વિષયના અનુભવી જાણકારની સીધી દેખરેખ નીચે એના બોધપાઠ લેવા યોગ્ય છે આથી પ્રાણાયામનો અભ્યાસી યમનિયમ–ખાસ કરીને આહારવિહાર ઉપર ચીવટપૂર્વક ધ્યાન આપનારો હોવો જોઇએ. આસન વિજય કરીને જ પ્રાણાયામ શરુ કરે. અગર તો બન્નેનો સાથે અભ્યાસ પણ

એક જ પ્રયત્ને અભાવ થઈ જાય છે. કુંભક નામ પણ રેચક અને પૂરક નામની પેરે સાર્થક છે. કુંભ-ઘડામાં રહેલું પાણી જેમ નિશ્ચલપણે રહે તેમ આ પ્રાણાયામમાં દેહમાં રહેલો વાયુ સ્તંભિત થઇ જાય છે-એકી વખતે સ્તંભિત થઇ જાય છે!

આ ત્રિવિધ પ્રાણાયામની દેશ કાળ અને સંખ્યાથી રોજબરોજના અભ્યાસે પરીક્ષા કરવાથી તે દીર્ઘ અને સૂક્ષ્મ થતો જાય છે. દેશ, કાળ અને સંખ્યા એ ત્રણ શબ્દો પણ અહીં પારિભાષિક છે.

પ્રાણના વર્તનનો-હીલચાલનો જે પ્રદેશ તે દેશ કહેવાય છે. રેચક પ્રાણાયામમાં બહારનો દેશ જોવાનો હોય છે. પૂરકમાં અંદરનો પ્રદેશ જોવાનો હોય છે. નાકનાં ટેરવાંથી બાર આંગળ બહાર અને ડૂંટી સુધી અંદર પ્રાણની સ્વાભાવિક ગતિ હોય છે. એટલે કે સ્વસ્થ માણસનો પ્રશ્વાસ બહાર નાકનાં ટેરવાંથી આગળ બાર આંગળ સુધી હોય છે. અંદર નાભિ સુધી હોય છે. પ્રાણના અંદર બહાર સંચારનો આ સ્વાભાવિક પ્રદેશ અભ્યાસ બળે વધી શકે છે. જેમ જેમ અભ્યાસ વધતો જાય છે તેમ તેમ આ ગતિનો દેશ પણ વધતો જાય છે. બહાર વધી વધીને તે ૩૬ આંગળ સુધી જાય છે. અંદર પગનાં તળીઆથી માંડીને તે મસ્તક સુધી જાય છે. બહારની ગતિની પરીક્ષા નાકના અગ્રભાગ આગળ રૂનો રેસો ધરવાથી થઇ શકે છે. અંદરના દેશમાં ગતિની પરીક્ષા પ્રાણના સ્પર્શે-આંતર સ્પર્શે થાય છે. અંદર પ્રાણનો જ્યારે પ્રાણાયામદ્વારા સંચાર થાય છે ત્યારે શરીર ઉપર ચાલતી કીડીનો જેવો સ્પર્શ હોય તેવો અંદર સ્પર્શ સમજાય છે. એ સ્પર્શ ઉપરથી પ્રાણની અંદરની ગતિની લંબાઇનો અંદાજ નીકળી શકે છે. અર્થાત્ રેચક પ્રાણાયામનો દેશ રૂના રેસાથી નક્કી થાય. પૂરક પ્રાણાયામનો દેશ કીડીના જેવા આંતર સ્પર્શથી નક્કી થાય. અને કુંભકનો તો રેચક પૂરકનો સમુચ્ચિત દેશ તેજ દેશ છે. કેમકે બન્ને ઠેકાણે પ્રાણનો તેમાં વિલય હોય છે. અને કુંભકની પરીક્ષા પૂરક રેચકથી વિપરીત રીતે થાય. બહાર નાસિકાગ્રે રાખેલો રૂનો રેસો તે વેળા હાલે પણ નહીં-અંદર કીડીના જેવો સ્પર્શ થાય પણ નહીં ત્યારે કુંભક જાણવો.

આ તો થયો પ્રાણનો આયામ-એટલે કે અભ્યાસ બળે પ્રાણની લંબાઈ! તેજ પ્રમાણે કાળથી પણ એની પરીક્ષા કરવી ઘટે. આંખની પલક પડે તેટલા વખતના ¼ ભાગને ક્ષણ કહેવામાં આવે છે. અગર તો ઘડીઆળમાં જે ક્ષણનો કાંટો હોય તે જેટલો વખત બતાવે તે ક્ષણ કહેવાય તો અંદર

બહાર પ્રાણાયામ કેટલો વખત સુધી ટકાવી શકાય તે ઘડીઆળ ઉપરથી એટલે કે ક્ષણની ગણત્રી ઉપરથી નક્કી થાય! આમ ક્ષણોની ઇયત્તા—ગણત્રીને કાલ કહેવામાં આવે છે. આટલી ક્ષણ પ્રાણાયામ થયો એ ઘડીઆળ ઉપરથી નક્કી કરવું રહે છે.

વળી કેટલી વખત આપણે પ્રાણાયામ કર્યો તેને સંખ્યા કહેવામાં આવે છે. સ્વસ્થ પુરુષને એક વખત શ્વાસ પ્રશ્વાસ લેવામાં જેટલો વખત જાય તેટલા વખતને યોગશાસ્ત્રમાં માત્રા કહેવામા આવે છે. આ ઉદ્‌ઘાત એ પ્રાણાયામનો સ્થૈર્યકાળ છે. બાર માત્રાત્મક પ્રાણાયામને તીવ્ર કહેવામાં આવે છે. આવી માત્રાત્મક સખ્યા—ગણત્રીને સંખ્યા કહે છે.

આમ પૂરક, રેચક અને કુંભક પ્રાણાયામની દેશ કાલ અને સખ્યાદ્વારા રોજબરોજ અભ્યાસદ્વારા પરીક્ષા કરવાથી પ્રાણાયામ દીર્ઘ અને સૂક્ષ્મ થાય છે. અર્થાત્ દિવસ, પક્ષ, માસ વગેરેના ક્રમે રોજબરોજ અભ્યાસ કરવાથી એનો દેશ અને કાળ અને સંખ્યામા એ વધતો જાય છે. દેશકાળ સંખ્યામાં એની વ્યાપકતા એજ એની દીર્ઘતા કહેવાય છે. અર્થાત્ જેમ જેમ અભ્યાસ વધે છે તેમ પ્રાણાયામની ગતિનો પ્રદેશ ૧૨-૨૪-૩૬ આંગળ સુધી બહાર અને પાદતલથી માંડીને તે મસ્તક પર્યન્ત અંદર વધતો જાય છે. એની ક્ષણો પણ અભ્યાસે વધતી જાય છે. અને છેવટે તે ખૂબ સૂક્ષ્મતાની એટલે કે પરિપૂર્ણતાની અવધિ ઉપર પહોચે છે. એની પરિપૂર્ણતા ખૂબ નિપુણતાને અભ્યાસની પટુતાને અધીન છે. અને આથી જ એને સૂક્ષ્મ એટલે કે પરમ કુશળથી જ સમજાય—અનુભવાય એમ કહે છે.

આ વિષય ઉપર કહ્યું છે તેમ ક્રિયાત્મક છે અને આથી એના વર્ણન કરતાં આચાર ભૂમિકાએ જ એ પૂરો સમજાય એમ છે. હવે ૧૨-૩૦ નો સુમાર થયો છે. એટલે આગળનાં સૂત્ર પ્રભુકૃપાએ હવે પછી જોઇશું. એજ

લિ૦ ભાઇના હેતવંદન.

# (૮૦)

પ્રિય ભાઈશ્રી,

આજે તો વરસે જેમ દિવાળી આવે તેમ લાંબે ગાળે તમારો પત્ર આવ્યો! કાગળની કિંમત જે ત્રણ કે આઠ પૈસા આંકે છે, તે કેટલો જડ હોવો જોઈએ! કાગળ કાગળ નથી, હૃદયગ્રાહક છે! કાગળ જાતે મૂગો છતાં બહુબોલો છે! કાગળે કેટલા હૈયાં રોજ ખીલતાં હશે? કેટલાં હૈયાં કરમાતાં પણ હશે! જે હોય તે, જેના ઉપર આપણને સ્નેહ હોય તેનો તો પત્ર આવે તો પણ હૈયામાં દિવાળી થઈ રહે! સાચે જ અણુબૉંબનો શોધનાર માનવનો મહાશત્રુ છે તો કાગળની કળાનો શોધનાર માનવનો મહામિત્ર છે! અહીં તો હવે એ ટેવ પડી ગઇ છે કે જો કોઇ દિવસ કોઇનો પણ કાગળ ન આવે તો દિવસ જાણે બગડી જાય છે! હૃદય દૂભાઈ જાય છે! વેપાર તો કશો નથી–પણ ટપાલની તો રોજ પ્રતીક્ષા થઇ જ જાય છે! ટપાલ ખાતાંએ રવિવારની રજા પાડીને હજારોના મનને દૂભવવાનું નિમિત્ત આપ્યું છે–જો કે ન્યાયી રીતે જોતાં તો ટપાલખાતાંને પણ અઠવાડીએ એક પૂરી રજા મળવી તો જોઇએ જ! છતાં સૌ પોતાની નજરે જ જુએ ને! બસ. પારકાની દૃષ્ટિએ જોતાં શીખાય તો ઘણી પ્રગતિ થાય! પણ 'હું' ને છોડીને ભાગ્યેજ જવાય છે! 'હું' ના જેટલું આકર્ષક કે સ્વસંરક્ષક સ્વચિન્તક કોઇ જ પદાર્થ નથી! કોનો વાંક કાઢીએ? અસ્તુ.

ગઇ કાલે રેચક, પુરક, કુંભક પ્રાણાયામની ચર્ચા કરી–પ્રાણાયામ અભ્યાસબળે દીર્ઘ અને સૂક્ષ્મ થાય છે એ પણ જોઇ ગયા! પ્રાણાયામની વિદ્યા ભારતની અનોખી વિદ્યા છે. એ શાસ્ત્રની શોધ અને વિકાસનું મુખ્ય માન ભારતીય પ્રતિભાને ફાળે જ જાય છે! અતિશય ચંચળ મનને શીઘ્ર કાબૂમાં આણવાનું એ સ્વાધીન છે! **प्राणबन्धनं हि सौम्य! मनः–** પ્રાણને તાંતણે મન બંધાએલું રહે છે. આથી પ્રાણવિજયમાં મનોવિજય રહેલો છે. અને મનોવિજય થતાં યોગ આઘો રહેતો નથી. આથી પ્રાણાયામને અને આસનને ભારતીય જીવનની દિનચર્યામાં સ્થાન મળેલું છે. "**आचम्य प्राणानायम्य**" થીજ હિન્દુઓની તમામ ધાર્મિક વગેરે ક્રિયાઓની શરુઆત થાય છે! આથી આ વિદ્યાનું પુનઃસંસ્કરણ, પુનરુજ્જીવન, પુનઃ ઘેર ઘેર પ્રચાર થવાની જરૂર છે! પશ્ચિમી સંસ્કૃતિના સંગે અને વિવેકી અસ્મિતાના વિસ્મરણે આપણે ભાન ભૂલ્યા છીએ. પ્રજાના સ્વાસ્થ્ય પાછળ લખલૂંટ ખર્ચ કરીએ છીએ. મફતના અને સૌની પહોંચમાં આવી શકે એવા અને કેવળ સ્વાધીન,

ફક્ત ઇચ્છાને અધીન એવા ઉપાયોને હસી કાઢીએ છીએ. 'પ્રાચીન' કહી અનાદર કરીએ છીએ. પ્રાણાયામ જો માનવ જાતિ સ્વીકારે તો હોસ્પીટલોની કયાંયે જરૂર ન રહે. શારીરિક અને માનસિક આરોગ્ય મફતમાં મળે દીર્ઘજીવી થાય. અપૂર્વ શક્તિ મળે. અમરતુ ઘડપણ ન આવે. આપણા કેળવણી-ખાતાંને અને સમાજ વિધાતાઓને આ કેમ નહીં સુઝતું હોય? જેમને સુઝે છે તેમનો કયાંયે અવાજ નથી. જેમનો અવાજ છે તેમને આની સુઝ ભાગ્યે જ હોય છે! આખી માનવજાતિની વાત કોરે મૂકીએ તો પણ જો ભારતીય કેળવણીખાતું શાળા અને કોલેજમાં સૌને માટે આસન અને પ્રાણાયામ ફરજીઆત કરે તો પ્રજાજીવનમાં ભાવિમાં ભારે ઇષ્ટ ક્રાંતિ આવે! ભારતની નવયુવાનીએ પ્રાણાયામની સાધના કરવા જેવી છે! લશ્કરી કેળવણી કે શારીરિક તાલીમના જંગલી ગણાય એવા પ્રયોગોમાં યુવાનીની શક્તિ વેડફી નાંખવા કરતાં આવા જીવનશોધક, પોષક, વર્ધક, પ્રયોગોમાં શક્તિ કેન્દ્રિત થાય તો તેટલી જ મહેનતને ભારે લાભ થાય! આ વિધાન કદાચ આજે હાસ્યજનક પણ લાગશે. જૂનવાણી પણ જણાશે. પણ તેની ઓછી દરકાર હોવી ઘટે. કેમકે સત્ય કદી જૂનું નથી. અને જૂઠ કદી નક્કર નથી! પ્રાણાયામની શાળાઓ નીકળવી જોઇએ. જુવાનીને કુદરતી સંયમ તરફ વાળવી જોઇએ. અને તે બધાં માટે સત્તાધારી પાસે દર્શન જોઇએ. દર્શનને વફાદારીથી વળગી તેનો અમલ કરવા કરાવવાની ચીવટ, તમન્ના અને દૃઢતા જોઇએ. વળી આસન અને પ્રાણાયામના અભ્યાસ માટે જાતભાતના વિધિનિષેધ નથી. હિન્દુ-મુસલમાન, પારસી, જૈન, ખ્રીસ્તી અને બધાં-આબાલ સ્ત્રી વૃદ્ધ-બધાં એનો એકસરખો લાભ ઉઠાવી શકે છે. જૂનું પણ સાચું હોય તો તે કોઈપણ યુગમાં સ્વીકાર્ય હોવું ઘટે. અસ્તુ.

ગઈ કાલે ત્રણ પ્રાણાયામોનું લક્ષણ સ્વરૂપ વગેરે જોયું. ચોથો પ્રાણાયામ તે કેવળ કુંભક પ્રાણાયામ છે. તેનું લક્ષણ આપતાં ભગવાન પતંજલિ કહે છે.—

वाह्याभ्यन्तरविषयाक्षेपी चतुर्थः ॥ ५१ ॥

वाह्याभ्यन्तर०=બાહ્ય અને આભ્યન્તર વિષયને દૂર ફેંકી દેનારો

चतुर्थः=ચોથો-કેવલકુંભક નામનો પ્રાણાયામ છે.

અર્થાત્ ચોથો પ્રાણાયામ તે કેવલકુંભક પ્રાણાયામ. સૂત્રમાંનો વિષય શબ્દ દેશનો વાચક છે. એ ઉપરથી કાલ અને સંખ્યાની પણ અહીં ગણના કરી લેવી રહે છે. બાહ્ય વિષય એટલે રેચક પ્રાણાયામ. આભ્યન્તર વિષય

એટલે પૂરક પ્રાણાયામ. આક્ષેપ એટલે અતિક્રમ. ઓળંગી જવું તે. અર્થાત્ આ પ્રાણાયામ બાહ્ય અને આભ્યન્તર વિષયનો આક્ષેપ કરે છે–એટલે કે તેને ઓળંગીને થાય છે એટલે કે તે એની તેમાં જરૂર રહેતી નથી. અર્થાત પૂરક અને રેચક પ્રાણાયામ કર્યા વિનાજ, કોઈ કાર્યવિશેષમાં મનની તત્પરતાને લઈને પોતાની મેળેજ ધીરે ધીરે આ પ્રાણાયામ સિધ્ધ થાય છે. આપણા દૈનંદિન અનુભવમાં પણ આ સિધ્ધાંત આવે છે. કોઇ કાર્યવિશેષમાં જ્યારે આપણે ખૂબ તત્પર થઇ જઇએ છીએ ત્યારે આપણા શ્વાસપ્રશ્વાસની ગતિ એટલી તો મંદ થઇ જાય છે કે જાણે તે ચાલતા જ નથી! અને તે વેળા શરીર વગેરેના અસ્તિત્વનો પણ આપણને ખ્યાલ હોતો નથી! બસ. આજ અવસ્થા પણ જ્ઞાનપૂર્વક અને પદ્ધતિસરની લાંબો વખત મેળવીએ–અભ્યાસથી સિદ્ધ કરીએ તો કેવલકુંભક પ્રાણાયામ થઇ શકે છે.

કુંભક અને કેવલકુંભકમાં ફેર એટલો છે તેમાં કુંભકમાં રેચક પૂરકની અપેક્ષા રહે છે. તેમાં એક વેળાના પ્રયત્નથી પ્રાણગતિનો અભાવ શરુ થાય છે. કેવલકુંભક એનાથી ઉલટો છે. એમાં રેચક પૂરકની જરૂર રહેતી નથી. વારંવાર પ્રયત્ને તે તે ભૂમિકાના જયના ક્રમે તે સ્વયં ઉપજે છે! દેશ, કાળ અને સંખ્યાદ્વારા પરીક્ષા તો બન્નેમાં સમાનજ છે! વળી રેચક, પૂરક અને કુંભક નામના ત્રણ પ્રાણાયામો નિદ્રાતન્દ્રા વગેરે વાળાઓને થાય છે. જ્યારે કેવળ કુંભક પ્રાણાયામ નિદ્રાતન્દ્રા વગેરેથી રહિતને સિદ્ધ થાય છે. બસ. આ કેવળકુંભક પ્રાણાયામ 'ધારણા' નામના આગળ આવનારાં યોગાંગને ઉપજાવનારો થાય છે. આ ઠેકાણે પ્રાણાયામના પ્રકાર લક્ષણ–સ્વરૂપ વગેરેનું વિવેચન પૂરું થાય છે, પ્રભુકૃપાએ હવે કાલે એના ફળનું વિવેચન જોઇશું, બસ તો...

લિ૦ ભાઈના હેતવંદન.

---

## (૮૧)

પ્રિય ભાઈશ્રી,

આજનો દિવસ મંગળમય છે. આજે ગુરુપૂર્ણિમા છે. વિદ્યાપ્રેમી માટે ગુરુપૂર્ણિમાનો દિવસ પ્રાગપૂજનનો દિવસ છે. કૃતજ્ઞતા પ્રદર્શનનો દિવસ છે. ઋણસ્વીકારનો દિવસ છે. પ્રાચીન ભારતને માટે આ દિવસ મહોત્સવનો

દિવસ હતો. આજે પણ હોવો જોઈએ. કેમકે વિદ્યા કદી વાસી થતી નથી. અને સાચી વિદ્યાનો દાતા તો ઇશ્વરનો જ અવતાર છે. જે અજ્ઞાનનું આંધળું અંધારું ઉલેચે તેના ઋણમાંથી કેવી રીતે મુક્ત થવાય? અને આથી જ ગુરુપૂજન દરેક કૃતજ્ઞ શિષ્ય માટે મહિમામય પ્રસંગ છે સાંસ્કારિક નિરક્ષરતા નિવારવાના પ્રજાવ્યાપી પ્રયાસનો પ્રારંભ દિન તે વ્યાસપૂજન. જે પ્રજામાં વિદ્વાન, કર્મણ્ય, સદાચારી, નિઃસ્પૃહ, ઇશ્વરની સેવાભાવી અને આંતર સંન્યાસી જીવોની સંખ્યા વધુ હોય તેની સાંસ્કારિક કૃચ અણરોક આગળ ધપે છે. પૂર્વ સમાજ વિધાતાઓએ જન્મેલા માત્રને અક્ષરજ્ઞાન આપવાનો પ્રયોગ નહોતો આદર્યો. જો કે જન્મેલા માત્રને માટે ભણતરના દ્વાર ઉઘાડાં રાખ્યાં હતાં. પણ જન્મેલ માત્ર સાંસ્કારિક કેળવણીથી વંચિત ન રહે-અને એજ છેવટે ઉપયોગી છે-એ માટે ભવ્ય પ્રયત્નો અને યોજનાઓ તેણે કરી છે. અને પ્રવર્તાવી છે. એ યોજનાઓનો સામુદાયિક અમલ એકીવખતે આખાય દેશમાં થાય તે માટે ગુરુપૂર્ણિમા એટલે કે વ્યાસપૂજનનું પર્વ યોજ્યું છે. મૂઠી અનાજ બદલે આખો દેશ સાચી કેળવણી પામતો-સંસ્કારી થતો અને રહેતો-અને એ બધુય વગર પૈસે! બુદ્ધિ તે આપણી કે પૂર્વજોની? પૂર્વજો પાસે લેવા જેવું હોય તે લેવું ઘટે. ગુરુપૂર્ણિમા અને એ દિવસથી આરંભ થતો પ્રજાશિક્ષણનો યોગ સાચે જ આપણી પ્રાચીન નેતાગિરિનો મહાવિજય હતો. આજે એ હો એમ ઇચ્છીએ. તો ગુરુવંદના કરી વિષય ઉપર આવીએ.

ઠીક તો કેવી રીતે જાણવું કે પ્રાણાયામ હવે સિદ્ધ થઈ ચૂક્યો છે? એની કસોટી દર્શાવતાં ભગવાન પતંજલિ કહે છે —

**ततः क्षीयते प्रकाशावरणम् ॥५२॥**

**ततः**=સિદ્ધ દશાએ પહોચેલા ચાર પ્રકારના પ્રાણાયામથી **प्रकाशावरणं**= બુદ્ધિસત્વના પ્રકાશનો એટલે કે વિવેકજ્ઞાનના આવરણ-ઢાંકણ-આચ્છાદન એટલે કે ક્લેશ અને તેને લીધે જન્મતુ પાપ **क्षीयते**=દુર્બલ હોઇને ક્ષીણ-થઇ જાય છે.

અર્થાત્ પ્રાણાયામ જ્યારે સિધ્ધાવસ્થા ઉપર પહોચે ત્યારે ચિત્ત સત્વના પ્રકાશના ઉપરનાં આવરણો ક્ષીણ થઇ જાય છે. ચિત્ત-આપણું મન કે હૃદય કે બુદ્ધિ (અહીં એ બધાય શબ્દો પર્યાયવાચક જ સમજોને.) મૂળમાં સર્વ પ્રકાશન સમર્થ છે. વસ્તુમાત્રને જાણવાની તેનામાં કુદરતી ગતિ છે. પણ એ

જ્ઞાન ઢંકાઇ જાય છે, કલેશોથી અને કલેશોથી ઉપજતાં કર્મોથી એટલે કે રજોગુણ અને તમોગુણનાં વર્તન અને કાર્યોથી સત્ત્વગુણ ઉપર પીછોડી ઓઢાઇ જાય છે. પ્રાણાયામની સિદ્ધાવસ્થા કલેશોને અને તેનાં કાર્યોને ક્ષીણ કરી નાંખે છે. અર્થાત્ વિવેકજ્ઞાનના ઉદ્ઘાટન માટે પ્રાણાયામ એ ઉપાય છે. વિવેકના ઉપર છવાયેલી રાગદ્વેષ વગેરે કલેશોની છારીને પ્રાણાયામ ધોઇ નાંખે છે. અને એ છારી ધોવાતા એને લઇને થતાં જે મલિન કર્મો તે પણ ધોવાઇ જાય છે. ચિત્તસત્ત્વની સહજ સ્વચ્છતા પ્રકટે છે. અને પરિણામે વિવેકજ્ઞાન નિર્બાધ અને અચલ બને છે. સત્ત્વગુણનો ઉભરો ચિત્તને સત્ત્વમય કરે છે. સત્ત્વમય થયેલુ ચિત્ત ત્યારે સમર્થ બને છે. અને સમર્થ થએલું, સત્યસ્નાત થયેલું મન, અસત્યને મ્હાત કરી નાખે છે. એ અસત્યના આગ્રહને દુબળો પાડી સાચના આગ્રહને સબળો કરવો એ પ્રાણાયામનું ફળ છે. આમ પ્રાણાયામદ્વારા યોગીનું સંસાર લાવનાર કર્મ, । પ્રકાશના ઉપર આવરણ લાવનાર કર્મ, દુર્બળ થતું જઇને પરિણામે ક્ષીણ થઇ જાય છે. અને આગળના ચિંતકોનું તો વિધાન છે કે **"तपो न परं प्राणायामात् ततः विशुध्धिः मलानां दिप्तिश्च ज्ञानस्य।"** પ્રાણાયામથી અદકું કોઈ તપ નથી. તેનાથી મલશુદ્ધિ થાય છે અને જ્ઞાનની ચમક વધે છે. આમ માનવ-માત્રને માટે પ્રાણાયામ સુહૃદ છે. સૌ એ વિધાને હસ્તગત કરીએ. તો ? બસ તો. આગળ હવે પ્રભુકૃપાથી કાલે—

લિ૦ ભાઈના હેતનંદન.

---

# ( ૮૨ )

**પરમપ્રિય ભાઈશ્રી,**

ગુરુ પૂર્ણિમાના મંગલમય દિવસથી અહીંની પ્રજાના પ્રભુપ્રેમે શ્રીમદ્-ભાગવતી કથાનો પ્રારંભ થયો છે. ગયે વર્ષે ચાતુર્માસ્યના આજ દિવસોમાં સંતસત્તમ શ્રી શુકદેવની નિરન્તર સંગતિ થઇ હતી! ભાઇ! ભાગવતની કથાના આનન્દનો કોઈ પાર નથી. આજનાં જગતે શ્રીમદ્ ભાગવતનાં મૂલ્યાંકન હજી નથી કર્યાં. એ સમાધિભાષા તરફ જોઇએ તેટલું જગત નથી વળ્યું. એ સનાતન રસગંગામાં જગતે હજી જોઇએ તેટલું સ્નાન નથી કર્યું. કોઇપણ પ્રકારની અત્યુક્તિ સિવાય કહી શકાય કે ઇશ્વરને લગની ભારતીય પ્રતિમા

શ્રીમદ્ ભાગવતમાં પરિપૂર્ણ કળાએ ખીલી છે. એનો સ્વાદ લીધા પછી બીજું બધું ફીક્કુ લાગે છે. તર્કની અનન્ત-દુરન્ત જાળમાં જકડાયેલાં, બુદ્ધિના અતિઝીણા તાંતણામાં બંધાયેલાં, અ તપ્રશ્નોના અનુત્તર વમળોમાં મુંઝાયેલાં જગતમાનસને જો મમર્થ, સ્વસ્થ, પ્રાણવાન અને ગંભીર, રસમયી અને પુનિત શાંતિ જોઈતી હોય તો તેનું એક જ સરનામું છે. અને તે શ્રી શુકયોગી % શ્રીમદ્ ભાગવત! જે જીવો શ્રીમદ્ ભાગવતની " Care of " માં ગયા છે તેઓને માટે "न स पुनरावर्तते-न सपुनरावर्तते" નો શ્રુતિબોલ કૃતાર્થ થઇ જાય છે! પરમાત્માને સાક્ષાત્ જોતા તન્મય જીવોનો પ્રફુલ્લ અને અજર ઉલ્લાસ ક્યાંયે જોવા મળતો હોય તો તે ભાગવતમાં. જીવના જન્મ-જન્મનાં સુકૃતો પાંગરવાનાં હોય, જન્મજન્મની સત્સગતિ ફલિત થવાની હોય, પરમાત્માની નજીકમાં જવાનો જેને પરવાનો મળવાનો હોય, તેને શ્રીમદ્ ભાગવતના રસાસ્વાદનાં ભાગ્ય સાંપડે છે. સમાધિમાં નિત્યવિહારની સહજાવસ્થા પ્રાપ્ત કર્યા પછી જીવને પરમાત્મા વિષે શું કહેવાનું હોય તે સાંભળવું હોય તો ભાગવતના શરણે જવું. અને "रसप्रवाहसंस्थेन श्रीशुकेनेरिता कथा"-એ ભોળા જીવોનું-Exploitation નથી. ગપ્પાંઓને ભોળવવાની વચના નથી. એ સત્યનારાયણનો સત્ય બોલ છે. રસમૂર્તિ પરમાત્માની એ પ્રકટતા છે! શ્રી શુકદેવજીની વાણીગંગામાં મારા જેવા પામરની વાણીગટરને ભળવાનું મળે એ જીવન સૌભાગ્ય છે એમ માનુ છું. અને એ શુકદેવ "योगीन्द्र છે-"सर्वभूतहृदय" છે. "ज्ञानमहाब्धिचन्द्रमाः" છે. 'निर्गुणस्थ' છતાં "हरेर्गुणाक्षिप्तमतिः" છે! આથી યોગમાર્ગે જવા ચાહનારને માટે તો ભગવાન શુકદેવજી જ્યોતિર્ધર છે! ગીતામધુમાં જેમ યોગપત્રાવલિ અને ગીતામનન ક્રમશઃ અપાય છે તેમ શ્રીમદ્ ભાગવત અંગેના દર્શનો આપવાની પણ કામના તો છેજ! ક્યારે એ તો પ્રભુ જાણે! અસ્તુ. એ પરમ ભાગવત યોગીને વંદના કરી આપણા આ ભગવદીય કાર્યનું અનુસંધાન કરીએ.

પ્રાણાયામ જ્યારે સિદ્ધાવસ્થાએ પહોંચે ત્યારે એ હૃદયના રૂંધાએલા પ્રકાશને પ્રકટ કરે છે. પ્રકાશનાં આવરણોનો ભંગ કરે છે. અને અનાવૃત પ્રકાશ માણસને ઉચ્ચતમ દાર્શનિકતાને માટે યોગ્ય બનાવે છે. પ્રાણાયામનો નિત્ય અને દીર્ઘ અભ્યાસ આ ફળ ઉપજાવે છે. આ ઉપરાંત પણ એવું બીજું અને વધારે મહત્વનું ફળ છે. એ ફળનો ઉલ્લેખ કરતાં ભગવાન પતંજલિ કહે છેઃ—

**धारणासु च योग्यता मनसः ॥ ५३ ॥**

**च**=અને આ ઉપરાંત **धारणासु**=આગળ જેનું લક્ષણ કહેવામાં આવનાર છે એવી ધારણાઓમા **मनसः** મનની યોગ્યતા–પાત્રતા પ્રાણાયામ અર્પે છે.

અર્થાત્ પ્રકાશના આવરણભંગ ઉપરાંત સિદ્ધ થયેલ પ્રાણાયામ ધારણા નામના યોગના અંતરંગ માટે મનને યોગ્ય બનાવે છે. પ્રકાશની ઉપરનાં રજોગુણ અને તમોગુણનાં પીછોડા દૂર થતાં, પ્રકાશમય સત્ત્વગુણનો અતૂટ પ્રવાહ વહેતો થાય છે. એ પ્રકાશમાં સુખ પણ હોય છે. એ સુખ · હોય છે. અને સુખની વેદના જ્યાં હોય ત્યા મનની સ્વાભાવિક દોડ થાય છે. પ્રકાશ અને સુખના અનુભવે મન તેવાં સુખની નિરન્તરતા માટે ઝંખે છે. અને અભ્યાસ બળે તેવું સુખ વધતું જાય છે. આથી મન ક્ષણે ક્ષણે હવે તે પ્રકાશ સુખ તરફ સહજપણેજ વહે છે. અને સુખમાં સ્થિર થતું જાય છે. આ સત્ત્વગુણના આલંબનમાં ચિત્તની જે અચલ સ્થિરતા તેજ ધારણા છે। એ ધારણાની પ્રાપ્તિ માટે પ્રાણાયામથી મનની યોગ્યતા વધે છે. જેમ જેમ મનની આ યોગ્યતા વધે છે તેમ તેમ ચિત્તની ચંચલતા ટળતી જાય છે મન અગાધ–અનન્ત અપાર સુખસમુદ્રમાં 'કુંભક પ્રાણાયામ' કરે છે માછલી જેમ પાણીમા તેમ તેવું યોગ્ય થએલું મન રસસમાધિ ડૂબેલું રહે છે. તેમાંથી તેને વ્યુત્થાન પસંદ પડતું નથી. અને અભ્યાસથી આવી જાતના ઉચ્ચતમ સુખ માટે મનની અભિલાષા વધ્યે જાય છે. ક્ષુદ્ર સુખની તરસ છૂટતી જાય છે। ભવ્ય સુખની ગંધ અને સ્વાદ આવતો જાય છે. આમ સ્વાનુભવના અચ્યુત શરણે એવો યોગી હવે આગળ ધપે છે. ધારણા માટે યોગ્યતા વધે છે એમ જ્યારે ભગવાન પતંજલિ કહે છે ત્યારે ટીકડી ઉડાવા માટે ગુલાબજાંબુ આપે છે. આવી ધારણા માટેની યોગ્યતા આવતાં મન ધારેલી વસ્તુમાં–વિચારમાં–ધ્યેયમાં કે આદર્શમાં શરતન્ તન્મય થઇ જાય છે। તેને લક્ષ્યવેધ સિવાય બીજું કાંઇ સૂઝતું નથી. અને લક્ષ્યમાં પણ તેવું મન આરપાર વેધ કર્યેજ જાય છે। અહીંથી આગળ હવે સમાધિનો દેશ. પરમાત્મા આપણને સૌને એ યોગ્યતા અર્પો.

પ્રાણા[illegible] માનવમાત્ર સ્વીકારે તો આખીએ માનવજાતિ આદર્શ અને [illegible] માટે સુયોગ્ય બને. જગતના નેતાઓને છાસવારે આદર્શને માટેની અપીલ કરી કરી ક્ષીણબળ થતું ન પડે. વ્યક્તિને · અમરત્વના માર્ગે મૂકી દે છે. યોગશાસ્ત્રના સિધ્ધાંતો

માનવજાતિના દૈનિક કાર્યક્રમમાં વણી દેવા જેવા છે. કેમકે માનવ એકજ છે. દેશ-કાલ-રીતિ-રીવાજ-સંસ્કાર-વિચાર વગેરે કશું પણ માનવની મૂળગત એકતાને ખંડિત કરી શકે એમ નથી. એ મૂળભૂત એકતાના દર્શન-સ્વીકાર-સ્થાપના-અને વ્યવહાર માટે યોગશાસ્ત્રનો સ્વીકાર સાર્વત્રિક થવો ઘટે. એ થાઓ એટલું આપણે ઈચ્છીએ. ॥ ૫૩ ॥

આમ આપણી યોગયાત્રા પ્રાણાયામ સુધી આવી. પ્રકાશનો પ્રાદુર્ભાવ અને સ્થૈર્ય તરફ મનનું વલણ-યોગ્યતા એ પ્રાણાયામનું ફળ આપણે જોયું. હવે એ પ્રાણાયામના ફળના જ સ્વાભાવિક ઉત્કર્ષ સમા પ્રત્યાહાર નામના યોગાંગ તરફ યોગી વળે છે. પ્રાણાયામ પછીનું જે યોગાંગ છે તે પ્રત્યાહાર. તો એ પ્રત્યાહારનું લક્ષણ શું ? સ્વરૂપ શું ! એ પ્રત્યાહારનું પ્રકરણ શરૂ કરતાં ભગવાન ગ્રંથકાર કહે છે.—

**स्वविषयासंप्रयोगे चित्तस्य स्वरूपानुकार इव इन्द्रियाणां प्रत्याहारः ॥ ५४ ॥**

**स्वविषयासंप्रयोगे**=પોતપોતાના શબ્દાદિ વિષયોના અસંબંધને લઈને જન્મતું **इन्द्रियाणां**=ઇન્દ્રિયોનું **चित्तस्वरूपानुकार इव**=જાણે ચિત્તના સ્વરૂપનું જે અનુકરણ તે **प्रत्याहारः**=પ્રત્યાહાર કહેવાય છે.

અર્થાત્ પ્રત્યાહારમાં ઇન્દ્રિયો ચિત્તસ્વરૂપ જ બની જાય છે ! ચિત્તનું જેવું સ્વરૂપ તેવું જ ઇન્દ્રિયોનું પણ તે વેળા સ્વરૂપ થઈ જાય છે. ઇન્દ્રિયો પોતાનું સ્વરૂપ જાણે તજી દઈ ચિત્તમય થઇ જાય છે એમાં કારણભૂત છે ઇન્દ્રિયોનો વિષયો સાથેના સંયોગનો અભાવ ! બસ-ઇન્દ્રિયોની, પોતપોતાના વિષયોના સહજ ત્યાગપૂર્વકનો, ચિત્તની સાથેની તન્મયતા એટલે પ્રત્યાહાર છે. આ તો થયો શબ્દાર્થ-જરા વધારે સ્પષ્ટતાથી સમજવાનો યત્ન કરીએ. પ્રાણાયામથી સત્ત્વગુણનો, અત્યંત ઉત્કર્ષ થાય છે. જ્યાં જ્યાં સત્ત્વગુણનો ઉત્કર્ષ હોય ત્યાં ત્યાં પ્રકાશ, પ્રસાદ, લાઘવ (સ્ફુર્તિ-યુક્ત શરીર ઇન્દ્રિયો વગેરેનું હલકાપણું) સુખમયતાનો અનુભવ થાય છેજ. આવું હલકું પ્રસન્ન પ્રકાશમય મન ઊંચા પ્રકારના સુખાસ્વાદમાં ધીરે ધીરે ડૂબતું હોઇને તેવા જીવને હવે ઇન્દ્રિયોથી ભોગવાના બાહ્ય વિષયો ઉપર પ્રીતિ રહેતી નથી. એટલું જ નહીં વિષયોના ઉપભોગમાં રહેલી દુઃખગર્ભતાનો એવા જીવને સાક્ષાત્કાર થાય છે. આથી વિષયોના દોષોનું તેવાને સહજ

રહેજ સત્યની. મોળાશ છેજ. વેદાદિથી વિરુદ્ધ નહીં એવા વિષયોનું સેવ-
ગૃહસ્થને માટે યોગ્ય છે પણ યોગીને માટે નહીં જ—એ સમજાવવાનું ન હોય
સ્વેચ્છાએ ઇન્દ્રિયોનુ પ્રવર્તન કે નિવર્તન એ યોગીની આંતરશક્તિનું સૂચ
જરૂર છે. પણ વિષયોમા ઇન્દ્રિયોની પ્રવર્તના માટે ઇચ્છા જ શાને? સંસાર
પાછુ ફરીને શું જોવાનુ। એટલે, એમાંથી. પણ ફલિપ્રવેશ માટે છિદ્ર રહે
મધ્યસ્થભાવે પણ વિષયાદિનુ જ્ઞાન શા માટે। જેનો નિરન્વય ત્યાગ જ સે
તેનુ વળી વાગતહેવારે મુરબ્બીભાવે અવલોકન શે? દર્શન શે। સ્મરણે શે
આદર્શની શુદ્ધિનો આગ્રહ તો ભગવાન જૈગીષવ્ય સાથે જ મળતા થ
જણાવે છે. સત્યમા ક્યાયે, કોઇપણ નિમિત્તે માંડવાડની નીતિ ભયાવહ
વળી માયા મહાચતુર છે. યોગારૂઢને પણ એ ભૂમિ પર પછાડી મૂકે
આથી વિષયો સાથે પૂર્ણ સબંધવિચ્છેદ એટલે જ ઇન્દ્રિયોનો પરમ-
છે। ઇન્દ્રિયો સાથેના બાહ્ય સંબંધના વિચ્છેદ તેવો યોગી જડ થઇ જાય
'એવું રખે કોઇ સમજે। તે તો હવે અતિચેતનના લીલારાસમાં ડૂબ્યો
અને આથી ઇન્દ્રિયોના સ્પન્દન વાસ્યનો લાગે છે. બાકી તેના સુખાઓ
તો પાર નથી. આથી યોગ એ જડ થવાનો પ્રયોગ છે એમ કોઇ ન સ
સે। આ ઠેકાણે માનવજાતને માટે મહા ઉપદેશ છૂપાયો છે. World
too much with us કે We are too much with
world? આનો નિકાલ આ સૂત્ર આપી દે છે। પરમકૃપાળુ પરમા
કૃપાથી અહીં યોગશાસ્ત્રનો બીજો સાધનપાદ પૂર્ણ થાય છે. યથ
યથાજ્ઞાન એનું વ્યાખ્યાન કર્યું છે. અંતર્યામિ એનાથી પ્રસન્ન હો. હવે
યોગશાસ્ત્રના વિવરણ માટે તેજ યોગતત્ત્વપ્રકાશને મતિ દો એટલી
સાથે પરમપ્રેમથી તેને અને સૌને વંદના કરી વિરમું છું.

બે૦ ભાઈના હેતવંદ૦

# ગીતાબંધુ ગ્રંથાવલિ

શ્રી નલિન મ. ભટ્ટ કૃત નીચેના પુસ્તકો આજેજ વસાવો, આ પુસ્તકો સિવાય આપની પુસ્તકશાળા અધૂરી છે.

**(૧) પાતંજલ યોગદર્શન અર્થાત્ યોગપત્રાવલિ ભાગ ૧ સમાધિપાદ કિંમત રૂા. ૨-૪-૦**, યોગવિદ્યાના અભ્યાસીઓ માટે આ પુસ્તક અજોડ છે. ઉજ્જ્વલતમ ચિંતન અને ચેતનથી ભરેલો અને રસમય પ્રવાહી શૈલીમાં લખાયેલો આ ગ્રંથ તમો એક વખત વાંચશો તો તમને હાથમાંથી મૂકવા નહીં ગમે. અત્યાર સુધીના આ વિષયનાં ગ્રંથોમાં આ ગ્રંથની ભાત અનેરી જ છે.

**(૨) પાતંજલ યોગદર્શન અર્થાત્ યોગપત્રાવલિ ભાગ ૨ જો સાધનપાદ કિંમત રૂા. ૨-૮-૦** આ ભાગ પણ પ્રકટ થઈ ચૂકયો છે.

**(૩) ગીતા મનન ભાગ ૧ લો અધ્યાય ૧ થી ૯ કિંમત રૂા. ૨-૪-૦** ગીતા ઉપર આ અદ્વિતીય ગ્રંથ છે. એની સરળતા અને સરસતા બેનમૂન છે. ગુરુશિષ્યની પ્રશ્નોત્તરી રૂપે લખેલો આ ગ્રંથ ગીતાના રહસ્યને જાણવા કેવળ જરૂરી છે એની લલિત અને મનોરમ શૈલીથી મુગ્ધ થવાશે. ગીતા સાહિત્યમાં એનું સ્થાન અજોડ છે.

**(૪) ગીતા મનન ભાગ ૨ જો અધ્યાય ૧૦ થી ૧૮ કિંમત રૂા. ૨-૦-૦** આ ગ્રંથ પણ પ્રકટ થઇ ચૂકયો છે.

**(૫) ઉપનિષદ્ ચતુષ્ટય ( અર્થાત્ માંડૂકય, ઐતરેય, તૈત્તિરીય અને શ્વેતાશ્વતર ઉપનિષદ્નો ભાષ્ય સહિત ગુટકો ) કિંમત રૂા. ૨-૮-૦** આ ગ્રંથ ગુજરાતી આધ્યાત્મિક સાહિત્યમાં અપ્રતિમ છે. આ વિદ્યાનું આર્યહૃદય સામાને આર્દ્ર કરી મૂકે એવું છે. વેદાન્ત વિદ્યાના અભ્યાસી માટે આ ગ્રંથ કેવળ અનિવાર્ય છે. એની માધુરી અને અર્થલાલિત્ય અદ્વિતીય છે.

**(૬) પ્રશ્નોત્તરી** શ્રીમદ્ ભાગવતના ૧૧ મા સ્કંધના ૧૯ મા અધ્યાયની, ભગવાન અને ઉદ્ધવજી વચ્ચેની આ પ્રશ્નોત્તરી અર્થગાંભીર્ય, અને દૃષ્ટિનાવીન્ય અને મનોહરતાની નજરે અદ્‌ભુત છે. **કિંમત ૦-૮-૦**

**(૭) પ્રભુને પંથે** ઇશ્વરને માર્ગે જવા ઇચ્છનારાઓ માટે આ ગ્રંથ કેવળ અનિવાર્ય છે. ભાઇબેનના હેતાળ, રસઝર્યા, નીતરા, ઉલ્લાસમય, અને પવિત્રતમ સંવાદ રૂપે લખેલો આ ગ્રંથ વિષયની ગંભીરતા છતાં બેનમૂન સરળ શૈલીમાં અત્યંત પદ્ધતિસર અને વ્યવસ્થિત વિચારસરણી રજૂ કરે છે. દરેક ભાઇએ દરેક બેનને વીરપસલી તરીકે આપવા જેવો આ અજોડ ગ્રંથ ઘરેઘરે વસાવવા જેવો છે. **કિંમત રૂા. ૨-૮-૦**

(૮) **ભાગવતનો વિશ્વધર્મ** : કિંમત ૦-૮-૦ ગજવામા રહી શકે એ કદની આ પુસ્તિકા સૌએ ધર્મના સાચા રહસ્યને જાણવા માટે, વધારી જરૂરી છે ધર્મની સાચી સમજ જીવનને ઉજાળા જેવુ બનાવે છે આ પુસ્તકમાં તમામ ધર્મોના સમન્વયની દૃષ્ટિ પ્રધાન છે અંધારામા અજવાળુ પાથરે એવી, સુગમ શૈલીમા લખાયેલી આ પુસ્તિકા શુભાશુભ પ્રસંગે લ્હાણી કરવા જેવી છે મહારાજા યુધિષ્ઠિર ને દેવર્ષિ નારદના સંવાદમા ઢાળેલી આ પુસ્તિકાની હૃદયંગમ સમજ નવીજ પ્રકાશ દેશે

(૯) **ભાગવતની ગુરુપચ્ચીસી** કિંમત ૦-૧૦-૦ મહારાજા યદુ અને ભગવાન દત્તાત્રેયજી વચ્ચેનો આ અદ્ભુત સંવાદ છે કોઈપણ પ્રકારની ઇચ્છાવાળા માટે આ ગજવામા રહે એ કદની પુસ્તિકા માર્ગદર્શક થશે જીવનના અતલ ઉંડાણને માપતી, સરસ અને સમર્થ શૈલીમા રજૂ થયેલ આ આત્મ પ્રબોધક પુસ્તિકા સૌ અધ્યાત્મ પ્રેમી ભાઈબહેનો માટે રસમય પાથેયથી ભરપૂર છે

---